# વિવિધ ધોળ

તથા

# પદસંગ્રહ.

## ભાગ ૧ લો.

કીંમત ૧-૪-૦.

॥ श्रीकृष्णाय नमः ॥

જ્ઞાન અને ભક્તિ રસથી ભરપુર



# વિવિધ ધોળ તથા પદસંગ્રહ.

## ભાગ ૧ લો.

બહોળા સુધારા વધારા સાથે
પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને માટે.


સંશોધક અને પ્રકાશક.
લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.
મંગપોળ, ખતરી પોળ } અમદાવાદ.
ઑફિસ—રીચીરોડ, નં. ૧૧ }




શ્રીકૃષ્ણાબ્દ ૫૧૪૮ શ્રીવલ્લભાબ્દ ૪૪૩


શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં, શા. સોમાભાઇ મંગળદાસે છાપ્યું
ઠે. પાંચકુવા—અમદાવાદ.

આવૃત્તિ ચોથી. પ્રત ૨૦૦૦
સંવત ૧૯૭૮. સને ૧૯૨૨


કીંમત રૂ. ૧-૪-૦.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.



અત્યાર સુધીમાં ધોળ—પદનાં ઘણાં પુસ્તકો બહાર પડયાં છે તેમાં વળી આ એક લઘુ પુસ્તકનો ઉમેરો કરૂં છું. જેને સર્વે વૈષ્ણવ ભાવિક જનો સન્માનથી સ્વીકારી લેશે, એવી આશા છે.

આવાં ધોળ—પદનાં પુસ્તકોનો વૈષ્ણવ સમાજમાં વધારે પ્રકાશ થવાની જરૂર છે, એમ મને મારા અવલોકન, અનુભવ અને અભ્યાસથી જણાયું છે. ને તે એ કે આવાં બીજાં પુસ્તકો જોતાં તેમાં ઘણાં રસિક ધોળ જણાતાં નહોતાં, જે હતાં તે પૈકી અમુક પ્રસંગને લગતાં ઘણાંધોળ હોય, પણ તે એવી દશામાં ગોઠવાયલાં કે એક આ છેડે તો બીજું બીજે છેડે, ને તેમ હોવાથી દાખલા તરીકે—અમુક પ્રસંગને લગતાં ધોળ આજે બોલવાં છે. તો તે ખોળી કાઢવામાં વૈષ્ણવોને ઘણી અગવડ પડે તેમજ કેટલાંક ધોળ પરંપરાથી વયોવૃદ્ધ મહાનુભાવી વૈષ્ણવોદ્વારા મુખપાઠથી બોલાતાં આવેલાં, જે પ્રગટ થયેલાં જણાતાં નહોતાં તેવાં ધોળ મેં ભાવિક ભક્તોદ્વારા ૫—૭ વર્ષ પૂર્વે મેળવી સંગ્રહ કરી રાખેલો હતો. પણ પ્રસંગવશાત્ તે વખતે પ્રગટ કરવાનું નહિ બની શકવાથી આજે આ પુસ્તક વૈષ્ણવોની સલાહ, મદદ અને કૃપાના બળથી વૈષ્ણવોની સેવામાં મૂકવા ભાગ્યશાળી થયો છું.

આ પુસ્તકની રચના કરવામાં જો કે કોઈપણ જાતનું ખાસ નવીન પણું નથી, છતાં પણ વૈષ્ણવોને વાંચતાં સરળ પડે, થોડી મહેનતે વધુ લાભ લઇ શકે, અમુક પ્રસંગને લગતાં ઘણાં ધોળ—પણ એકી વખતે એક સાથેજ મળી આવે તેવા હેતુથી તેમાં ૧૬ પ્રકરણો રાખ્યાં છે, જે ઉપરથી આ પુસ્તક કેટલું ઉપયોગી છે. તે સુજ્ઞ વૈષ્ણવ બંધુઓની ધ્યાનમાં આવશે. ને તેમ થશે તો મારો શ્રમ સફળ થયો માનીશ.

આ પુસ્તકના પાછળના ભાગમાં શ્રીમદ્ આચાર્યજી મહાપ્રભુજી શ્રીગુસાંઇજી, સાતેલાલજી, તથા હાલ ભૂતળ ઉપર બિરાજતા વલ્લભકુળના બાળકોના જન્મ દિવસનો નોંધ આપવામાં આવ્યો છે,

વળી આ પુસ્તકમાં શ્રીમદ્ આચાર્યજી મહાપ્રભુજીએ પૃથ્વી પરિક્રમા કરી અનેક દેશને પાવન કર્યા, માયાવાદીઓ સાથે ધર્મનું દ્વંદ્વયુદ્ધ કરી, દિગ્વિજય મેળવી, પુષ્ટિમાર્ગ સ્થાપિત કરી તે સ્થળમાં પોતાની ૮૪ બેઠકો સ્થાપિત કરી, તે પૈકી કેટલાંક નામફેર થઇ ગયાં છે, ને કેટલાંક હાલ સુધી પણ ગુપ્ત છે. આવાં પ્રાચીન તીર્થક્ષેત્રથી ઘણા વૈષ્ણવો અજાણ છે. તેથી તે પ્રગટ કરવાના હેતુથી તે સંબંધી સંપૂર્ણ માહીતી દર્શાવનારો કોઠો પાછળ આપ્યો છે. એવીજ રીતે શ્રીમદ્ શ્રીગુસાંઇજી ( શ્રીવિઠ્ઠલનાથજી ) એ, શ્રીગોકુલનાથજીએ અને શ્રીહરિરાયજી વગેરે બાળકોએ પણ કેટલેક સ્થળે માયાવાદનુ ખંડન કરી, ભક્તિ માર્ગ સ્થાપિત કરી પોતાની બેઠકો પ્રસિદ્ધ કરી છે, તેનું વર્ણન પાછળ આપવામાં આવ્યું છે.

આ પુસ્તક રચવામાં જે ભગવદીયોએ મને સૂચના, સલાહ અને મદદ આપી છે, તેમજ ધોળ–પદ મેળવી, લખી–લખાવી આપીને જે કીમતી મદદ કરી છે તેથી આ તકે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, તેથી આ પુસ્તકમાં પ્રુફ સુધારવામાં દૃષ્ટિ દોષથી ભૂલ રહી હશે, તે ખાતે પ્રિય વૈષ્ણવો પાસેથી ક્ષમા માગું છું.

પ્રભુ કૃપાથીજ આ કૃતિ હાથ ધરવાની પ્રેરણા અને તેને ફળીભુત કરવાનો વખત મળી આવ્યો છે. તો તે કૃપાનું ફળ હું શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણારવિંદમાંજ સપ્રેમ નિવેદન કરૂં છું.

ચંગપોળ–ખતરીપોળ
અમદાવાદ.
વૈશાખ કૃષ્ણ એકાદશી
સંવત ૧૯૭૦

લી. આપનો દાસાનુદાસ વૈષ્ણવ
લલ્લુભાઇ છગનલાલ દેસાઇના
દીનતા પૂર્વક જયશ્રીકૃષ્ણ.

# અનુક્રમણિકા.



## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.

ગ્વાલકે પદ.



ભોજન બોલાયવેકે પદ.



સંગમિલ ભોજનકે પદ.



વ્રજભક્તકે પદ.



છાકકે પદ.



કુંજભોજનકે પદ.



ભોગ સરવેકે પદ.



ઉષ્ણુકાલકે ભોગ સરવેકે પદ.



બીરીકે પદ.



ઉષ્ણુકાલ બીરીકે પદ.



રાજભોગ સન્મુખકે પદ.



કુંજકે પદ.



ખસખાનેકે પદ.



રાજભોગ આરતિકે પદ



ઉત્થાપનકે પદ.



ભોગ સમયકે પદ.



આરતિકે પદ.



શૃંગારવડે હોયવેકે પદ.



વ્યારૂકે પદ.

બારીકે પદ.



સેન સન્મુખકે પદ.



માનકે પદ.



પોઢવેકે પદ.



## પ્રકરણ ૩ જું.

### શ્રી યમુનાજીનાં પદ તથા ધોળ.



### શ્રી યમુનાજીની આરતિ.



### શ્રી યમુનાષ્ટકનું ધોળ.



## પ્રકરણ ૪ થું.

### શ્રી નવનીત પ્રિયાજીનાં ધોળ.



### શ્રીમથુરેશજીનાં ધોળ.



### શ્રીવિઠ્ઠલનાથજીનાં ધોળ.



### શ્રી દ્વારકાંનાથજીનાં ધોળ.



### શ્રીગોકુલનાથજીનાં ધોળ.

નાર છેદનકે પદ.



છઠ્ઠી કે પદ.



પાલનેકે પદ.



ઢાઢિકે પદ.



જન્માષ્ટમીનાં ઘોળ.

## પ્રકરણ ૭ મું.

## પ્રકરણ ૮ મું.

## પ્રકરણ ૯ મું.



## પ્રકરણ ૧૦ મું.



## પ્રકરણ ૧૧ મું.

## પ્રકરણ ૧૨ મું.



## પ્રકરણ ૧૩ મું.

## પ્રકરણ ૧૪ મું.



## પ્રકરણ ૧૫ મું.

### अथ जन्म वैफल्य निरुपणाष्टक.

## પ્રકરણ ૧૬ મું.

॥ श्रीकृष्णाय नमः ॥



॥ श्रीद्वारकेशो जयति ॥



# વિવિધ ધોળ
## તથા
# પદ સંગ્રહ.
## ભાગ ૧ લો.

**मंगलाचरण.**

श्रीगोवर्धननाथ[1]पादयुगलं हैयंगवीनप्रियं[2] ।
नित्यं श्रीमथुराधिपं[3] सुखकरं श्रीविठ्ठलेशं[4] मुदा ॥
श्रीमद्द्वारवतीश[5]गोकुलपती[6] श्रीगोकुलेंदुं[7] विभुं ।
श्रीमन्मन्मथमोहनं[8] नटवरं[9] श्रीबालकृष्णं[10] भजेत् ॥१॥

---

૧ શ્રીનાથજી, ૨ શ્રીનવનીતપ્રિયજી, ૩ શ્રીમથુરેશજી, ૪ શ્રીવિઠ્ઠલેશરાયજી. ૫ શ્રીદ્વારકાંનાથજી, ૬ શ્રીગોકુલનાથજી, ૭ શ્રીગોકુલચંદ્રમાજી, ૮ શ્રીમદનમોહનલાલજી, ૯ શ્રીનટવરલાલજી, ૧૦ શ્રીબાલકૃષ્ણલાલજી.

चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ।
स्वीयानां तान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥२॥
यदनुग्रहतो जंतुः सर्वदुःखातिगो भवेत् ।
तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनंदनम् ॥३॥
सायं कुञ्जालयस्थासनमुपाविलसत्स्वर्णपात्रं सुधौतं
राजद्यज्ञोपवीतं परितनु वसनं गौरमम्भोजवक्त्रम् ।
प्राणानायम्य नासापुटनिहितकरं कर्णराजद्विमुक्तं
वन्देऽर्धोन्मीलिताक्षं मृगमदातिलकं विठ्ठलेशं सुकेशम् ॥४॥
श्रीमद्गिरिधर[1]गोविंद[2]बालकृष्णा[3]ख्यवल्लभान्[4] ।
रघु[5]यदु[6]कुलाधीशौ घनश्यामा[7]न्नमाम्यहं ॥ ५ ॥



૧ શ્રીગિરિધરજી, ૨ શ્રીગોવિંદજી, ૩ શ્રીબાલકૃષ્ણજી, ૪ શ્રીગોકુલનાથજી, ૫ શ્રીરઘુનાથજી, ૬ શ્રીયદુનાથજી, ૭ શ્રીઘનશ્યામજી, એ રીતે શ્રીનાથજી આદિ સાતે સ્વરૂપ, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી આદિ સાતે બાળકોને દંડવત્ પ્રણામ કરવા.



# પ્રકરણ ૧ લું.

## વૈષ્ણવોનું નિત્ય નૈમિત્તિક કર્મ.



ષ્ણવોએ ઉષઃકાળમાં ઉઠવું. ( પાછલી પાંચ ઘડી રાત્રિ બાકી હોય તે સમયને ઉષઃકાળ કહે છે. ) તે સમયે ઉઠી પ્રથમ માળા તથા અધિકાર પ્રમાણે લીધેલા ઉપવીતને સંભાળી તેનાં દર્શન કરવાં. બ્રહ્મનારદીય પુરાણમાં કહ્યું છે કે:—

**ब्राह्मे मुहूर्ते चोत्थाय परब्रह्म विचिन्तयेत् ॥**

બ્રાહ્મમુહૂર્તમાં એટલે ઉપર દર્શાવેલા કાળમાં ઉઠી, પરબ્રહ્મ એટલે શ્રીકૃષ્ણચંદ્રનું હૃદયમાં પરિચિંતન કરવું. વળી કહ્યું છે કે:—

**वंदे सर्वोपनिषदां सारमेकपदास्थितम् ॥**
**करस्फुरन्मुरलिकाश्यामलं ब्रह्म कोमलम् ॥**

સર્વ ઉપનિષદોના સારરૂપ અને એક ચરણારવિંદે કરીને સ્થિત એવા સુશોભિત શ્રીહસ્તમાં મુરલી ધારણ કરનાર, મેઘશ્યામ પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ, તેમનું ધ્યાન ધરી વંદન કરવું. પછી નીચે પ્રમાણે નામોનાં ઉચ્ચારણ કરવાં:—

૧ શ્રીગોવર્દ્ધનનાથજી, ૨ શ્રીનવનીતપ્રિયજી, ૩ શ્રીમથુરેશજી, ૪ શ્રીવિઠ્ઠલનાથજી, ૫ શ્રીદ્વારકાનાથજી, ૬ શ્રીગોકુલનાથજી, ૬ શ્રીગોકુલ ચંદ્રમાજી, ૮ શ્રીમદનમોહનજી, ૯ શ્રીબલદેવજી, ૧૦ શ્રીયમુનાજી, ૧૧ શ્રીગિરિરાજજી, ૧૨ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી, ૧૩ શ્રીમદ્‌ગોસ્વામિ શ્રીવિઠ્ઠલનાથજી, (તેમના પુત્ર) ૧૪ શ્રીગિરિધરજી, ૧૫ શ્રીગોવિંદરાયજી, ૧૬ શ્રીબાલકૃષ્ણજી, ૧૭ શ્રીગોકુલનાથજી, ૧૮ શ્રીરઘુનાથજી, ૧૯ શ્રી યદુનાથજી, ૨૦ શ્રીઘનશ્યામજી, અને ૨૧ પોતાના ગુરૂદેવ, આમ એકવીશ નામોનાં ઉચ્ચારણ કરવાં. તે પછી દેહકૃત્ય કરવું.

**શૌચ**—શૌચને માટે જળનું મોટું પાત્ર ભરીને, યથાવકાશ ઘરથી અથવા ગામથી દૂર શૌચ કરવા જવું. દેવભૂમિ, નદી, તળાવ, રાજ માર્ગ વગેરે સાર્વજનિક ઉપયોગના સ્થાનમાં શૌચ કરવા માટે કદાપિ બેસવું નહિ. શૌચ કરવા બેસતાં પહેલાં વસ્ત્રથી મોં, નાક તથા માથાને વીંટવું, ઉપવીત જમણે કાને ચઢાવવું.

**एका लिंगे गुदे पंच तथा वामकरे दश ।**
**उभयोः सप्त दातव्याः पादयोस्तु त्रिभिस्त्रिभिः ॥**

**અર્થ**—મૂત્ર ઇંદ્રિયને એકવાર, ગુદાને પાંચવાર, ડાબા હાથને દશવાર, ફરી બેઉ હાથ ભેગા કરીને સાતવાર માટી સહિત જળથી ધોવા. તે પછી કોગળા કરવા. કોગળાનો વિધિઃ—

**मूत्रे पुरीषे भुक्तांते रेतःप्रस्रवणे तथा ।**
**चतुरष्ट द्विषट्द्व्यष्टगंडूषैः शुद्धिमाप्नुयात् ॥**

**અર્થ**—પિશાબ કરીને ચાર, શૌચ કરીને આઠ, જમ્યા પછી બાર, વિષયના અંતમાં સોળ કોગળા કરવાથી શુદ્ધ થાય છે.

**દંતધાવન**—દાતણ કરવાનો વિધિઃ—

**अपामार्गं वादरं वा द्वादशांगुलमव्रणम् ॥**
**कनिष्ठांगुलिवत् स्थूलं पर्वार्धकृतकूर्चकम् ॥**

**અર્થ**—અંઘાડો અથવા બોરડી વગેરે વૃક્ષનાં દાતણ બાર આંગળ લાંબાં. ટચલી આંગળીનાં ટેરવાં જેટલાં જાડાં લેવાં,

દાતણની સ્તુતિનો શ્લોકઃ—

**आयुर्बलं यशो वर्चः प्रजापशुवसूनि च ।**
**ब्रह्म प्रज्ञां च मेधां च त्वन्नो देहि वनस्पते ॥**

**અર્થ**—હે વનસ્પતે ! તું મને આયુષ્ય, બળ, યશ, કાન્તિ, પ્રજા પશુ, દ્રવ્ય. જ્ઞાન તથા બુદ્ધિ આપ. આ શ્લોક ભણી દાતણ કરવું પછી બાર કોગળા કરી મુખ શુદ્ધ કરવું. વ્રતને દિવસે કાષ્ટનું દાતણ કરવું નહિ. પણ સારી રાખથી દાંત ઘસીને દાતણ કરવું.

**સ્નાન**—નાહવાનો વિધિઃ-પ્રથમ આંખે જળ લગાડી, ચોટલીની ગાંઠ વાળી પ્રાણાયામ કરવો. પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ-

**ममोपात्तदुरितक्षयद्वारा श्रीकृष्णप्रीत्यर्थं, सकलकर्म-**
**योग्यतासिद्ध्यर्थं प्रातःस्नानमहं करिष्ये ॥**

પછી ગંગાદિક તીર્થોનું આવાહન કરવું. તેનો મંત્રઃ—

**पुष्कराद्यानि तीर्थानि गंगाद्या सरितस्तथा ।**
**आगच्छंतु पवित्राणि स्नानकाले सदा मम ॥**
**श्रीकृष्णवल्लभे देवि यमुने पापहारिणि ।**
**सेवार्यै स्नातुमिच्छामि जलेऽस्मिन्सान्निधिं कुरु ॥**

આ મંત્ર ભણી ત્રણવાર સ્નાન કરવું. ટાઢા જળથી કોગળા

કરી અંતરમાં શ્રીહરિસ્મરણપૂર્વક સ્નાન કરવું. નહાતી વખતે પગના જળનો તથા એઠાજળના છાંટાનો બચાવ રાખવો. બોલવું નહિ. નાહ્યા પછી અંગુછાથી પહેલાં મોઢું લુછવું, પછી આખું શરીર લુછવું. પછી ધોએલાં શુદ્ધ વસ્ત્ર પહેરવાં, તથા ઓઢવાં. પછી આસન ઉપર બેસી દેહની શુદ્ધિ માટે ભગવાનનું ચરણામૃત મુખમાં લેવું, પછી આંખે તથા કપાળે લગાડવું. પછી શુદ્ધ જળથી આચમન કરી, ચોટલીની ગાંઠ બાંધવી.

**તિલક**—પછી ભગવાનના પ્રસાદી કેસર, કુમકુમ ચંદન ઇત્યાદીમાં ગોપીચંદન મેળવી વૈષ્ણવોએ બાર સ્થાનોમાં બાર તિલક કરવાં.

**हंडाकारं ललाटे स्यात् पद्माकारं तु वक्षसि ।**
**वेणुपत्रनिभं बाह्वोरन्यद्दीपाकृति स्मृतम् ॥**

**અર્થ**—લલાટમાં દંડાકૃતિ એટલે ભગવાનના ચરણના આકારનું તિલક કરવું, વક્ષઃસ્થળ એટલે હૃદયમાં બીડેલા કમળના આકારનું તિલક કરવું, બે બાહુપર વાંસના પત્રના આકારનાં તિલક કરવાં અને બાકીનાં ઠેકાણાંઓમાં દીવાની જ્યોતના આકારનાં તિલક કરવાં. તિલક કરતી વખતે નીચે પ્રમાણે ભગવાનના નામોનો ઉચ્ચાર કરવો.

૧ લલાટમાં તિલક કરતાં "केशवायनमः केशवं ध्यायामि" ૨ ડુંટીપર કરતાં "नारायणायनमः नारायणं ध्यायामि" ૩ હૃદયમાં કરતાં "माधवायनमः माधवं ध्यायामि" ૪ કંઠમાં કરતાં "गोविंदायनमः गोविंदं ध्यायामि" ૫ જમણી કેડે "विष्णवेनमः विष्णुं ध्यायामि" ૬ જમણે હાથે કરતાં "मधुसूदनायनमः मधुसूदनंध्यायामि" ૭ જમણા કાનની મુળે કરતાં "त्रिविक्रमायनमः त्रिविक्रमं ध्यायामि" ૮ ડાબી કેડે કરતાં "वामनायनमः वामनं ध्यायामि" ૯ ડાબે હાથે કરતાં "श्रीधरायनमः श्रीधरं ध्यायामि" ૧૦ ડાબા કાનના મુળે કરતાં हृषिकेशायनमः हृषीकेश

ध्यायामि" ૧૧ પીઠે કરતાં "पद्मनाभायनमः पद्मनाभं ध्यायामि" ૧૨ બોચીએ કરતાં "दामोदरायनमः दामोदरं ध्यायामि" એ પ્રમાણે બારે ઠેકાણે ભગવાનનાં દ્વાદશનામ લઇ તિલક કરવાં. બાકી રહેલા કુમકુમ ને ધોઈને તે જળ "वासुदेवायनमः" એ મંત્ર ભણી માથે ચઢાવવું. બ્રાહ્મણોને ઓંકાર (પ્રણવમંત્ર) પૂર્વક ઉપર લખેલાં નામો ભણી તિલક કરવાનો નિષેધ નથી એમ ઉપનિષદ્‌માં કહ્યું છે.

**મુદ્રાઃ**—પછી શીતળ ગોપીચંદનની મુદ્રા ધારણ કરવી. તેનો વિધિ. વૈષ્ણવોએ તિલક મુદ્રા ધારણ કર્યા સિવાય કાંઈ પણ સત્કર્મો કરવાં નહિ. તે વિષે બૃહન્નારદીય પુરાણમાં વચન છે કેઃ—

**शंखचक्रादिराहतः पूजां यस्तु समाचरेत् ।**
**निष्फलं पूजनं तस्य हरिश्चापि न तुष्यति ॥**

**અર્થ**—ગોપીચંદનની શંખ, ચક્રાદિક મુદ્રાથી રહિત થઇ જે ભગવાનનું પૂજન કરે છે, તેનું પૂજન નિષ્ફળ જાય છે. અને શ્રીહરિ પણ તેના ઉપર પ્રસન્ન થતા નથી.

મુદ્રા કયા કયા અંગમાં કયી કયી ધારણ કરવી તેનો વિધિ. જમણા હાથના મૂળમાં એટલે ખભાથી સહેજ નીચે ચાર ચક્ર, તેની નીચે ફરી એક નામમુદ્રા, તેની નીચે એક શંખ, તેની નીચે ફરી એક નામમુદ્રા, અને તેની આજુબાજુ બબ્બે મળી ચાર પદ્મ ધારણ કરવાં. એજ રીતે જમણા સ્તન ઉપર વચમાં માગ રાખી ત્રણ ચક્ર ઉપરા આપરી કરવાં. વચ્ચે રાખેલા માગમાં એક એક એમ બે શંખ કરવા, તેની આજુબાજુ બબ્બે મળી ચાર પદ્મ કરવાં. ફરી હૃદયમાં એક નામ મુદ્રા કરવી, તેની હેઠળ આજુબાજુએ મળી ચાર સંપ્રદાય મુદ્રાઓ કરવી, પછી લલાટમાં તિલકની વચ્ચે નાકના મૂળમાં એક ગદા કરવી, તેના ઉપરા ઉપરી માથાના વાળ સુધી ચાર

સંપ્રદાય મુદ્રાઓ કરવી, પછી ડાબે હાથે ખભાની હેઠળ ચાર શંખ, તેની હેઠળ એક નામમુદ્રા તેની હેઠળ એક ચક્ર, તેની હેઠળ ફરી એક નામમુદ્રા અને તેની આજુ બાજુ બબે મળી ચાર ગદાઓ કરવી. તેજ પ્રમાણે ડાબા સ્તન ઉપર ઉપરા ઉપરી વચમાં માગ રાખી ત્રણ ચક્રો કરવાં, રાખેલા માગમાં એક એક મળી બે શંખ કરવા, અને તેની આજુબાજુએ બબે મળી ચાર ગદાઓ કરવી. ફરી જમણા કાનની નીચેથી કંઠ સૂધી જરા જરા માગ રાખી ત્રણ ચક્ર કરવાં, તેજ રીતે ડાબા કાનની નીચેથી કંઠ સૂધીમાં વચ્ચે જરા જરા માગ રાખી ત્રણ ચક્ર કરવાં, અને કંઠના તિલકની વચ્ચે એક ચક્ર કરવું. પછી નાભી ઉપર તથા જમણી ડાબી બન્ને કેડો ઉપર તથા પુંઠ ઉપર તથા પાછળ બોચીપર તથા તાળવાપર એક એક ચક્ર કરવું.

## ભગવત્સેવાના પ્રકાર.

વૈષ્ણવોને ભગવત્સેવા કરવી એ મુખ્ય ધર્મ છે. જે ગાદીના સેવક હોય તે ગાદીના શ્રીમદાચાર્યચરણ ગુરૂદેવ પાસે પ્રાતઃકાળથી શયનપર્યંતની સેવાવિધિ સમજી લઇ પછી પોતાના ઘરમાં શ્રીનીસેવા પધરાવવી. ઋતુ અનુસાર પૂર્ણ પ્રીતિપૂર્વક સેવા કરવી, રાજસેવા કરવાની સર્વ પ્રકારે પોતાને અનુકુળતા ન હોય તો વૈષ્ણવોએ પોતાના શ્રીગુરૂદેવના સેવ્ય સ્વરૂપની છબી ઘરમાં પધરાવી તેમની સેવા કરવી. ઘરમાં મંદિર હોય તો તેમાં એક નાનું સીંહાસન મંદિરના વેત પ્રમાણે રાખી. તે ઉપર રૂઇએલ ગાદી તકીઆ મુકી, તેપર એક મલમલની ચાદર બીછાવવી. મુખવસ્ત્ર તકીઆપર ધરી રાખવું. પીઠના તકીઆપર મલમલનું સુંવાળું વસ્ત્ર ઘડી વાળી ધરવું. પછી ગાદીપર શ્રીનાથજી, આદી ચિત્રજીને પધરાવવા. ઋતુને અનુસરતાં વસ્ત્ર

ધરાવવાં ગુંજાની માળા ઇત્યાદિ જે શૃંગાર હોય તે ધરવા, તે ઉપર મુગટ, ટીપારો, મોરપીંછ ઇત્યાદિ ધરવાં. શ્રીમસ્તક ઉપર પાગ ધરવી પછી ફુલની માળા ધરી, તુલસી ચરણારવિંદમાં સમર્પવાં. વેણુજી હોય તે ધરાવવાં. શુદ્ધ પવિત્ર જળ ઝારી ભરવા સારૂં લાવી રાખ્યું હોય તેમાંથી ઝારી ભરી, તેપર વસ્ત્ર વીંટી પડધાપર ધરવી. પછી શ્રીપ્રભુજી-ને દર્પણ દેખડાવવું પછી મેવો તથા મીશ્રી યથાશક્તિ જે સમયે જે સિદ્ધ હોય તેનો એક કટોરીમાં ભોગ ધરવો, મંદિરનાં દ્વાર મંગળ કરી બહાર બેસી પ્રાર્થના કરવી કે હે પ્રભો ! શ્રીમહાપ્રભુજીની કાનીથી તથા શ્રીગુરૂદેવની કાનીથી ભોગ આરોગશો. પછી અષ્ટાક્ષર મંત્રની પાંચ માળા તથા પોતાના શ્રી ગુરૂદેવના નામની એક માળા અવશ્ય ફેરવવી. શ્રીમદ્ભાગવત, શ્રીમદ્ભગવદ્ગીતા તથા ષોડશ ગ્રંથ જો વાંચતાં આવડતા હોય તો તેનો યથાશક્તિ પાઠ કરવો.

ગદ્ય પંચાક્ષર મંત્ર જપ કરવા જેવી અપરસ હોય તો તેનો પણ દરરોજ જપ કરવો. જો તેવી અપરસ ઘરમાં નહિ રહેતી હોય તો નદી, તળાવ, વાવ કે જે જળાશય નજીક હોય તો તેમાં સ્નાન કરી ગદ્ય, પંચાક્ષર મંત્રનો જપ જરૂર કરવો.

વર્ણાશ્રમ ધર્માનુસાર સંધ્યા, ગાયત્રીનો જપ વગેરે જે વૈદિક નિત્ય કર્મ કરવાનાં હોય તે સેવાના અવકાશમાં કરવાં. ત્રણ તાલી વગાડી ભોગ સરાવવો, આચમન મુખવસ્ત્ર કરાવી બીડી ધરાવવી, ઝારી ફરી ભરીને ધરવી. શ્રીનાં દર્શન તથા ચરણસ્પર્શ કરી પછી સુખશય્યામાં અથવા ઝાંપીમાં પોઢાડવા, મંદિરનાં દ્વાર મંગળ કરી દંડવત્ પ્રણામ કરવા. પછી બ્રાહ્મણ હોય તો તેમણે પ્રસાદી જળથી બલી-વૈશ્વદેવ કરવો, મધ્યાન્હ સમયે કોઇ અતિથી આવ્યો હોય તો તેને આદરપૂર્વક પ્રથમ મહાપ્રસાદ જમાડવો. આ ગૃહસ્થાશ્રમીઓનો ધર્મ છે.

અતિથિ વખતે ન મળે અથવા હંમેશાં તેને પ્રસાદ લેવડાવવાની પોતાની શક્તિ ન હોય તો ગૌ ગ્રાસ વિશેષ કાઢવો, પછી મહાપ્રસાદ લેવો. વૈષ્ણવોએ કદિ પણ અસમર્પિત એટલે અણપ્રસાદી વસ્તુ ખાનપાનમાં વાપરવી નહિ. સિદ્ધાન્તરહસ્ય ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ અસમર્પિ વસ્તુ સર્વથા વર્જન કરવાની આજ્ઞા કરી છે:—

**असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥**

કદાપિ ઉપર લખેલો પ્રકાર પ્રવાસ, અશૌચ વગેરે ખરી અડચણના કારણથી ન પળાય તો, સંપ્રદાયના ચાલતા સદાચાર પ્રમાણે ભગવત્પ્રસાદ તથા ભગવત્પ્રસાદી તુલસી તથા ભગવચ્ચરણામૃત ઉપયોગના પદાર્થોમાં મેળવીને તેમાંનો દોષ મટાડી; પ્રસાદી કરી ઉપયોગમાં લેવા. આણેલા સર્વ પદાર્થોમાંથી, થોડો ભાગ પણ પ્રથમ પોતાના ઉપયોગમાં લીધો હોય તો તેમાંનો બાકીનો ભાગ તે અર્ધભુક્ત કહેવાય છે. તેવા અર્ધભુક્ત પદાર્થોનો વૈષ્ણવોએ શ્રીપ્રભુની સેવામાં ઉપયોગ ન કરવો. એવી "સિદ્ધાન્ત રહસ્ય" ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે.

## સાંજે સેવા આદિ કર્મો કરવાનો વિધિ.

વૈષ્ણવોએ સાંજે સ્નાન કરી, પાછળ બતાવ્યા પ્રમાણે તિલકમુદ્રા ધારણ કરી, સેવામાં તત્પર થવું. ઉત્થાપનથી શયનપર્યંતની સઘળી સેવા સ્નેહપૂર્વક કરવી. શયન થયા બાદ બહાર આવી, પોતાના વર્ણાશ્રમ પ્રમાણે સાયંસંધ્યા ગાયત્રી તથા અષ્ટાક્ષર પંચાક્ષરનો જપ, નીત્યપાઠ યથાવિધિ કરવા પછી મહાપ્રસાદ લઈ પ્રથમ લખ્યા પ્રમાણે મુખશુદ્ધિ કરી બીડી લઇ સ્વસ્થ થવું. પછી ગામમાં ભગવત્ મંડળી કે સત્સમાગમ જ્યાં થતો હોય ત્યાં વૈષ્ણવ બ્રાહ્મણને મુખે શ્રીમદ્ભાગવત, શ્રીસુબોધિનીજી તત્ત્વદીપ નિબંધ, ષોડશ ગ્રંથના સિદ્ધાન્ત વગેરે ગ્રંથોનું સારી રીતે શ્રવણ

કરવું. સંસ્કૃત ગ્રંથો વાંચી સંભળાવનાર ન મળે તો તેનાં ભાષાંતરો તથા સંસ્કૃત ગ્રંથોના સિદ્ધાંતથી વિરૂદ્ધ ન હોય તેવા ભાષા ગ્રંથો વાંચવા, સાંભળવા તથા મનન કરવા. વેદ, ગીતા, ભાગવત, નારદ-પંચરાત્રથી વિરૂદ્ધ ગ્રંથોનું શ્રવણ કદી કરવું નહિ. ગામમાં તેવો સત્સમાગમ કોઇ ઠેકાણે ન થતો હોય તો ઉપર લખ્યા પ્રમાણે પોતાના ઘરમાંજ બધા કુટુંબીઓએ ભેગા મળી આગ્રહપૂર્વક સત્સમાગમ તથા ભગવત્કીર્તન સ્મરણ કરવું. એક દિવસ પણ હરિકથા કીર્તન વિનાનો જવા દેવો નહિ. નારદ પંચરાત્રમાં કહ્યું છે કે:—

**तद्दिनं दुर्दिनं मन्ये मेघाच्छन्नं न दुर्दिनम् ॥**
**यद्दिनं कृष्ण संलापकथापीयूष वर्जितम् ।**

[ શ્રીનારદ પંચરાત્ર. ૨ રાત્ર. ૭ અ. શ્લો. ૨૪–૨૫. ]

**અર્થ**—શિવજી કહે છે કે હે પાર્વતી ! વાદળે કરીને આચ્છાદિત દિવસ તેને હું દુર્દિન માનતો નથી, પણ જે દિને શ્રી કૃષ્ણ સંબંધી કથા વાર્તારૂપી અમૃતનું પાન કરવાનું ન મળે તે દિવસને હું દુર્દિન ( નકામો દિવસ ) ગણું છું માટે સત્સમાગમ કરવાનો નિત્ય નિયમ કદી પણ ચુકવો નહિ.

**સૂવાનો વિધિ**—યથાશક્તિ અષ્ટાક્ષર મંત્રનો જપ કરી પ્રથમ લખેલાં એકવીશ નામોનો ઉચ્ચારણ કરી, ચર્ણામૃત લેઇ સુવું. ગૃહસ્થાશ્રમીઓએ શ્રીભગવાનમાં સદૈવ ઉત્તમ પ્રકારનો સ્નેહ રાખે એવો સુલક્ષણવાન્ પુત્ર ઉત્પન્ન થવાની ઇચ્છા રાખવી. એકાદશી, દ્વાદશી, અમાવાસ્યા, પૂનેમ, શ્રાદ્ધ વગેરે વ્રત તથા પર્વના દિવસોમાં ગૃહસ્થાશ્રમીઓએ અવશ્ય જીતેંદ્રિય રહેવું.

**વ્રત કરવાનો વિધિ.**

વૈષ્ણવોએ ક્યાં અને કેટલાં વ્રત કરવાં જોઇએ તેને માટે પણ-

પુરાણના ઉત્તર ખંડમાં કહ્યું છે તે શ્લોકઃ—

**कृष्णजन्माष्टमी रामनवम्येकादशीव्रतं ।**
**वामनद्वादशीतद्वन्नृहरेस्तु चतुर्दशी ॥**
**विष्णुपंचकमित्येवं व्रतं सर्वाघनाशनं ।**
**नित्यं नैमित्तिकं काम्यं विष्णुपंचकमेवहि ॥**

**અર્થ**—કૃષ્ણ જન્માષ્ટમી (૧) રામનવમી (૨) ચોવીસ એકાદશી મળીને એક વ્રત (૩) વામન દ્વાદશી (૪) નૃસિંહ ચતુર્દશી (૫) એ પાંચે વ્રતો વિષ્ણુ સંબંધી છે, સર્વે પાપોને દૂર કરનારાં છે અને નિત્ય છે. માટે એ પાંચે વ્રત વૈષ્ણવોએ અવશ્ય કરવાં. તેથી બીજા અન્ય દેવતાનાં વ્રતો છે તે, તે દેવતાના જે અનન્ય ભક્તો છે તેઓને તે કરવાનાં કહ્યાં છે વિષ્ણુ ભક્તોએ તો પોતાના ઇષ્ટ શ્રીકૃષ્ણચંદ્રને પ્રસન્ન કરવા સારૂ ઉપર લખેલાં પાંચે વ્રતો અવશ્ય કરવાં.

રામનવમી, વામનદ્વાદશી અને નૃસિંહ ચતુર્દશીના દિવસે ઉત્સવ અંતે પારણાં કરવાનો વિધિ કેટલીક ઠેકાણે છેઃ પણ વ્રત કરવાનો નિયમ તો છેજ. તેમજ એકાદશી વ્રત પણ અવસ્ય કરવું એમ શ્રી આચાર્ય ચરણ શ્રીમહાપ્રભુજીએ ખાસ કરીને આજ્ઞા કરેલ છે. અને તે દશમી વિધા હોય તે ન કરવી પણ ઉદયાત્ હોય તેજ કરવી. અમુક એકાદશીનાં વ્રત કરવાં ને અમુક ન કરવાં એવું કંઈ પ્રમાણ નથી શ્રીમહાપ્રભુજીએ તો બધાં વ્રત કરવા આજ્ઞા કરેલી છે તેમાં ન્યુનાધિક કંઈ છેજ નહિ.

## માળા ધારણ કરવાનો વિધિ.

તુળસીની માળા (કંઠી) ધારણ કરવી તે વિષે નિર્ણયસિંધુમાં પુરાણનું વાક્યઃ—

**निवेद्य केशवे मालां तुलसीकाष्ठसम्भवां ।**

**वहते यो नरो भक्त्या तस्य नैवास्ति पातकम् ॥**

**અર્થ**—તુળસીના કાષ્ટથી બનેલી માળા શ્રીહરિને પ્રથમ અર્પણ કરીને પછી જે તે માળાને ભાવસહિત પહેરે છે તેના શરીરમાં પાતક રહેતું નથી. એ મંત્રથી ભગવાનને ધરાવીને પ્રસાદી કરવી પછી તે માળા ધારણ કરવી. તેનો મંત્ર નિર્ણયસિંધુમાં પુરાણનો શ્લોકઃ—

**तुलसीकाष्ठसम्भुते माले कृष्णजनप्रिये ।**

**बिभर्मि त्वामहं कंठे कुरु मां कृष्णवल्लभम् ॥**

**એ મંત્ર ભણીને માળા પહેરવી**—તુલસીમાળાનું માહાત્મ્ય. સ્કંદપુરાણના માર્ગશીર્ષ માહાત્મ્યમાંનો શ્લોકઃ—

**तुलसीकाष्ठमालाभिर्भूषितः पुण्यमाचरेत् ।**

**पितृणां देवतानां च कृतं कोटिगुणं कलौ ॥**

**અર્થ**—પિતૃકાર્ય અને દેવકાર્યને વિષે તુલસીની માળા પહેરીને કાર્ય કરે તો તેને કળીયુગમાં કોટીગણું ફલ મળે છે. તુલસીની માળા સદૈવ ધારણ ન કરે તો દોષિત થવાય છે, તે વિષે સ્કંદપુરાણમાં લખ્યું છે કેઃ—

**येषां न तुलसीमाला ते नरा मूढमानसाः ।**

**अन्नं विष्टा जलं मुत्रं पीयुषं रुधिरं भवेत् ॥**

**अतस्सर्वेषु कालेषु न त्याज्या कंठमालिका ।**

**क्षणार्धं तद्विहीनो यः विष्णुद्रोही न संशयः ॥**

**અર્થ**—જેણે કંઠમાં તુલસીની માળા ધારણ કરી નથી તેને મુઢબુદ્ધિવાળા જાણવા અને તે અન્ન ખાય છે તે વિષ્ટા બરાબર છે. અને જળનું પાન કરે છે તે મુત્ર બરાબર છે અને દૂધ પીએ છે તે

લોહિ બરાબર છે એ કારણ માટે કંઠમાંથી તુલસીમાળાનો કોઈ પણ કાળે ત્યાગ ન કરવો, જો અર્ધક્ષણ માત્ર પણ ત્યાગ કરે તો શ્રીવિષ્ણુનો દ્રોહી થાય છે. તેમાં સંશય નથી.

## વૈષ્ણવોએ ત્યાગ કરવા લાયક વસ્તુઓ.

જે વસ્તુ શાસ્ત્રમાં નિષેધ કરેલી હોય તેનો પ્રયત્ને કરીને ત્યાગ કરવો. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરતા એ છએ દુર્ગુણોનો ત્યાગ કરવો. પરસ્ત્રી નર્ક સમાન ગણી કદાપિ તેનો સંગ કરવો નહિ. તેમજ દુર્જન બહિર્મુખ અને નાસ્તિકનો સંગ કરવો નહિ. માતા, બેન, દીકરી વગેરે કોઇ પણ સ્ત્રીની સાથે એકાંતમાં બેસવું નહિ તેમજ ગુહ્ય ભાષણ કરવું નહિ. પરસ્ત્રીનો સંગ આ લોક અને પરલોકમાં નાશ કરનારો છે. દસમીના વેધવાળી એકાદશી કરવી નહિ, જયંતીવ્રતો વિધા તિથિઓમાં કરવાં નહિ, તામસી આહાર કરવો નહિ, સૂતકીનું અન્ન, એકાદશાહનું ભોજન, બારમાનું ભોજન, પ્રેતભોજન વગેરેનો ત્યાગ કરવો. લશણ, ડુંગળી (કાંદા) ગાજર, કાળીંગડું, તડબુચ, રાતો મુળો, ધોળું વંત્યાક તથા કેફ ચડે એવા પદાર્થોનો ત્યાગ કરવો. જુગાર રમવો નહિ. નિષિદ્ધ આહાર કરવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે ને બુદ્ધિનો નાશ થવાથી આત્માનો નાશ થાય છે. વળી શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં પણ આજ્ઞા કરી છે તે શ્લોકઃ—

**स्वधर्माचरणं शक्त्या । विधर्माच्च निवर्तनम् ।**
**इंद्रियाश्वविनिग्राहः । सर्वथा न त्यजेत्त्रयम् ॥**

**અર્થ**—પોતાની શક્તિ પ્રમાણે સ્વધર્મનું આચરણ કરવું અને વિધર્મથી (ધર્મથી ઉલટું તે વિધર્મ) દૂર રહેવું, તથા ઇંદ્રિયરૂપી ઘોડાને નિયમમાં રાખવા; એ ત્રણનો કોઈ પણ પ્રકારે ત્યાગ કરવો નહિ.

— ❋❋❋❋❋❋❋❋❋ —



# પ્રકરણ ૨ જું.



## પ્રાતઃસમયથી સાંજસુધી બોલવાનાં પદ.

### રાગ ભૈરવ. પદ ૧ લું.

પ્રાતઃ સમય ઉઠી કરીએ શ્રી લક્ષ્મણ સુત ગાન:
પ્રગટ ભયે શ્રી વલ્લભ પ્રભુ દેત ભક્તિ દાન. ૧
શ્રી વિઠ્ઠલેશ મહાપ્રભુ રૂપકે નિધાન:
શ્રી ગિરિધર શ્રી ગિરિધર ઉદય ભયો ભાન. ૨
શ્રી ગોવિંદ આનંદકંદ કહા બરનો ગુણ ગાન;
શ્રી બાલકૃષ્ણ બાલકેલી રૂપકી સુહાન. ૩
શ્રી ગોકુલનાથ પ્રકટ કીયો મારગ વખાન;
શ્રી રઘુનાથ લાલ દેખ મન્મથકી લજાન. ૪
શ્રી યદુનાથ મહાપ્રભુ પૂરણ ભગવાન;
શ્રી ઘનશ્યામ પૂરણ કામ પોથીમેં ધ્યાન. ૫
પાંડુરંગ વિઠ્ઠલેશ કરત વેદ ગાન;
પરમાનંદ નિરખી લીલા થકે સુર વિમાન. ૬

### રાગ ભૈરવ. પદ ૨ જું.

જે જે શ્રી વલ્લભ પ્રભુ શ્રી વિઠ્ઠલેશ સાથે;
નિજ જનપર કરત કૃપા ધરત હાથ માથે.
દોષ સબે દુર હરત, ભક્તિભાવ હીયે ધરત;

કાજ સબે સરત સદા ગાવત ગુણુ ગાથે. ૧
કાહેકો તું દેહ દમત, સાધનકર મુરખજન;
વિદ્યમાન આનંદ તજ ચલત કયોં અપાથે. ૨
રસીક ચરણુ શરણુ સદા, રહેતહે બડભાગી જન;
આપનો કર શ્રી ગોકુલપતિ, ભરત તાલી બાથે. ૩

**પદ ૩ જું.**

જે જે જે શ્રી વલ્લભનંદ, સકળ કળા શ્રી વૃન્દાવન ચંદ. ૧
નિગમ ઉચ્ચારત ન લહે પાર, સો કીરાર શ્રી અંકાજી કે દ્વાર. ૨
શેષ સહસ્ત્ર મુખ કરત ઉચાર, વ્રજજન જીવન પ્રાણ આધાર. ૩
લીલાહી ગિરિધાર્યો હાથ, **છીતસ્વામી** શ્રી વિઠ્ઠલનાથ. ૪

**પદ ૪ થું.**

જે જે જે શ્રી વલ્લભનંદન સુરનર મુની બાકી પદ રજ વંદન. ૧
માયાવાદ કીયે જુ નિકંદન નામ લીયે કાટત ભવ ફંદન. ૨
પ્રગટ પુરૂષોત્તમ ચરચત ચંદન કૃષ્ણદાસ ગાવત શ્રુતી છંદન. ૩

**રાગ બીભાસ. પદ ૫ મું.**

પ્રાતસમે શ્રી વલ્લભ સુતકો ઉઠતહી રસના લીજીયે નામ. ૧
આનંદકારી પ્રભુ મહા મંગલકારી અશુભ હરન જન પૂરણુ કામ. ૨
યાહીલોક પરલોક કે બંધુ કો કહી શકે તીહારે ગુણ ગ્રામ. ૩
**નંદદાસ** પ્રભુ રસિક શીરોમણી રાજ કરો શ્રી ગોકુલ સુખ ધામ. ૪

***પદ ૬ ઠું.**

શ્રીહરિ નરહરિ કૃષ્ણુ કરૂણા કરી, સખ્ય રાધાવર ચરણુ શરણે;

---

* આ પ્રભાતીયું જુનાગઢના નરસિંહ મહેતાનું બનાવેલું છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે પુષ્ટિમાર્ગ પ્રવર્તક શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું પ્રાગટ્ય થયું. ને તે પુરૂષોત્તમનો અવતાર હતા. એ ઉપરથી એ નરસિંહ મહેતા પુષ્ટિમાર્ગના [illegible] કહેવાય છે.

શોક મોહે ગયા જન્મ સઘળા વૃથા, દુષ્ટ ચીંતા કરી ઉદર ભરણે. ૧
દેહ ઇંદ્રી પ્રાણ અંતઃકરણ દારા ધન, સોંપીયાં શરણ તારે;
જીવવિદ્યા ધર્મ સર્વ શ્રીનાથજી તું, તુજ વિના અવર નહિ વસ્તુ માહારે.૨
મારે માત તું તાત તું ભ્રાત તું ભૂધરા, તુજ વિના અવર કોને ન જાણું;
દાસ હું નાથ તું એમ જાણી સદા, હાર બેઠો તાહરા ગુણ વખાણું. ૩
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ ભૂતળે પ્રગટીને પુષ્ટિ માર્ગ વિશદ કરશે;
દૈવી નિજ જીવ જે શરણ જે આવશે. વિના સાધન ઉદ્ધાર કરશે. ૪
માટે શરણ દ્યો શ્રીહરિ દિન જાણી કરી, સર્વથા દાસને ચરણ રાખો;
બેઉ કર જોડી નરસઈઓ વિનવે, નિત્ય પ્રતિ આવીને વદનદાખો. ૫

પદ ૭ મું.

પ્રથમ પ્રભાતે શ્રી ગુરૂ વલ્લભનાં લઉં નામજી;
શ્રી પુરૂષોત્તમ પૂર્ણકામ શ્રી મહાલક્ષ્મી પતિજી. ૧
શ્રી લક્ષ્મણ રાજકુમાર શ્રી એલંમાજી પુત્ર ઉદારજી;
શ્રી વલ્લભ પ્રાણઆધાર, ચર્ણચિત્ત લાવીએજી. ૨
વ્યાપક સઘળે વિશ્વાધાર સુખદાયક નંદકુમારજી;
એ અક્ષર બ્રહ્મ અવતાર તે કહાંથકી સેહવાંજી. ૩
શ્રી ગોપીનાથ અભિધાન એ પૂર્ણ પુરૂષ પુરાણજી;
એ જોગી જનને, ધ્યાન ધરે ઘણાં દોહલાંજી. ૪
શ્રી રૂક્ષ્મણીજી રમણ પદ્માવતી પ્રાણજીવનજી;
શ્રી વિઠ્ઠલ તન મન ધન કરીને જાણીએજી. ૫
એ પુષ્ટિ પદાર્થ સાર શ્રી વૃંદાવન શૃંગારજી;
એમના નખ શીખ રૂપ હરનીશ ઉરમાં આણીયેજી. ૬
તુર્ય પ્રિયા કૃષ્ણા યમુના શ્રીમહારાણીજી નામજી;
એ સર્વે સુખનું ધામ શ્રીઠાકોરજી [illegible] ૭
શ્રીનવનીતપ્રિયાજી [illegible] શ્રી મથુરાનાથ [illegible]

શ્રી વિઠ્ઠલનાથ દયાળ દયા સમુદ્ર લહીએજી. ૮
શ્રી દ્વારકાંનાથજીને ગાવો શ્રી ગોકુલપતિ ગુણ છાયોજી;
એ અનાથના નાથ શ્રી ગોકુલચંદ્રમાજી. ૯
બિરાજે શ્રી મદનમોહન નટવર મન્મથ મનસો ધન્યજી;
શ્રી બાલકૃષ્ણજીના વદન તણી શી ઉપમાજી. ૧૦
શ્રી ગિરિધરજી ગુણવંત એહુના પાર ન પામે અંતજી;
શ્રી ભામની વહુજીના ચિત્ત વિષે ભલા ભાવિયાજી. ૧૧
જય જય શ્રીગોવિંદ એનો પૂર્ણ પરમાનંદજી;
શ્રી રાણીવહુજીના આનંદદાયક કહાવીએજી. ૧૨
શ્રી બાલકૃષ્ણ રસરૂપ એમના સ્વરૂપનણા જશરૂપજી;
શ્રી કમળાકંથ અનુપમ ઉપમા શી કહુંજી. ૧૩
શ્રી ગોકુલેશ શુભ નામ જીત્યા માયિક રાખી સુખધામજી;
શ્રી પાર્વતી પતિ કામના પૂર્ણ એ સહીજી. ૧૪
શ્રી રઘુપતિ તેજ ભંડાર એઉના ગુણયશનો નહિ પારજી;
શ્રી જાનકી જીવનસાર ભક્ત ચિંતામણીજી. ૧૫
શ્રી જદુપતિ જગજીવન અમનાં પ્રફુલ્લીત પ્રસન્ન વદનજી;
શ્રી મહારાણી વહુજી ધન્ય કે જે શિર એ મણિજી. ૧૬
શ્રી ઘનશ્યામજીને ગાવો એ પુષ્ટિ પદાર્થ પાવોજી;
શ્રી કૃષ્ણાવતીના નાથ હૃદેમાં ધરૂંજી. ૧૭
શ્રી લક્ષ્મી સતભામા શોભા યમુના કમલા દેવકાજી;
એ બેટીજી સહિત નિત્ય સંભારજેજી. ૧૮
શ્રી દામોદરદાસ શ્રી મહાપ્રભુ પદ પંકજ પાસજી;
એ પ્રકાશ સૂરદાસ પરમાનંદદાસ છેજી. ૧૯
અતિ આનંદ કુંભનદાસ હદે કૃષ્ણદાસ રસ રાસજી;
એ આઠે ભાત શ્રી વલ્લભ ચર્ણ નિવાસ છેજી. ૨૦

નંદદાસ ચત્રુભુજદાસ ગોવિંદસ્વામી છિતસ્વામિજી;
એઉના પ્રભુ શ્રી વિઠ્ઠલ અકલીત અંતરજનમીજી. ૨૧
એ સંભારે સુખ થાય ધ્યાને પ્રસન્ન શ્રી વલ્લભરાયજી;
એ અષ્ટ સખા પદરજ પરસે રહે શ્રી ખામીજી. ૨૨
ચોરાશી સંભારો વૈષ્ણવ બસેંબાવન ગાવોજી;
શ્રી વલ્લભી સૃષ્ટિ વિચારો નિત્યપ્રતિ ક્ષણ ક્ષણજી. ૨૩
શ્રી ગોવર્ધન ધરણ શ્રી રાધિકા રમણજી;
એ વ્રજવનિતા સુખ કરણ સેવી સુખ માનીયેજી. ૨૪
શ્રી ગોવર્ધન ગોકુળ ધન્ય શ્રી મથુરાંજી મન આણોજી;
શ્રી વૃંદાવન વખાણો સહુ વ્રજદેશનેજી. ૨૫
શ્રી ગિરિવરધારી લો ચારે જુથ વિચારીજી;
સર્વે વલ્લભી લેજો વિચારી ભક્તિ અશેષ છેજી. ૨૬
શ્રી વલ્લભનો પરિવાર એ છે સૃષ્ટિ શિરોમણિ સારજી;
તમો સ્મરો વારંવાર નિત્ય નેમશુંજી. ૨૭
હું માગું વ્રજરાજ મુજને સ્મરણ નિત્ય થાયજી;
જન **દયારામ** જશ ગાય ધરી ઉર પ્રેમશુંજી.



## શ્રી ઠાકોરજીને જગાવવાનાં પદ.

### રાગ ભૈરવ. પદ ૮ મું.

પ્રાતઃસમેં ઘરઘર તેં દેખનકો આઈ હે ગોકુલ નારી;
આપનો કૃષ્ણ જગાય જસોદા આનંદ મંગલકારી. ૧
**સબ વ્રજકુલકે પ્રાણજીવન ધન યા સુતકી બલીહારી;**
**આસકરણ** પ્રભુ મોહન નાગર ગિરિ ગોવર્દ્ધનધારી. ૨

## રાગ બીભાસ. પદ ૯ મું.

જાગો કૃષ્ણ યશોદા જુ બોલે, યહ અવસર કોઇ સોવે હો:
ગાવત ગુણ ગોપાલ ગ્વાલિની, હરખત દહ્યો વિલોવે હો: ૧
ગોદોહન ધ્વની પુર રહ્યો વ્રજ, ગોપી દીપ સંજોવે હો:
સુરભી હુંકે વછરૂવા જાગે, અનમિષ મારગ જોવે હો. ૨
વેણુ મધુર ધ્વની મહુવરવાજે, વંત ગહિ કર સેલી હો:
અપની ગાય સબગ્વાલ દુહતહેં, તિહારી ગાય અકેલી હો. ૨
જાગે કૃષ્ણ જગત કે જીવન, અરૂણ નયન મુખ સોહે હો:
ગોવિંદ પ્રભુ દુહત ધેનુધોરી ગોપવધુ મન મોહે હો. ૪

## અથ કલેઉકે પદ. રાગ ભૈરવ. પદ ૧૦ મું.

છગન મગન પ્યારેલાલ કીજીયે કલેવા,
છીંકે તે સગરી દધી ઉખલ ચઢ કાઢ લેહો:
પહરલેહો ઝગુલી ફેંટ બાંધ લેહો મેવા. ૧
યમુના તટ ખેલન જાવો ખેલનકે મિસ ભુખ ન લાગે,
કોન પરી પ્યારેલાલ નિશ દિનાકી ટેવા:
સુરદાસ મદન મોહન ઘરહીં કયોં ન ખેલો લાલ,
દેહો ચકડોર બંગી હંસ મોર પરેવા.

## રાગ બિભાસ. પદ ૧૧ મું.

ઉઠત પ્રાત કહ્યુ માત યશોદા, મંગલ ભોગ હેત દોઉ ભ્રાતા:
માખન મિશ્રી દહ્યો ગલાર દુધ ભરે દોઉ કનક કટોરા. ૧
કછુક ખાત કછુ મુખ લપટાવત, દેત દુરાય મીલ કરત કલોલા:
પરમાનંદ પ્રભુ ઝબક પરત દ્રગ, ભરતતાલભુજ ફરત નીહોરા. ૨

## રાગ રામકલી. પદ ૧૨ મું.

હોં બલબલ જાઉ કલેઉ લાલ કીજે:
ખીર ખાંડ ઘૃત અતિ મીઠો હૈ અબકો કોર બછલીજે. ૧

બેની બદેગી સુનો મન મોહન મેરો કહ્યો જો પીજે,
ઓટ્યો દુધ સદ્ય ધોરીકો સાત ઘુંટભર પીજે. ૨
વારને જાઉં કમલ મુખ ઉપર અંચરા પ્રેમરસ ભીજે,
બોહોર્યો જાય ખેલો શ્રીયમુના તટ ગોવિંદ સંગ કર લીજે. ૩

## અથ મંગલા આરતીકે પદ. રાગ ભૈરવ. પદ ૧૩ મું:

મંગલ મંગલં વ્રજભુમી મંગલં,
મંગલ મિહ શ્રીનંદ યશોદાનામસ્વકીર્તન મેતદ્રુચિરોત્સંગ સુલાલિત પાલિતરૂપં. ૧
શ્રીશ્રીકૃષ્ણ ઇતિશ્રુતિ સારંનામ સ્વાર્તજનાશયતા પાપહમિતિ મંગલ રાવં:
વ્રજસુંદરી વયસ્ય સુરભી વૃંદ મૃગીગણ નિરૂપંભાવા મંગલસિંધુ ચયાય. ૨
મંગલમીપત્સ્મિતયુત મિક્ષણ ભાષણ મુન્નતનાસા પુટગતિ મુક્તાફલચલનં
કોમલ ચલીદંગુલીદલ સંયુત વેણુનિનાદ વિમોહિત વૃંદાવન ભુવિજાતા. ૩
મંગલમખિલં ગોપીશિતુરિતિમંથરગતિ વિભ્રમ મોહિત રાસ સ્થિતગાનં;
ત્વંજય સતતં શ્રીગોવર્દ્ધનધર પાલય નિજદાસાનં. ૪

## રાગ ભૈરવ. પદ ૧૪ મું.

મંગલ આરતી ગોપાલકી માઈ.
નિત્ય પ્રતિ મંગલ હોત નિરખ મુખ ચિતવન નયન વિશાલકીઃ ૧
મંગલરૂપ સ્યામ સુંદરકો મંગલ ભ્રકુટી સુભાલકી.
ચતુર્ભુજ પ્રભુ સદા મંગલ નિધિ બાનિક ગિરિધરલાલકી. ૨

## મંગલા સન્મુખનાં પદ. રાગ ખટ. પદ ૧૫ મું.

આજ નંદલાલ મુખચંદ નેનન નિરખ પરમમંગલ ભયો ભવન મેરે:
કોટિ કંદર્પ લાવણ્ય એકત્ર કર વારૂં તણહી જાય નેક હેરે. ૧
સકલ સુખસદન હરખિત વદન ગોપવર પ્રબલદલ મદનદલ સંઘ ઘેરે;
કહો કોઉ કૈસે હું નહિં સુધબુદ્ધ બને ગદાધરમિશ્ર ગિરિધરન ટેરે.

### અથ ખંડિતાકે પદ. રાગ બિભાસ. પદ ૧૬ મું.

ગોવર્દ્ધન ગિરિ સઘન કંદરા રેન નિવાસ કિયો પિય પ્યારી;
ઉઠ ચલે ભોર સુરત રંગ ભીને નંદનંદન વૃષભાન દુલારી. ૧
ઇતવિગલિત કચમાલ મરગજી અટપટે ભુષણ રગમગી સારી;
ઉતહી અધર મિસ પાગ્રહી ઘસ દુહું દિશ છબી બાઢી અતિભારી. ૨
ધુમત આવત રતિરણજીતે કરિણિ સંગ ગજ ગિરિવરધારી;
**ચતુર્ભુજદાસ** નિરખી દંપતિ સુખ તન મન ધન કીનો બલિહારી.૩

### રાગ લલિત. પદ ૧૭ મું.

કબદેખો મેરી ઓર નાગર નંદકીશોર વિનતી કરત ભયો ભોર;
હમ ચિતવત તુમ ચિતવત નાહીં મેરે કરમ કઠોર. ૧
જન્મ જન્મકી દાસિ તિહારી તાપર ઇતનો જોર;
**સુરદાસ** પ્રભુ તુમ્હારે રોમપર વારો કંચનખોર. ૨

### અથ વ્રતચર્યાકે પદ. રાગ રામકલી. પદ ૧૮ મું.

હરિયશ ગાવત ચલી વ્રજસુંદરી નદી યમુનાકે તીર;
લોચન લોલ બાંહ જોટીકર શ્રવણુન ઝલકત બીર. ૧
વેની શિથિલ ચારૂ કાંધેપર કટિપટ અંબર લાલ;
હાથન લિયેં ફુલનકી ડલિયાં ઉર મુક્તા મણિ માલ. ૨
જલ પ્રવેશકર મજ્જન લાગી પ્રથમ હેમંત માસ;
જેસેં પ્રીતમ હોય નંદસુત વ્રત કીન્યો યહ આસ. ૩
તબતેં ચીર હરે નંદનંદન ચઢ કદંબકી ડારિ;
**પરમાનંદ** પ્રભુ વરદેવેકાં ઉદ્યમ કિયા હે મુરારિ. ૪

### પદ ૧૯ મું.

હમારો અંબર દેહો મુરારિ;
લેકર ચીર કદંબ ચઢ બૈઠે હમ જલમાંઝ ઉઘારી. ૧
તટપર વિના વસન કયોં આવેં લાજ લગતહે ભારી;

ચોલી હાર તુમહીકો દીને ચીર હમ દેહોડારી. ૨
સુંદર શ્યામ કમલદલ લોચન હમ હેં દાસી તુમ્હારી;
જો કછુ કહો સોઇ હમ કરીહેં ચરનકમલપર વારી. ૩
અંગ અંગ કંપત મનમોહન વિનતી સુનો હમારી;
**સુરશ્યામ** કછુ નેહ કરોજુ સોત ગયો તન મારી. ૪

**અથ ન્હવાયવેકે પદ. રાગ દેવગંધાર. પદ ૨૦ મું.**

કર મોદક માખન મિશ્રી લે, કુંવરકે સંગ ડોલત નંદરાની;
મીસકરી પકરી ન્હવાયો ચાહત બોલત અમૃત બાની. ૧
કનકપટા આંગનમેં રાખ્યો, શિત ઉષ્ણ ધર્યો પાની;
કનક કટોરા મેં સોંધો ઉબટનો, ચંદન કંગહા આની. ૨
યોં લાઈ મંજન હિત જનુની, ચીત ચતુરાઇ ઠાની;
મનમેં મનો કરત ઉકલાજે, દુખીત કેશ અરૂઝાંની. ૩
ગાત સચિકન યોં રાજતહેં, શોભા કહત ન બાની;
અંગ ઉબટનો કછુવન ભ્રાજત, માનોં ઘન તડિત લપટાની. ૪
આવો મન મોહન મેરે ઢીગ, બાત કહું એક છાની;
અમોલ ખિલોના તાત તેરે લ્યાયે, બલ અજાહુ નહિ જાની. ૫
રાજકુમાર અધન્હાતતેં ભાજ્યો, તાકી કાઢું કહાની;
બેની ન બાઢી વાકી રહી જુ તનકરી,(યાકી)દુલહની દેખ હંસાની. ૬
બેઠે આય ન્હાય પટ પહરે, આનંદ મનમેં આની;
**વિષ્ણુદાસ** ગિરિધરન સયાનો, માત કહી સોઈ માની. ૭

**અથ શૃંગારકે પદ. રાગ બિલાવલ. પદ ૨૧ મું.**

આવો ગોપાલ શૃંગાર બનાઉં;
વિવિધ સુગંધન કરેં ઉબટનો પાછે ઉષ્ણ જલ લે જુ ન્હવાઉં. ૧
અંગ અંગોછ ગુહું તેરી બેની ફૂલન રૂચરૂચ ભાલ બનાઉં;
સુરંગપાઘ જરતારી તોરા રત્નખચિત શિરપેચ બંધાઉં. ૨
બાગો લાલ સુમેરી છાપો હરી ફુંગનર અરગજ બિરચાઉં;

પહુંકા સરસ વેંજની રંગકો હંસુલી હાર હમેલ બનાઉં. ૩
ગજમોતિનકે હાર મનોહર વનમાલા લે ઉર પહેરાવું;
લે દર્પણ દેખો મેરે પ્યારે નિરખ નિરખ ઉર નયન સિરાઉં. ૪
મધુ મેવા પકવાન મીઠાઇ અપને કર લે તુમ્હે જીમાવું;
**વિષ્ણુદાસકો** યહ કૃપાફલ બાલલીલા હોં નિશદીન ગાઉં. ૫

## પદ ૨૨ મું.

પીતાંબરકો ચોલના પહેરાવત મૈયા;
કનક છાપ તા પર ધરી ઝીની એક તનૈયા. ૧
લાલ ઇજાર ચુનાયકી ઓર જરકસી ચીરા;
પહુંચી રત્ન જરાયકી ઉર રાજત હીરા. ૨
ઠાડી નીરખ યશોમતિ ફુલી અંગ ન સમૈયા;
કાજર લે બિંદુકા દિયો વ્રજજન મુસકૈયા. ૩
નંદબાવા મુરલી દઈ કહ્યો એસે બજૈયા;
જોઇ સુનેજાકો મનહરે **પરમાનંદ** બલજૈયા. ૪

## અથ શૃંગાર સન્મુખકે પદ. રાગ બીલાવલ. પદ ૨૩ મું.

નંદભુવનકો ભુષણ માઇ;
યશોદાકો લાલ વિર હલધરકો રાધા રમન સદા સુખદાઇ. ૧
ઇંદ્રકો ઇંદ્ર દેવ દેવનકો બ્રહ્મકો બ્રહ્મ આધક અધિકાઇ;
કાલકો કાલ ઇશ ઇશનકો, વરણકો વરણ મહાવરદાઈ. ૨
શિવકો ધન સંતનકો સવસ્વ, મહિમા વેદ પુરાણન ગાઇ;
**નંદદાસકી** જીવન ગિરિધર, ગોકુલમંડન કુંવર કન્હાઇ. ૩

## અથ કુલ્હેકે પદ. રાગ સારંગ. પદ ૨૪ મું.

મોહન મોહની શિરપાઘ,
મોહન ભાંત વિચિત્ર સંભારી, બીદામા અનુરાગ. ૧
[illegible] શ્યામ [illegible] [illegible] [illegible] [illegible]
[illegible] ન [illegible] [illegible] [illegible], [illegible] [illegible]. [illegible]

**અથ ટિપારેકે પદ. રાગ સારંગ. પદ ૨૫ મું.**

નવલ કદંબ છાંહ તર ઠાડે, શોભિત હેં નંદલાલ;
શીશ ટિપારો કટિલાલ કાછિની, પીતાંબર વનમાલ. ૧
નૃત્યત ગાવત બેનું બજાવત, સુરભી સમુહન જાલ;
પરમાનંદદાસકો ઠાકુર લીલા લલિત ગોપાલ. ૨

**અથ ગ્વાલકે પદ. રાગ બિલાવલ. પદ ૨૬ મું.**

ખેલન જાહુ ગ્વાલ સબ ટેરત;
યહસુન કાન્હ ભયે અતિ આતુર, દ્વારે તન ફિરફિર જબ હેરત. ૧
વારંવાર હરિ માતહિ બૂઝત, કહિ ચૌગાન કહાંહે;
દધિમથનીકિ પાછે દેખો, લે મેં ધર્યો તહાંહે. ૨
લે ચૌગાન આપને કર પ્રભુ, આગે ધરતેં બાહર;
સુરશ્યામ બુઝત સબ ગ્વાલન, ખેલેંગે કિહિ ઠાહર. ૩

**અથ બલદેવજીકે પદ. રાગ બિલાવલ. પદ ૨૭ મું.**

મૈયા મોયે દાઉ બહુત ખિજાયો;
મોંસો કહત મોલકો લીયો, તું યશુમતિ કબજાયો. ૧
કહા કરોં યહ રિસકે મારે, ખેલનકુ નહીં જાત;
પુનપુન કહત કોનહે માતા, કોનહે તેરો તાત. ૨
ગોરે નંદ યશોદા ગોરી, તુમ કિત સાંવલ ગાત;
ચુટકી દેદે ગ્વાલ હસત હેં, હસત સખા કિલકાત. ૩
તું મોહીકો મારન સીખી દાઉ એ કબહુ ન ખીજે;
મોહનકો મુખરિસ સમેત, યહ બાતન સુન રીઝે. ૪
સુનહુ કાન્હ બલભદ્ર ચવાઉ, જન્મતહીકો ધુત;
સુરશ્યામ મોહિ ગોધનકી સોં, મેં જનની તુ પૂત. ૫

**અથ ભોજન બુલાયવેકે પદ. રાગ ધનાશ્રી. પદ ૨૮ મું.**

દેખોરી ગોપાલ કહાંહે ખેલત.

કે ગાયન સંગ ગયે અગાઉ, કે ખરીક વછરૂ વન મેલત. ૧
કહત યશોદા સખીઅન આગે, પરોસ ધરિહે થારી;
ભોજન આન કરો દોઉ ભૈયા, બાલક સહિત મુરારી. ૨
એસિ પ્રિત પિતામાતાકી, પલટ ઓટ નહિ કીજે;
વારંવાર દાસ **પરમાનંદ**, હરિકી બલૈયા લીજે. ૩

### પદ ૨૯ મું.

નંદ બુલાવત હેં ગોપાલ:
ચલ સુત વેગ બલૈયા લેહોં ચંચલ નયન વિશાલ. ૧
પરોસ્યો થાર ધરે મગ ચિતવત, સુન ઘનસ્યામ તમાલ;
ભાત સિરાત તાત અતિ આતુર, વેગે ચલો પ્યારેલાલ. ૨
હોંવારી ન્હેને પાયન પર, દોર દિખાવો ચાલ;
છાંડ દેહો મેરે મોહન અટપટી વહ ગતિ મંદમરાલ. ૩
સોઈ રાજા જો પહેલે પહોંચે સુર સુભવન ઉતાલ;
જો જેહેં બલભદ્ર અગાઉ, તો હસહેં સબ સંગકે ગ્વાલ. ૪

### પદ ૩૦ મું.

નંદ ગોપાલેં દીજો ટેર;
આજ સવેરે કીયો ન કલેઉ, સુરત ભઇ બડિવેર. ૧
ઢુંઢત ફિરત યશોદા મૈયા, કહો કહાં હો ડોલત.
યહ કહિયો ઘર જાઉ સાંવરે, બાવાનંદ તોહિ બોલત. ૨
ઇતની બાત સુનતહી આયે, પ્રીતિ જુ મનમેં જાની;
**પરમાનંદ** સ્વામીકી જનની, દેખ વદન મુસકાની. ૩

### અથ સંગમિલ ભોજનકે પદ. રાગ ધનાશ્રી. પદ ૩૧ મું.

જેંવત નંદ કાન્હ એકઠોરે;
કછુક ખાત લપટાત દુહું કર, બાલકેલિ રસ ભોરે. ૧
વરા વદનમેં મેલ્યો જબહી, મિરચ દશન ટકટોરે;

તીક્ષણ લગે નયનભર આયે, ખીજત બાહિર દ્વારે. ૨
ફુક કપોલન હેત રોહિણી, લીયે લગાય અંકોરે;
સુરશ્યામકો મધુરે કોરકે, કીને તાત નિહારે. ૩

રાગ આસાવરી. પદ ૩૨ મું.

પાંડે ભોગ લગાવન ન પાવે.
કરકર પાક વહી અર્પતહે, તબતબ તૂં છુહિ આવે. ૧
મેં શ્રદ્ધાકર બ્રાહ્મણ ન્યોત્યો, તૂં જો ગોપાલ ખિજાવે;
વહ અપને ઠાકુરકે જીમાવત, તૂં ચોહિ છુઇ આવે. ૨
તૂંયહ બાત ન જાનેરી મૈયા, મોહે કિત દોષ લગાવે;
પરમાનંદ વહ નયન મુંદકે, મોહીકાં જુ બુલાવે; ૩

અથ વ્રજભક્તકે પદ. રાગ ટોડી. પદ ૩૩ મું

પરોસત ગોપી ઘુંઘટ મારે.
કનકલતાસી સુંદર સીમા, આછેહુ જ્યોંનારે. ૧
ઝલકમનક આંગનમેં ડોલત, લાવણ્ય મોર સવારે;
નંદરાય નંદરાની તેં દુર લાલે ભલે નિહારે ૨
ઘરકી સોંઝ મિલાય થારમેં, આગેલે જ્યધારે
પરમ મિલનિયાં મોહન જાકી, હાંસી મિસ હુંકારે, ૩
રૂચિરકાછિની જટિત કોંધની, જાૂરો બાંહ ઉધારે;
પરમાનંદ અવલોકન કારણ, બીર બહુત સિંધદ્વારે. ૪

અથ છાકકે પદ. રાગ સારંગ. પદ ૩૪ મું.

બૈઠે શ્રી ગોવરધન ગિરિ ગોદ,
મંડલી સખા મધ્ય બલ મોહન, ખેલત હસત પ્રમોદ, ૧
ભઇ અવાર ભૂખ જબ લાગી, ચિતયેં ઘરકી કોદ;
ગોવિંદ તહાં છાક લે આયે, પઠઇ માત યશોદ. ૨

રાગ સારંગ. પદ ૩૫ મું

બિરાજત ગ્વાલ મંડલી અહો બલમોહન છાકેખાત

સિલા ઓદન જંધન રોટી, અંગુરિન ગિચફલ ધરે ઓર ગોરસકે પાત. ૧
ફાહુકો લે દેત શ્યામ કાહુકો ઉહકાવત, કોઉ ઝટકખાત હાથ તેં તબ
લાલન મુસકાત જાત
રામદાસ પ્રભુકી લીલા લખ કહત શિવ બ્રહ્માદિક, હમ ન ભયે અહીર
વ્રજમેં યોં કહિ કહિ પછિતાત.

**અથ કુંજભોજનકે** પદ. રાગ સારંગ. પદ ૩૬ મું.

ભોજન કરત ભાવતે જ્યકે નવલ નિકુંજ મહલમેં.
અરસપરસ દોઉ ખાનખવાવત, જો સુખ ઉપજત લોચન હિયમેં. ૧
કીનો કછુક મનોરથ મોહન, દેત સવાર ગ્રાસ મુખ તિયકે;
હંસ ચિતયો જગ રૂપ **માધુરી,** રહિ ગયો કોર હાથહી પીયકે. ૨

**અથ ભોગસરવેકે** પદ. રાગ **ધનાશ્રી.** પદ ૩૭ મું

ભોજન કર ઉઠે દોઉ ભૈયા.
હરત પખાર શુદ્ધ આચમન કર, બિરી લેહુ કન્હૈયા. ૧
માત યશોદા કરત આરતિ, પુન પુન લેત બલૈયા;
**પરમાનંદદાસકો** ઠાકુર, વ્રજજન કેલી કરૈયા.

પદ ૩૮ મું

આચવન કીજીએ કૃપાનિધાન.
યમુનોદક કંચન ઝારી ભર, લાઈ ચંદ્રાવલી સુજાન. ૧
પનવારો ભક્તનકો દીજે, નારદ તુવ ગુણ ગાન;
જેંવત યુગલ ઉઠે જો પરસ્પર, ગાવત જનકલ્યાન. ૨

**અથ ઉષ્ણકાલ ભોગસરવેકે** પદ. રાગ સારંગ. પદ ૩૯ મું

છાકે ખાય ખાય ધાય ધાય દ્રુમન ચઢત કૈંટા મુખ પોંછત અંગોછ
તહેં કરસોં કર
આવરૂ દંડાન ડાર ડગાવત જાકી આર રોવની ફૂવાય છાંડ હસે સબ
હર હર. ૧

સખાસથ દેત કુક એકતો વિરામે લુક ખિજે રાખીજ ગારી દેત કાંપતહેં થર થર.
જગજીવન ગિરિધારી તુમ પર વારી લાલ, યાહીપર રાખો હાથ કુદે સબ ઘર ઘર. ૨

અથ બીરીકે પદ. રાગ ધનાશ્રી. પદ ૪૦ મું.

કૌણુકાં બીરી દેત વ્રજનારી.
પાન સુપારી કાથો ગુલાબી, લોંગન ફીલ સંવારી. ૧
વ્રજનારી જો કુંજલોં ઠાડી કંચનકીસી વારી;
લે લે ગિરી કરન કમલમેં, ઠાડી કરત મનુહારી. ૨
કહૈત લાડલે બીરીલીજે, મોહન નંદકુમાર:
પરમાનંદ પ્રભુ બીરી આરોગત વ્રજકે પ્રાણ આધાર. ૩

પદ ૪૧ મું.

પાન ખવાવત કર કર બીરી,
એક ટકહુ મોહન મુખ નિરખત, પલક ન પરત અધીરી. ૧
હસત નિહારત વદન શ્યામકો, તનકી સુધ વીસરીરી;
રસિક પ્રિતમકે અંગસંગ મિલ, છતિયાં ભઈ અતિ સીરી. ૨

અથ ઉષ્ણકાલ બીરીકે પદ. રાગ સારંગ. પદ ૪૨ મું.

બેઠે લાલ કાલિંદીકે તીરા.
બે રાધે ગિરિધર દે પઠયો યહ પ્રસાદી બીરા. ૧
સમાચાર સુનિયે શ્રીમુખકે, જે કહી શ્યામ શરીરા;
તેરે કારણ ચુનચુન રાખે યે નિરમોલક હીરા. ૨
સુંદર શ્યામ કમલદલ લોચન પહિરેહેં પટપીરા
પરમાનંદદાસકો ઠાકુર લોચન ભરત અધીરા.

અથ રાજભોગ સન્મુખકે પદ રાગ સારંગ. પદ ૪૩ મું.

ગિરિધર દેખેહી સુખ હોય.

નયનવંતકો યહ પરમ ફલ, યેહી વિધિ મોહે ત્રૈલોય. ૧
મહા મરકત મણિ નીલ અંબુજકાં, રૂપ લિયો હે નિચોય;
કૃષ્ણદાસનિ નાથ નવરંગ, મિલેહેં વિરહ દુઃખ ખોય. ૨

**અથ કુંજકે પદ. રાગ સારંગ. પદ ૪૪ મું.**

ચલો કીન દેખન કુંજકુટી;
મદનગોપાલ જહાં મધ્ય નાયક, મન્મથ ફોજ લુટી. ૧
સુરત સમરમેં લરત સખીકી, મુક્તા માલ ટુટી:
ઉરજતેં જુ કંચુકી ચુર ફુટ, ભઇ કટિ પટ ગ્રંથિ છુટી. ૨
રસિક શિરોમણી નંદનંદ સુત, દીની અધર ઘુંટી:
**પરમાનંદ** ગોવિંદ ગ્વાલનકી, નિકિ જાત જુટી. ૩

**પદ ૪૫ મું.**

ઐસે હરિ રાધા સંગ કુંજભવન અપને રંગ.
કર મુરલી અધર ધરે સારંગ મુખ ગાઇ;
મોહન અતિહી સુજાન પરમ ચતુર ગુણનિધાન,
જાન બુઝ એક તાન ચુકકે બજાઇ.
પ્યારી જાગ ગહ્યો બીન સકલ કલા ગુણ પ્રવીણ,
અતિ નવિન રૂપ સહિત વહી તાન સુનાઇ;
**વલ્લભ** ગિરિધરનલાલ રીઝ દઇ અંક માલ,
કહત ભલે ભલેં લાલ સુંદર સુખદાઇ.

**અથ ખસખાનેકે પદ. રાગ સારંગ. પદ ૪૬ મું.**

સીતલ ઉસીર ગૃહ છિરક્યો ગુલાબ નિર,
પરિમલ પાટીર ઘનસાર વરખત હેં;
સેજ સજી પત્રનકી અત્તરસોં તરકીની,
અરગજા અનૂપ અંગ મોદ દરસત હેં. ૧
વીંઝના વિયાર ગોરી છુટત ફુહારે નીકે,

માનોં ઘનમેં ન્હેની ન્હેની ફુહી બરસત હેં;
**ચતુર વિહારી** પ્યારી રસસોં વિલાસ કરત,
જેષ્ઠમાસ હેંમત ઋતુ સરસ દરસત હેં. ૨

**અથ રાજભોગ આરતીકે પદ. રાગ સારંગ. પદ ૪૭ મું.**

આરતી ગોપિકા રમણ ગિરિધરનકી, નિરખ વ્રજ યુવતી આનંદ ભીની;
મણી ખચિત થાર ઘનસાર બાતી બરેં, લલિત લલિતાદિ સખી હાથ લીની. ૧
વિરહરત શ્રીકુંજ સુખપુંજ પિયસંગ મિલ, ત્રિવિધ ભોજન કિયે રૂચિ નવીની;
પ્રકટ પરમાનંદ નવલ વિઠ્ઠલનાથ, દાસ ગોપાલ લઘુ કૃપા કીની. ૨

**અથ ઉત્થાપનકે પદ. રાગ નટ. પદ ૪૮ મું.**

સુબલ શ્રીદામા કહ્યો સખનસોં અર્જુન શંખ બજૈયે,
ઘર જેવેકી ભઇહે બિરીયાં, શ્રીગિરિધરલાલ જગૈયે. ૧
ઠોર ઠોર તેં મધુરી ધુનિ બાજે મધુર મધુર સ્વર ગૈયે.
કુંજસદન જાગે નંદ નંદન, મુદિત બારા ફલ લૈયે.
હરિદાસવર્યકે પૂરે મનોરથ, ગોકુલ તાપ નસૈયે;
ભટકત આવત કમલ ફિરાવત, **પરમાનંદ** બલૈયે.

**અથ ભોગસમયકે પદ. રાગ નટ. પદ ૪૯ મું.**

પ્રિતમ પ્રિતિહીતેં પૈયે:
યદ્યપિ રૂપ ગુણ શીલ સુઘરતા, ઇન બાતન ન રિઝૈયે. ૧
સતકુલ જન્મ કરમ શુભ લક્ષણ વેદ પુરાણ પઢૈયે;
ગોવિંદ વિના સ્નેહ સુઆલોં, રસના કહાં જુ નચૈયે. ૨

**અથ આરતીકે પદ. રાગ નટ. પદ ૫૦ મું.**

માધોજુકે વદનકી શોભા;
કુટિલ કુંતલ કમલ પ્રતિમાનોં મધુપ રસ લોભા. ૧
ભ્રકુટી નેન ધનુષ કંજપર દ્રષ્ટિ ચંચલ મિન;
મકર કુંડલ કિરણ રવિતેં નકસ વિકસત કીન. ૨

સુરભી રેણુ પરાગ રંજીત મુરલી ધ્વનિ અલિ ગુંજ;
નિરખ સુભગ સરોજ મુદિત મરાલ શિશુ સમ પુંજ. ૩
દશન દામિની વિવિધ મિલ માનોં જલદ નિકર પ્રકાશ;
નિગમ વાની નેતિ નેતિ કહે કો શકે **સૂરજદાસ.**

**અથ શ્રૃંગારવડે હોવેકે પદ. રાગ ગોરી. પદ ૫૧ મું.**

અંગઆભૂષણ જનની ઉતારત;
દુલરી ગ્રીવ માલ મોતીનકી ઉરલે ભુજ સ્યામ નિહારત. ૧
ક્ષુદ્રાવલિ ઉતારત કટિતેં, તેસેંધરત મનહીં મન વારત;
રોહિણી ભોજન કરહુ ચઢાઇ વારંવાર કહિ કર કર આરત. ૨
ભુખે ભએ સ્યામ હલધરપેં યહ પ્રેમ વિચારત;
**સૂરદાસ** પ્રભુ માત યશોદા પટ લેં, દુહુન અંતર રજ ઝારત. ૩

**અથ બ્યારૂકે પદ. રાગ કાન્હરો. પદ પર મું.**

કીજે લાલ યહિ વાર બ્યારૂ;
તાતો દાર ભાત ઘૃત સાન્યા, ખોવા બાસોંધી રૂચિકારી. ૧
મધુ મેવા પકવાન પિઠાઇ, પરોસ ધરી હેં કંચન થારી;
જેંવત સ્યામ રામ રૂચિ ઉપજી, છબીપર **જગજીવન** બલહારી. ૨

**પદ ૫૩ મું.**

બ્યારૂ કરત હેં ઘનસ્યામ;
મધુ મેવા પકવાન મિઠાઇ, પિસ્તા દ્રાક્ષ બદામ. ૧
દુધ ભાત ખોવા બાસોંધી લે આઇ વ્રજવામ;
**આશકરણ** પ્રભુ મોહન નાગર અંગ અંગ અભિરામ. ૨

**અથ દુધકે પદ. રાગ કાન્હરો. પદ ૫૪ મું.**

દુધ પિયો મન મોહન પ્યારે.
બલ બલ જાઊં ગહેરૂ જીન કીજે, કમલ નયન નયનનકે તારે. ૧
કનક કટોરા ભર પીજે સુખ દીજે સંગ લેહો બલભદ્ર ભૈયારે;
**પરમાનંદ** મોહી ગોધનકી મેં ઉઠતહી પ્રાત કહેંગો મૈયારે. ૨

અથ બીરીકે પદ. રાગ કલ્યાણ. પદ ૫૫ મું.

સોહત નાસિકા ગિરિધર ગજ મોતી;
બોલત બીરા ખાત હસત ડોલત અરૂણ અધરકી દીની પોતી. ૧
કુંકુમ લોલ કપોલ બિરાજત જગમગાત મુખ મંજુલ જોતી;
ગોવિંદ પ્રભુકોજુ શ્રીમુખ નિરખત રસના કહા વરણું મતિથોતી. ૨

અથ સેન સન્મુખકે પદ. રાગ કલ્યાણ. પદ ૫૬ મું.

બન ઠન કહાં ચલે એસી કો મન ભાઈ સાંવરસે કુંવર કન્હાઇ;
મુખ સોહે જેસેં દુજકો ચંદા છિપ છિપ દેત દિખાઈ. ૧
ચલેહીં જાઉ નેક ઠાડે રહોગે કિન એસી સીખ સીખાઇ;
નંદદાસ પ્રભુ અબ ન બનેગી નિકસ જાય ઠકુરાઇ. ૨

રાગ કેદારો. પદ ૫૭ મું.

બેસર કોનકી અતિ નિકી;
હોડપરી પ્રીતમ અરૂ પ્યારી અપને અપને જીકી. ૧
ન્યાય પર્યો લલિતાકે આગે કોન સરસ કોન ફીકી;
નંદદાસ વિલગ જીન માનો કછુ એક સરસ લલીકી. ૨

અથ માનકે પદ. રાગ કેદારો. પદ ૫૮ મું.

છાંડ દે માનિની સ્યામ સુંગ રૂઠવો.
રહત તુવ લીન જલ મીન જ્યું સુંદરી,
કરો કયોંન કૃપા નવ રંગપર તુટવો. ૧
વેગ ચલ યામિની જાત પલ છિન ઘટત,
કુંજમે કેલી કર અમી રસ ઘુંટવો,
બલ વિષ્ણુદાસનિનાથ નંદ નંદન કુંવર,
સેજ ચઢ લલન સંગ મદન ગઢ લૂટવો. ૨

## પદ ૫૯ મું.

૩૫ રસ પુંજ બરનો કહા ચાતુરી.
માન મેરો કહ્યો ચતુર ચંદ્રાવલી, નિરખ મુખ કમલ ઉડુ રાજ શંકાતરી. ૧
તિલક મૃગ મદ ભાલ દ્વિરદ કીસી ચાલ, દેખ રીઝે લાલ મંદ મુસકાતરી;
સુર નગધરકેલિ અંસપર ભુજ મેલ, મુગ્ધ પદ ઠેલ દે મદન સિર લાતરી. ૨

## અથ પોઢવેકે પદ. રાગ કેદારો. પદ ૬૦ મું.

કુસુમ સેજ પિય પ્યારી પોઢે કરત હેં રસ બતિયાં;
હસત પરસ્પર આનંદ હુલસત લટક લપટાત છાતયાં. ૧
અતિ રસરંગ ભીને રીઝેરી રીઝવાર,એક તનમન ભઇએક મતિ ગતિયાં;
રસિક સુજાન નિર્ભય ક્રીડત દોઉ, અંગ અંગ પ્રતિબિંબત દોઉનકે
વસન ભતિયાં. ૨

## રાગ બિહાગ. પદ ૬૧ મું.

પોઢે રંગ મહેલ ગોવિંદ;
રાધિકા સંગ શરદરજની ઉદિત પુન્યોચંદ. ૧
અનેક ચિત્ર વિચિત્ર ચિત્રત કોટિ કોટીક બંદ;
નિરખ નિરખ વિલાસ વિલસત દંપતિ રસફંદ. ૨
મલય ચંદન અંગ લેપન પરસ્પર આનંદ;
કુસુમ વીજના બ્યાર ઢોરત સજની પરમાનંદ. ૩

## રાગ બિહાગરો. પદ ૬૨ મું.

દંપતિ પોઢેઇ પોઢે રસબતિયાં કરન લાગે દોઉ નયના લાગગયે;
સેજ ઉજરી ચંદાહુતે નિર્મલ તાપર કમલ છયે. ૧
મુંકત દગ વૃષભાન નંદિની ઝપત ખુલત ઝુકઝાત નયે;
માનો કમલ મધ્ય આલસુત બૈઠે સાંઝ સમય માનો સકુચ ગયે. ૨
આલસ જાન આપ સંગ પોઢી પિય હિયે ઉર લાય લયે;
નંદદાસ પ્રભુ મિલી સ્યામ તમાલ ઢિગ કનકલતા ઉલ્હયે. ૩

## ॥ अथ श्रीगोवर्द्धनवासि ॥

સાખી–[૧]અંક, [૨]સમ, [૩]રસ, [૪]દ્રષ્ટહે, [૫]દર્શન, [૬]મન અભિલાષ;
પૂર્ણ, [૮]લોક, [૯]મન્મથ, [૧૦]રૂદણ, [૧૧]કુંજસદન, નિજબાસ
સ્યામબરણ ગિરિવરધરણ, ગોપીજન ચિત્ત ચોર;
વ્રજરાજ કુંવર જીયામેં બસો, સુંદર નંદકીશોર.

### રાગ ગોડી. પદ ૬૨ મું.

શ્રીગોવર્દ્ધનવાસિ સાંવરે લાલ તુમ વિન રહ્યો ન જાય હો;
વ્રજરાજ લડંતો લાડીલે, ધ્રુવ.
[૧]અંક ચિત્તે મુસિકાયકેં લાલ સુંદર બદન દિખાય,
લોચન તલપે મીન જ્યોં લાલ પલ છિન કલ્પ વિહાયહો. શ્રીગો. ૧
[૨]સમ સ્વર બંધાન સોં લાલ મોહન વેણું બજાય,
સુરત સુહાઇ બાંધિકેં નેંક મધુરે મધુરે સ્વર ગાયહો. શ્રીગો. ૨
[૩]રસિક રસીલી બોલની લાલ ગિરિ ચઢિ ગૈયાં બુલાય,
ગંગ બુલાઈ ધુંમરી નેંક ઉંચી ટેર સુનાયહો. શ્રીગો. ૩
[૪]દ્રષ્ટિપરેં જા દિવસતેં લાલ તબતેં રૂચે નહિ[૧]આન, (અન્ય)
રજની નીંદ ન આવહી મોહિ વિસર્યો ભોજન પાનહો. શ્રીગો. ૪
[૫]દર્શનકોં નયના તપેં લાલ વચન સુનનકોં કાન,
મિલિવેકોં હીયરો તપેં મેરે જ્યેંક જીવન પ્રાણહો. શ્રીગો. ૫
[૬]મન અભિલાષા વ્હૈ રહી લાલ લગત નયન નિમેષ,
એકટક દેખું આવતો પ્યારો નાગર નટવર ભેષહો. શ્રીગો. ૬
[૭]પૂર્ણ શશી મુખ દેખકેં લાલ ચિત્ત ચોંટયો વાહી ઠોર,
રૂપ સુધારસ પાનકેં લાલ સાદર ચંદ્ર ચકોર હો. શ્રીગો. ૭
[૮]લોક લાજ કુલ વેદકી લાલ છાંડયો સકલ વિવેક,
કમલકલી રવિ જ્યોં બઢેં લાલ ક્ષણું ક્ષણું પ્રીતિ વિશેષહો. શ્રીગો. ૮

૯મન્મથ કોટિક વારને લાલ દેખી ડગમગી ચાલ;
યુવતી જનમન ફંદના લાલ અંબુજ નયન વિશાલહો. શ્રીગો. ૯
૧૦યહ રઢ લાગી લાડીલે લાલ જેસેં ચાતક મોર;
પ્રેમ નીર બર્ષાયકે લાલ નવઘન નંદકીશોરહો. શ્રીગો. ૧૦
૧૧ કુંજભવન ક્રીડા કરે લાલ સુખ નિધિ મદનગોપાલ;
હમ શ્રીવૃંદાવન માલતી તુમ ભોગી ભ્રમર ભૂપાલહો. શ્રીગો. ૧૧
યુગયુગ અવિચલ રાખીયેં લાલ યહસુખ શૈલ નિવાસ;
શ્રીગોવર્દ્ધનધર રૂપપેં બલજાય ચતુર્ભુજદાસહો. શ્રીગો. ૧૨

**સાખી**—યહ મેરે અભિલાષહે, પૂરો નંદકુમાર;
યહ છબીપર કોટિક વારણે, તનમન પ્રાણ આધાર. ૧
કહા કહુ રસના એકહે, નહી લક્ષ કરોડ;
કેસે કરકે વર્ણવું, દાસ સદા કરજોડ. ૨

# પ્રકરણ ૩ જું.

## શ્રીયમુનાજીનાં પદ તથા ધોળ.

### ॥ શ્રીયમુનેમહારાણીકીજે ॥

### પદ ૧ લું.

પ્રિય સંગ રંગ ભરી કરી કલોલેં.
સઅનકેં સુખહેત પ્રિય સંગ કરત સેન;
ચિત્તમેં જબ પરત ચેન તબહીબોલેં. ૧
અતિહી વીખ્યાત સબ બાત ઇનકે હાથ, નામ લેત કૃપાકર અતોલેં;

દરશ કરી પરસ કરી ધ્યાન હીયમેં રહે, સદા વ્રજનાથ ઇન સંગ ડોલે. ૨
અતિહી સુખકરન દુઃખ સબકે હરન, એહીલીનો પર ન દેજે ડોલે;
એસી યમુને જાની કરો તુમ ગુનગાન, રસીક પ્રીતમ પાયે નગઅમોલે, ૩

પદ ૨ જું.

શ્યામ સુખધામ જહાં નામ ઇનકે;
નીશદીન પ્રાણપતી આયહીયમેં બસે જોઇ ગાવેં જશ ભાગ્ય તીનકે. ૧
યહી જગમેં સાર કહત વારંવાર, સબનકે આધાર ધન નિર્ધનકે;
લેત યમુને નામ દેત અભય પદ દાન રસીક પ્રીતમ પ્રીયા બસ જો ઈનકે.

પદ ૩ જું.

કહેત શ્રુતિસાર નિરધાર કરકે;
ઇન વિના કોંન એસી કરેંહે, સુખી હરત દુખદંદ સુખકંદ બરખે. ૧
બ્રહ્મસંબંધ જબ હોત યા જીવકોં તબહી ઇનકી ભુજા વામ ફરકે;
દોરી કરી સોર કરી જાય પ્રિયસોં કહે, અતિહી આનંદ મનમેં જુહરખે ૨
નામ નીરમોલ નગ લે કોઉ ના શકે, ભક્ત રાખત હીયે હાર કરીકે;
રસીક પ્રીતમ પ્રિયાજુકી હોત જાપરકૃપા સોઇ શ્રીયમુનાજીકો રૂપ પરખે.

પદ ૪ થું.

નેન ભરી દેખ અબ ભાનુ તનયા;
કેલી પ્રિયસોં કરે ભયુરત વહી પૂરે, શ્રમ જલભરત આનંદ મુનયા. ૧
ચલત ટેઢી હોય લેત પ્રિયસોં મોહી ઈન વીના રહત નહિ એક છીનયા;
રસીક પ્રીતમ રાસકરત યમુના પાસ, માનોં નીરધનકો હો જુ સનયા. ૨

પદ ૫ મું.

ચરણ પંકજરેનુ શ્રી યમુને દેની;
કલીયુગ જીવ ઉદ્ધારન કારન, કાટત પાપ અવધાર પેંની. ૧
પ્રાણપતી પ્રાણસુત આય ભક્તન હીત સકલ સુખકી તુમ હોજુ સેંની;
ગોવીંદ પ્રભુ વિના રહેત નહી એક છીનુ અતીહી આતુર ચંચલ જુનેંની

પદ ૬ ઠું.

શ્રી યમુનાસી નાંહી કોઉં ઓર દાતા.
જો ઇનકી શરણુ જાતહેં દોરીકેં તાહીકોં તીહી છીનુ કરી સનાથા. ૧
ચેહી ગુણગાન રસખાન રસના એક સહસ્ત્ર રસના કયોં ન દેઇ વિધાતા,૨
ગોવીંદ બલી તન મન ધન વારનેં સબનકો જીવન ઇનહીકે જુ હાથા.

પદ ૭ મું.

શ્યામ સંગ શ્યામ વ્હૈરહી શ્રીયમુને.
સુરત શ્રમ બીંદુ તે સીંધુ સીવહી ચલી માનો આતુરઅલીરહી નભવને ૧
કોટી કામવારોં રૂપ નેંનન નીહારો, લાલ ગિરિધરન સંગ કરત રવને;
હરખી ગોવીંદ પ્રભુ નીરખી ઇનકી ઓર માનોંનવ દુલહનીઆઇગવનેં ૨

પદ ૮ મું.

ધાયકે જાય જો શ્રી યમુના તીરે,
તાકી મહીમા અબકહાં લગી બરણીયે, જાય પરસત અંગ પ્રેમનીરે. ૧
નીશ દીન કેલી કરત મોહન પ્રીયા સંગ ભક્તનકે હેત જુમીરે,
છીતસ્વામી ગિરિધરન શ્રી વીઠુલેશ, ઇન વીના નેક નહી ધરત ધીરે. ૨

પદ ૯ મું.

ભક્તકી ઇચ્છા પુરણ શ્રીયમુને જો કરતા.
વિના માગે દેત કહાંલોં કહો હેત, જેસે કાહુકો કાહુ હોત ધીર ધરતા. ૧
શ્રીયમુના પુલીન રાસ વ્રજ વધુ લીયે પાસ, મંદમંદ હાસ્ય મનજુ હરતા,
કુંભનદાસ પ્રભુકો મુખ દેખત, યહી જીય લેખત શ્રીયમુને જો ભરતા. ૨

પદ ૧૦ મું.

શ્રી યમુનાજીકે નામકો તેઇ જુ લેહેં,
જીનકી લગન લગી નંદલાલસોં, સવસ્વ દેકે નીકટ રહેહેં. ૧
જીનહી સુગમ જાની, વાતમનમેં જુ માની, વિના પહીચાન જુ કેસેં પૈહેં,
કૃષ્ણદાસની કહે,શ્રીયમુને નામ નૌકા ભક્તી ભવસીંધુ તે યોંહી તરેહેં. ૨

આ સિવાય શ્રીયમુનાજીનાં ૪૦ પદ, અષ્ટપદી, અને બીજાં પરચુરણ પદ અમારા "વિવિધ ધોળ-પદ સંગ્રહ ભાગ ૨ જા"માં જોવાં.

## ધોળ ૧૧ મું.

ધન્ય શ્રી યમુના કૃપા કરી શ્રી ગોકુલ વ્રજ સુખ આપજો;
વ્રજની રજમાં અહરનિશ અમને સ્થીર કરીને સ્થાપજો. ૧
તમે મોહોટાં છો શ્રા મહારાણી, તમે જીવતણી કરૂણા જાણી;
હમને શરણે લેજો તાણી, ધન્ય શ્રી. ૨
શ્રી વૃંદાવનની વાટમાં, ન્હાવું શ્રી યમુના ઘાટમાં;
વાહાલે રાસ રમાડયાં રાતમાં. ધન્ય શ્રી. ૩
ચાલો તો થઇએ વ્રજવાસી, પરીક્રમા કરીએ ચોરાશી;
માહારા જન્મ મરણની ટળી ફાંસી. ધન્ય શ્રી. ૪
પધરાવો સપ્ત સ્વરૂપ સેવા, આરોગાવો મીઠા મેવા;
વૈષ્ણવને લાભ ઘણો લેવા. ધન્ય શ્રી. ૫
શ્રીગોકુલ મથુરાંની ગલીઓમાં, માહારાજ મુજને ત્યાં મળીઆ;
માહારા જન્મ મનોરથ સફળ થયા. ધન્ય શ્રી. ૬
નંદજીનો વાહાલો વનમાળી, કાલીંદ્રીને કાંઠે ધેનુ ચારી;
વાહાલો હસી હસી અમ શું લે તાળી. ધન્ય શ્રી. ૭
ચાલો તો શ્રી યમુના નહીએ, એવા અખંડ વ્રજવાશી થઇએ;
એવી નૌતમ લીલા નીત્ય ગાઇએ. ધન્ય શ્રી. ૮
સખી સમરોને સારંગ પાણી, વૈષ્ણવને વાહાલી એ વાણી;
એ લીલા હરીદાસે જાણી. ધન્ય શ્રી. ૯

## પદ ૧૨ મું.

ચાલો સખી શ્રી ગોકુલ જાઇએ, નિર્મળ શ્રી યમુનાજી નાહીએ,
કે અખંડ વ્રજવાસી થઇએ. ચાલો૦ ૧

નિત્ય પ્રતિ જસોદાજી પાટે, માહા પ્રભુ ઉભા રંગીલી વાટે,
કે પ્રગટયા ભક્ત રસિક માટે. ચાલો૦ ૨
શ્રીગોકુલપતિ દાનદીએ ભારી, અંગીકૃતને વૃષ્ટિ કીધી છે ન્યારી,
સદા પ્રભુ મહા મંગલકારી. ચાલો૦ ૩
પ્રાણજીવન મંદીર રાજે, ભક્ત તણાં મહા દુઃખ ભાંજે,
કે આનંદ શ્રી ગોકુળમાં ગાજે. ચાલો૦ ૪
નરણાં ભરી પ્રીતમજી નીરખું જન્મ સ્થળ સફળ કરી પરખું,
વાહાલાજીનાં મુખડાં જોઇ હરખું. ચાલો૦ ૫
શ્રીગોકુલ રંગ તણી રેલી, લતા દ્રુમ ફુલી રહી વેલી,
નિરખતાં થઇ રહી ઘેલી. ચાલો૦ ૬
સ્ફાટીકમણી શ્રીગોવર્દ્ધન સોહીએ, શ્રીવૃંદાવન જોતાં મન મોહીએ;
ક્યાં સ્થળ જન્મ જન્મ સોહીએ. ચાલો૦ ૭
શ્રીગોકુલ વસીએરે હેલી, માહારાણીજી સહાય કરે વેહેલી,
ખેલું જઇ પ્રીતમજી પેહેલી. ચાલો૦ ૮
શ્રીમહારાણીજી ઘેરાં બહુ ભાવે, ભક્ત સહુ દરશને આવે,
માધવદાસ દેખી સુખ પાવે. ચાલો૦ ૯

## ઘોળ ૧૩ મું.

આવો જળ જમુનામાંરે ન્હાવા, શ્રી ગિરિધર આવશે ગાયો પાવા. ચા. ૧
ગોવાંળની મંડળીરે લેઇને, વાહાલો મારો નાચે તાતા થેઇને. ચા. ૨
સુખની શું કહુંરે સુજની, વાત કંઇ વરણી ન જાયે વ્રજની. ચા. ૩
મેં જ વરણવામાંરે ન આવે, એ સુખ અનુભવીઆને આવે. ચા. ૪
અનુભવમાંછેરે એને, એ કયાંથી જેને તેને. ચા. ૫
એ સુખ પાંડવોની પાસે, એ સુખ અર્જુનને અભિલાસે. ચા. ૬
દાસ વલ્લભનારે સ્વામી, વહાલો માહારો છે અંતરજામી. ચા. ૭

## ધોળ ૧૪ મું.

વહાલે ફૂરી વંદુરે શ્રી મહારાણીજી.
બહુ અધમ ઉદ્ધાર્યારે, એવા જશ જાણીને. ૧
ચૌદ લોકના સ્વામિરે, વસ્યા જ્યાં વાસ કરી,
પટરાણીજી પોતેરે, રહ્યાં એવા નાથ વરી. ૨
ગંગાપદ પામીરે, કે પાવન જગને કરે;
તે તો શ્રી મહારાણીરે, ગુણે બહુ વિસ્તરીયાં. ૩
યમુનાજળ ન્હાવારે, યોગેશ્વર દેહ દમે;
ક્રીડારસ પૂરણરે, હરિ નિત્ય રાસ રમે. ૪
શિવજી અજ જેવારે, બેઠા ત્યાં ધ્યાન ધરી;
સનકાદિક સરખારે, ગાયે ગુણ ગાન કરી. ૫
શ્રી યમુનાજળ મહિમારે, કળિ નવ કોઇ શકે;
શેષનાગ સરિખારે, ગાતાં ગુણ તેજ થકે. ૬
જશ જાણી વિશેષેરે, કે સુર મુનિ નરનારી;
તારો તાપે શું જાણેરે, કે એ રસ અધિકારી. ૭
અમૃતજળ એવાંરે કે પીતાં પાપ હરે;
તે તો વેદની વાણીરે, કે સુર મુનિ ઓચરે. ૮
નિર ધીર ગંભીરેરે, ચાલે મહામોદ ભર્યા;
મથુરાં મંડળમાંરે, કે વિલાસે પરવરીયાં. ૯
વૃન્દાવન તારેરે, અતિ બહુ શોભા ધરે;
તટધીર સમીપેરે ગોપીજન ક્રીડા કરે. ૧૦
શ્રીગોકુલ રસ ભરીયુંરે, કે શોભા શીરે કહું;
એહના ગુણ ગાવારે, કે દાસ થઇને રહું. ૧૧
મને આશ ઘણેરીરે, કે માતાજી તમારી છે;
પ્રભુદાસને સ્હાવારે, કે બાંહ્ય પસારી છે, ૧૨

## ધોળ ૧૫ મું.

સ્યામળો-મળ્યા મને શ્રીયમુનાજીની કુંજમાં,
લાડીલો મળ્યા મને શ્રીયમુનાજીની કુંજમાં;
કુંજમાં ગઇતી મને નાંખી દીધી ફંદમાં,
અંગોઅંગ ભીંજી હું તો રસીયાજીના રંગમાં. સ્યામળો.

**સાખી.** કુંજ સદન સોહામણું શોભા અપરમપાર,
વ્રજ જુવતીના જુથમાં બિરાજે શ્રીગિરિધરલાલ,
સાન કરી કહે છે સખી ચાલો વૃંદાવનમાં. સ્યામળો. ૧

**સાખી.** વૃંદાવન ચાલી સખી પહેરે નવરંગ ચીર,
વાંસલડીની ધુના સુણી નવ રહી ધારણુ ધીર.
શ્રીયમુનાજીના ઘાટમાં ને સાહેલીના સાથમાં,
આવીને ઓચીંતી મને ભીડી અંગોઅંગમાં. સ્યામળો. ૨

**સાખી.** વાટ ઘાટ ઉભા રહી કાંકરી મારે કહાન,
સહુ સખીયોના દેખતાં કીધી વહાલે સાન.
બેઠીતી ઘર કામમાં ને સુણી ધુની કાનમાં,
ચાલી હું તો તાનમાં ને રીઝી એના ધ્યાનમાં. સ્યામળો. ૩

**સાખી.** કામ ધામથી પરહરી નિસરી ઘરથી બહાર,
એ વહાલાને કારણે મેં તજ્યાં કુટુંબ પરીવાર.
લાલની લટકમાં ને ભ્રગુટીની મટકમાં,
ચાલની ચટક મન વસ્યું છે મુગટમાં. સ્યામળો. ૪

**સાખી.** લટક મટક રસીયા તણો મદન મનોહર વેશ,
મોર મુગટ સોહામણા એના ઘુઘરવાળા કેશ.
દાસ કહે છે કોડ પુરો મારા મનના,
આપો વ્રજવાસ દાસ થાઉં નિજ જનના. સ્યામળો. ૫

સાખી. આશા પુરી સહુ મન તણી, કીધો રાસ વિલાસ,
દાસ કરીને સ્થાપીયાં, રાખ્યાં ચર્ણકમળની પાસ. સ્યામળો. ૬

# શ્રી યમુનાજીની આરતિ.

## ધોળ ૧૬ મું.

જય જય શ્રીજમુનાં મા (૨), જોતાં જન્મ સુધાર્યો;
ધન્ય ધન્ય તમો ધન્ય. જય જય. ૧
શામલડી સુત મુરત માધુરી મા, પ્રેમ સહિત પટરાણી;
પરાક્રમે પુરાં મા. જય જય. ૨
ઘેવર વન ચાલ્યાં મા (૨) ગંભીરે ઘેર્યાં મા (૨)
ચુંદડીએ ચટકાલાં પહેર્યાં ને લ્હેર્યાં. જય જય. ૩
ભુજ કંકણ રૂડાં મા, (૨) ગુજરીયો ચુડી મા (૨)
બાજુબંધ ને બેરખા, પહોંચી રત્ન જડિત. જય જય. ૪
ઝાંઝરને ઝમકે મા, (૨) વિંછીયાને ઠમકે મા, (૨)
નુપૂરને નાદે મા ઘુઘરીને ઘમકે. જય જય. ૫
સોળે શણગાર સજ્યા મા, (૨) નકવેસર મોતી મા, (૨)
આભરણમાં ઓપો છો, દરપણ મુખ જોતાં. જય જય. ૬
તટ અંતર રૂડાં મા, (૨) શોભિત જળ ભરિયાંમા, (૨)
મન વાંછિત મોરલીધર, સુંદર વર વરીયાં. જય જય. ૭
લાલ કમળ લપટાણા, (૨) જોવાને ગયાંતાં મા, (૨)
કહે માધવ પરિક્રમા, વ્રજની કરવાને ગયાંતાં. જય જય. ૮

## ધોળ ૧૭ મું.

દુઃસ્વભાવથી છીતાડો દુરમતિ ટાળો માજી,
શ્રીગોપીજન વલ્લભ અતિ વલ્લભ મુને કરો શ્રી યમુનાજી. ટેક
અખંડ અનપાયની આપો મા સુદૃઢ પ્રેમ ભક્તિ,

પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક ઘો મા શ્રી કૃષ્ણાસક્તિ;
માનસી સેવા મુખ્ય વ્યસન ઘો શરણાગત સાચી,
શ્રીકૃષ્ણ કૃપાએ તું ઘો હિનતા, નહિ કિંચિત્ કાચી:
દ્રઢ આશ્રય શ્રી વલ્લભવરનો અચલિત ગુણ ગાઉં.
સતત્ રહે શ્રીકૃષ્ણ નામ મુખ દુઃખી નવ થાઉં.
આપ સમાગમથી મા સકળ સિદ્ધિ દે ગંગાજી. શ્રીગોપીજન. ૧

કામ ક્રોધ મદ લોભ મોહ મત્સર કરો દુરા,
શ્રી કૃષ્ણ મીલનમાં અંતરાય જે તે કરીયે ચૂરા;
અસુર દુષ્ટ કલિકાળ કર્મ પ્રતિબંધક ભય ટાળો,
કુતર્ક કુભાવ કુવાસના કુકૃતિ ઝટ બાળો,
દુઃસંગ દ્વેષ મને જળ પંકજ પ્રમાણ નવ લાગે,
બલિ વિભીષણ પ્રહલાદની પેરે ભય પામી ભાગે,
કરો કૃપા એવી યૈ મુજપર બીરદ બળ સજી. શ્રીગોપીજન. ૨

મારી ચૂર્ણ કરો સહુ ચિંતા જન્મ મરણ ભય કાપી,
માયા મોહથકી મુકાવો નિજાનંદ આપી;
સાધન ધર્મ ન કિંચિત્ છે અનુચિત કૃતિ તન મનની,
સેવા ને સ્મરણ તમારૂં કરવા અશક્ય છઉં જનની:
જેવો તેવો દાસ ક્ષમા અપરાધ કરો મા એ,
કુપુત્ર તો કદિ હોય એ કુમાતા કદાપિ નવ થાએ:
શરણ પડયો સંતાપ હરો મા વિનંતિ કરૂં ઝાઝી. શ્રીગોપીજન. ૩

તુર્ય પ્રિયા શ્રીકૃષ્ણ વલ્લભા યમુને જગ માતા,
નર્ક નિવારણી યમ ભયહરણી ભવ તારણી સાતા;
સ્વભાવ દુર્જય વિજય કરણી નિજદાસ દુઃખ હરણી,
સકળ પાપ સંતાપ નિવારણી અતિ અદ્ભુત કરણી.

શ્રી વલ્લભ શર્ણાંગત લહિ મારી પૂર્ણ કરો તૃષ્ણા,
જુગલ રૂપ મુજ હ્રદે વસાવો કૃપા કરી કૃષ્ણા,
દાસ દયો મારો સુત શ્રીમુખ સુકૃત કહો ગાજી. શ્રીગોપીજન. ૪

## ધોળ ૧૮ મું.

જય જય મહારાણી જમુના, જય જય પટરાણી જમુના.
સુંદર સતવાદી નાર, તપ કરી પ્રભુને આરાધિયા;
પ્રીતે પરણ્યા મોરાર. જય જય. ૧
સૂરજ દેવતાની દીકરી, વેદ પૂરાણે વખાણુ;
ભાઇને વ્હાલીરે બ્હેનડી પસલી આપી છે સાર. જય જય. ૨
રૂપે રૂડાં જળ શામળાં વેગે ચાલે ગંભીર,
તીરે તોરંગ ઓપતાં વ્રજ વધ્યો વિસ્તાર. જય જય. ૩
ચરણા ચોળીને ચુંદડી, ઉરપર લટકંતો હાર;
કંકણ કુંડળ ને ટીલડી, સજ્યા માએ શોભે શણગાર. જય જય. ૪
વૃંદાવન વીંટાઇ રહ્યું, મથુરાં જળ સ્થળ આધાર;
ગોકુળ મહાવન પાસે વસ્યા, વહાલો મ્હારો નંદકુમાર. જય જય. ૫
જળ જમુનાનાં ઝીલતાં તૂટયા નવસર હાર;
મોતી સર્વે વેરાઇ ગયાં, હીરલો લાગ્યો છે હાથ. જય જય. ૬
રામઘાટ સ્યામઘાટ, ઠકરાણીઘાટ, બીજા ઘાટ અપાર,
અજાણે અધર્મી નાહી ગયો, તેનો માએ કર્યોરે ઉદ્ધાર. જય જય. ૭
અઠ્ઠાવીશ કુંડ ઉજડ થયા, ભાઇનો ભાગ્યો ભણકાર;
પરાક્રમે ગેલ ચલાવીયાં, વ્રજમાં કીધો વિસ્તાર. જય જય. ૮
નાહ્ય ગાય પેપાન જે કરે, તેને જમનો નહી ભણકાર;
કરજોડી કહે હરિદાસ, ન્હાજો વારંવાર. જય જય. ૯

## ધોળ ૧૯ મું.

શ્રી જમુના નામ સંભારે, જે કોઇ શ્રી જમુના નામ સંભારે;

તાકો દર્શ સ્પર્શ કોઇ કરહી, વાહીકો વે તારે. જે કોઇ. ૧
ભક્તિકો મહિમા બર્ણી શકે કોઉ, યમ હા હા કહી હારે;
ચતુર્ભુજ પ્રભુ ગિરિધરન લાલકો, નિત્યપ્રતિ વદન નિહારે. જે કોઈ. ૨

## ધોળ ૨૦ મું.

ધન્ય શ્રીયમુનાં શ્રીગોકુલ નીકટ બીરાજે, નિત્ય નવલે રંગે;
વ્રટ તો રંગ તણા આભ્રણ સુંદીર સોહીએ, શ્રી મળીયા હતા વારે. ટેક.
અલૌકીક ડીગર રાજે, ત્યાંહાં વૈષ્ણવ જન ઘેરે ગાજે;
ત્યાંહાં મંદીર શોભા સુખ છાજે. ધન્ય. ૧
ત્યાંહાં નિત્ય ક્રીડા નંદલાલ કરે, વ્રજ જુવંતીનાં જુથ હરે;
ત્યાંહાં રમણ રેતી તન તાપ હરે. ધન્ય. ૨
ત્યાંહાં કુસુમ દ્રુમ વનવેલી સોહીએ, જેહને દીઠડે ત્રિભુવન મન મોહીએ;
ત્યાંહાં અખંડ આનંદ નિત્યપ્રતિ હોએ. ધન્ય. ૩
ત્યાં કમળ કમળ રંગ રસ ભરિયાં, પ્રિતમપર અંતર પરવરિયાં;
આવે મધુકર અંત કારજ સરીયાં. ધન્ય. ૪
ત્યાંહાં ગોવર્ધન ગિરિ સંગ ડોલે, ત્યાંહાં વ્રજવાસી મુખ યશ બોલે,
નહિ તપ તીર્થ વ્રત તે તુલ્યે. ધન્ય. ૫
ત્યાંહાં વિશ્રામ ઘાટ મધુપુરી જાતા, ત્યાંહાં બેઠક શ્રીવલ્લભ સુખદાતા,
બીજા ઘાટ અનેક મુનિવર દાતા. ધન્ય. ૬
ત્યાંહાં ઉતરી શ્રીવસુદેવ આવ્યા, કોયલા ઘાટ શ્રીવલ્લભ મન ભાવ્યા,
એવા જસોદા ઘાટ લખી લાવ્યા. ધન્ય. ૭
ત્યાંહાં બ્રહ્માંડ ઘાટ અતિકા મીઠા, છર્દા દર્શન વસંત સમે દીઠી,
ત્યાંહાં ગોપ કુપ અધર રસ છુટી. ધન્ય. ૮
ત્યાંહાં ગોકુળ મહાવન ગિરિધારી, જ્યાંહાં યમલા અર્જુન સુખકારી;
વહાલે પુતના પ્રકટ સંહારી.

ત્યાંહાં ગોકુળ શ્રી મહાપ્રભુ રાજે, વ્રજ છોકર નિત્ય ગુણ ગાજે;
શ્રીઠકુરાણી ઘાટ જોઇ ભવનાં ભય ભાંજે. ધન્ય. ૧૦
ત્યાંહાં જગન્નાથઘાટે ન્હાતાં, અષ્ટ સખા વ્રજઘાટ નિત્ય ગુણ ગાતાં;
ત્યાંહાં રાવળ રજ નિત્ય પ્રિત્યે જાતાં. ધન્ય. ૧૧
ત્યાંહાં દાસ ગોવર્દ્ધન ગુણ ગાયે, કરો કૃપા તો વ્રજવાસી થઇએ;
મન ક્રમ વચને આનંદી થઇએ. ધન્ય શ્રીયમુના. ૧૨

## ધોળ ૨૧ મું.

ઉત્તમ વ્રત એકાદશી, સાહેલીરે, આજ મ્હારે અપવાસ જમુનાજી જઇએ ઝીલવા સાહેલીરે.
રંગીલી ગલી રળીયામણી સાહેલીરે, વૈષ્ણવની ભીડાભીડ. જમુના. ૨
સરખી સૈયર ટોળે મળી સાહેલીરે, હઇડે હરખ ન માય. જમુના. ૩
વહુ બેટી હીંડે મલપતાં સાહેલીરે, સૌ કોને દર્શન થાય. જમુના. ૪
સાકર કેરા કરા પડ્યા સાહેલીરે, દુધડે વરસ્યા મેહ. જમુના. ૫
ગોકુળ ગામ રળીયામણું સાહેલીરે, સુંદર જમુનાનાં નીર. જમુના. ૬
જમુનાજીમાં ઝીલતાં સાહેલીરે, છુટા મેહેલી કેશ. જમુના. ૭
વ્રજવાસી સામા મળ્યા સાહેલીરે, હરખે, સાહીશું કેશ. જમુના. ૮
પ્રસાદ મેહેલો મોકળા સાહેલીરે, ઠોરતણો નહીં પાર. જમુના. ૯
માધવદાસની વિનતિ સાહેલીરે, આપોને વ્રજમાં વાસ. જમુના.૧૦

# અથ શ્રીયમુનાષ્ટકનું ધોળ.

## ધોળ ૨૨ મું.

નમામિ શ્રીયમુના મહારાણી, જે જશ ગાય ચરણે ચિત્ત આણી;
તે જીવન સુફલ કરે પ્રાણી. નમામિ શ્રીયમુના. ૧
શ્રીવલ્લભ વરની છે વાણી, શ્રીયમુનાષ્ટક કર્યાં વખાણી;
સકલ સિદ્ધિના હેતુ જાણી. નમામિ શ્રીયમુના. ૨

નવ વન પુષ્પ પુલ્યાં પુલે, પ્રીય પદ રેણું જોઇ પુલે;
રમણ શોભિત પ્રભુ અનુકુલે. નમામિ શ્રીયમુના. ૩
કલિન્દ ગિરિને મસ્તક રાજે, સ્યામ ગૌર અંગ અતિ છાજે;
ઉમંગિ ચાલ્યાં તે પ્રિય કાજે. નમામિ શ્રીયમુના. ૪
શૈલ વિલસે પારકી સોહે, ગમન શબ્દ સહુ મન મોહે;
તમ વડે મુકુન્દની રતિ હોયે. જે શ્રી સુરજ સુતા શ્રી મહારાણી. ૫
જેણે ચૌદ ભુવન પાવન કીધા, શ્રી ગોકુલવાસ આવી લીધા;
હંસાદિક દાસી શોભીત કીધા. નમો શ્રી તુર્ય પ્રીયારાણી. ૬
ભંવર કંકણ ભૂજા લહેરી, મુક્તા રેણુ તટ નિતંબ ઘેહેરી;
શ્યામ રંગ કુંચુકી પહેરી. નમો શ્રી તુર્ય પ્રીયારાણી. ૭
અગણિત ગુણ ભૂષણ સોહીએ, શિવાદિક દેવ સ્તુતિ ગાયે;
ઘનસ્યામરૂપ પ્રિય મન ભાયે. યહ વર માગું શ્રીમહારાણી. ૮
ધ્રુવાદિકના મનોરથ પૂરે, મથુરા તટ ગ્વાલ ગોપી ઘેરે;
કૃપાસિંધુ માંહે મન લહેરે. યહ સુખ હોયે શ્રી મહારાણી. ૯
ફરી ગંગા સમાગમ તમ સાથે, તેથી તે હરિની રતિ આપે;
નિજ દાસને સકળ સિદ્ધિ સ્થાપે. માહારે હ્રદયે વસો શ્રીમહારાણી. ૧૦
તમારી તે તુલનાને કોઇ પામે, લક્ષ્મી સોત ભાવ કરી મન આણે;
કલિન્દજા તમને હરિ પ્રિયા માને. માહારે હ્રદયે વસો શ્રીમહારાણી. ૧૧
શ્રી યમુના ચરિત્ર અદ્ભુત ભર્યાં, જે જન શ્રીયમુના પાન કર્યાં;
તેને યમ યાતનાથી રહિત કર્યાં, નમોસ્તુ સદા શ્રી મહારાણી. ૧૨
પય પાન કર્યાં તે ભાણેજ થયા, જે દુષ્ટ હતા તે પણ જમ ન ગ્રહ્યા;
તમવડે ગોપીને પ્રભુ મલ્યા. નમોસ્તુ સદા શ્રી માહારાણી. ૧૩
તમ કૃપા અલૌકીક તન હોયે, પ્રભુ ભક્તિની યોગ્યતા સોહે;
સુર રિપુ મુકુન્દને પ્રિય હોયે. નિત્ય ચરણ સેવું શ્રીમહારાણી. ૧૪
તમારી સેવા નિત્ય મન આણો, સુર ધુની તવ સંગમ માને;

યહ મર્મ પુષ્ટિમાર્ગી જાણે. નમો શ્રીયમુના મહારાણી. ૧૫
હે લક્ષ્મી સોત પ્રિયા હરિ, જે સેવા તમારી સદા કરી;
તેને મોક્ષાનંદ આપો ખરી. નમામિ શ્રીયમુના મહારાણી. ૧૬
પ્રભુ ગોપી સાથે રમણ કર્યા, શ્રમીત બીંદુ તમ સંગમ ભર્યા;
તમારી સ્તુતિ કો કરી શકયા. નમો શ્રીયમુના મહારાણી. ૧૭
પાઠ અષ્ટકનો જે નિત્ય કરશે, તેહેના સર્વ પાપ ને દુ:ખ ટળશે;
તેને ભગવદ્‌ભક્તિ પ્રિય મળશે. નમો સૂર્ય સુતા શ્રીમહારાણી. ૧૮
ભક્તિ કરી સર્વ સિદ્ધિ હોયે, પ્રભુ પ્રસન્ન થઇને જોએ;
એમ શ્રીમુખની વાણી સોહે, નમામિ શ્રી યમુના મહારાણી. ૧૯
હે મહારાણી દાસ દર્શન માગે, શ્રીવલ્લભ પદ રજ રતિ પામે;
વ્રજભુષણ પ્રભુને શિર નામ, નમામિ શ્રીયમુના મહારાણી. ૨૦

## ધોળ ૨૩ મું.

હેતે હરિ ગુણ ગાઇએ, શ્રીયમુનાજી નાહીએ;
ભાગ્ય ભલાંરે ભૂતલ વસ્યાં. ટેક.
જીરે કારણ આ કલીકાળમાં, વૈષ્ણવ જન જાણે. (૨)
પ્રગટ પ્રભુ શ્રીગુસાંઇજી, તે શું મહાસુખ માણે. ભાગ્ય. ૧
જીરે દાન સમર્પણ લેઇ કરી, જેશું પ્રીતડી જોડી. (૨)
તન મન ધન અર્પણ કર્યા, ગર્વ ગાંઠડી છોડી. ભાગ્ય. ૨
જીરે પ્રભુ વિના બીજું મને નવ ગમે સેવા અધીકારી. (૨)
વૈષ્ણવદાસ કહીયે તેને, મન દઢ કરી રાખી. ભાગ્ય. ૩
જીરે જેનું મન શ્રી વૃંદાવન વસે, લીલારસ ભાવે. (૨)
સ્નેહ બાંધ્યો શ્રી કૃષ્ણશું, ધન્ય ભાગ્ય કહાવે. ભાગ્ય ૪
જીરે જેહને કૃપા શ્રી મહારાજની, દાન સમર્પણ આપ્યાં (૨)
નામ મંત્ર સંભળાવીયાં, ભવનાં બંધન કાપ્યાં. ભાગ્ય. ૫
જીરે જેહેણે શ્રીવલ્લભ સુતને ઓળખ્યા, નયણે નિર્મળ દીઠા. (૨)

તે દૈવી જીવ કહીયે સદા, ગુણ ગાય છે મીઠા. ભાગ્ય. ૬
જીરે વ્રજની પરિક્રમા જે કરે, શ્રીગોવર્દ્ધન નિરખ્યાં. (૨)
રમણ રંગીલી ભોમિકા હૈડાં બહુ હરખ્યાં. ભાગ્ય. ૭
જીરે જે જન શ્રીયમુનાજીમાં ઝીલીયાં, મરજાદા ટાળી. (૨)
વ્રજ રજ પરસી આ દેહશું, લીધોજન્મ સુધારી. ભાગ્ય ૮
શ્રીનાથજી નીરખ્યાં નયણાં ભરી, તે પુરવની જો પ્રીતે. (૨)
તેરે સેવાના ફળ જાણજો, સુખ સ્નેહની રીતે. ભાગ્ય. ૯
શ્રી વલ્લભ શ્રી વલ્લભ જે કરે, શ્રીવલ્લભ સુત વાણી (૨)
હરીદાસચરણ શોભા જોઇને, રાખ્યાં પોતાનાં જાણી. ભાગ્ય. ૧૦

## ધોળ ૨૪ મું.

શ્રી મહારાણીજીનાં પાન કરને તું પ્રાણીરે. ટેક
એ છે અધમ ઉદ્ધારણ જાણી. મહારાણીજીનાં૦ ૧
એમનું માહાત્મ્ય છે પદ્મ પુરાણેરે, પૃથ્વીપર શ્રી વારાહજી વખાણેરે;
એતો વ્રજવાસી સુખ માણે. મહારાણીજીનાં૦ ૨
સુંદર મથુરાંજી નિકટ બીરાજેરે, મંદમંદ મહાધ્રુનિ ગાજેરે;
એમનાં દર્શનથી દુઃખ ભાજે. મહારાણીજીનાં૦ ૩
વિશ્રામ ઘાટે તે આરતિ થાયરે, સામા પ્રભુજીના મુગટ બીરાજેરે;
ચોબા હાથીની ગર્જનાએ આવે. મહારાણીજીનાં૦ ૪
ત્યાં તો વૈષ્ણવની ભીડ ભરાયરે, ત્યાંતો આરતિ ધોળ ગવાયરે;
ત્યાં તો જય જય શબ્દ ઉચ્ચારે. મહારાણીજીનાં૦ ૬
જે કોઇ પેપાન શ્રી યમુનાનાં કરશેરે, તેનો જમ કીંકર ભય ટળશેરે;
કહે છે રસિક રાધેવરને વરશે. મહારાણીજીનાં૦ ૭

## ધોળ ૨૫ મું.

ધન્ય ધન્ય શ્રીયમુનાજી સુખદાઇમા, સેવકજનને સદા સુહાઇમા. ૧

સુંદર શ્યામ અંગે અતિ સોહેમા, નિરખતાં નીજ જનનાં મન મોહેમા. ૨
ભાલ વિશાળ કમળ દળ નયનમા, નાસિકા કિર કોકિલ કલબેનમા. ૩
બિંબથી અધિક અધર અરૂણાઇમા, કોમલ ગલ સ્થલ ઝલકાઇમા. ૪
દાડિમ બીજ દંત અતિ ઓપેમા, રતિપતિની મર્યાદા લોપેમા. ૫
ભ્રકુટી ધનુષ કામનુ રાજેમા, મસ્તક કેશ મધુપ સમ છાજેમા. ૬
નખશિખ સુંદર અતિ સુકુમારમા, વૈભવ બાઢયો અંગ અપારમા. ૭
તરણિ તનયા તરૂણ છે બાલમા, ચંદ્ર મુખીને રૂપ રસાલમા. ૮
કૃપા કરી ક્ષિતિ ઉપર પધાર્યાંમા, અનેક પતિત જનને ઉદ્ધાર્યામા. ૯
કાલિંદિની કીર્તિ જગત વધારીમા, જળ અતિ શિતળને સુખકારીમા. ૧૦
અનેક દેશને પાવન કરતાંમા, ચરણ શ્રી વ્રજમંડળમાં ધરતાંમા. ૧૧
તેણે કરી વૈભવ અતીશે વાધ્યોમા, ભક્તનો સકળ મનોરથ સાધ્યોમા.૧૨
બેઉ તટ હસ્ત કમળ છબિ છાજે મા, લહેર તે કંકણ રૂપ બિરાજેમા.૧૩
વાલુકા ચમકે ઝગમગ મોતી મા, માણેક હીરાની અતિ જ્યોતિમા.૧૪
અંગ અંગ મુક્તાનાં આભ્રણમા, તેતો જળપુહીથી આવરણમા. ૧૫
સખિજીને સંગ કોકિલા મોરમા, સારસ હંસને કીર ચકોરમા. ૧૬
ત્રિવિધ સમીર સમીપે ચાલેમા, તે તો ત્રિવિધ તાપને ટાળેમા. ૧૭
બેઉ ત્રટ વૃક્ષલતા રહ્યાં ફુલીમા, શાખાઓ જળ ઉપર રહી ઝુમીમા.૧૮
અધિક સમિપ શ્રીવૃંદાવનમા, કુંજે કુંજે સૌરભ સહિત સુમનમા. ૧૯
શિતળ સુગંધ સુખદ વહે નિરમા, તીર બેસે ઠાર ઠાર આભીરમા.૨૦
રાણીજીના સૌભાગ્યનો નહિ પારમા, શા શા કહું વૈભવતણા પ્રકારમા.૨૧
પ્રભુજીના ગૂઢ રમણ મધ્યે પાતીમા, પ્રિતમસંગ સદા મદમાતીમા.૨૨
સદા નિરંતર વ્રજપતિ ખેલેમા, રાણીજીને સદા નિકટ રંગ રેલેમા.૨૩
દંપતિ શ્રમ જલસહિત વિહારમા, જલ મધ્ય ક્રિડત વિવિધ પ્રકારમા.૨૪
તેણે કરી શત ઘણી શોભા બાઢીમા,રાણીજીનો મહિમાઅતુલઅગાધેમા૨૫

જે જન સદા ધરે ચિત્ત ધ્યાનમા, તેહને પુષ્ટિતણું કરે દાનમા. ૨૬
વ્રજપતિ લીલા પ્રગટ દેખાડેમા, ચરણ કમળ રસ સ્વાદ ચખાડેમા ૨૭
અષ્ટમહાસિદ્ધિનું કરે દાનમા, ભાવે જે કરે અંબુ પાનમા, ૨૮
દર્શન સકળ આપદા ટાળેમા, ભક્તને અભય પદારથ આપેમા. ૨૯
એવું શ્રી મહારાણીજીનું રૂપમા, નખશિખ સુંદર પરમ અનુપમા. ૩૦
સદા બિરાજે શ્રી વ્રજની માંહેમા, નિત્યપ્રતિવિલસો વ્રજપતિ બાંહેમા ૩૧
પુષ્ટિ ભક્તાની કરજો સારમા, કૃપા કરી ઉતારો ભવ પારમા. ૩૨
નિજ સેવકને એ છે આશમા, સદા રાખો ચરણ કમળની પાસમા. ૩૪

## ધોળ ૨૬ મું.

હરનિશ દરશન દીજીયે, કલિંદજા હરનિશ દરશન દીજીયે, ટેક૦
બાળ પશુ બુદ્ધીમાં અજ્ઞાનધું પણ આપની,
આ વિનતિ કરતાં મન બ્લીજીયે. કલિંદજા૦ ૧
જનુની પ્રકાર સ્નેહ જીવ ઉપર રાખતાં,
મારા સાધન વિના તે આપ રીઝીયે. કલિંદજા૦ ૨
ભક્તને તે ભક્તિ દાતા આપ ભવતારણિ,
મા પ્રેમનો તે પંથ પતિજીયે. કલિંદજા૦ ૩
મેઘ શ્યામરૂપે આપ ભાનુની સુતા છો,
આ કારણ એ શ્યામ સ્નેહ ભીજીયે. કલિંદજા૦ ૪
પર્મ કૃપાળ આપ અધમ ઉદ્ધારણી
મા પુષ્ટિરસ પાઓ તે કાંઇ પીજીયે. કલિંદજા૦ ૫
નિજજન ધ્યાન માગે ચર્ણ કમળનું,
મા જેમ ઘૃત ખાંડ મધ્યે ઠીજીયે. કલિન્દજા૦ ૬



# પ્રકરણ ૪ થું.



## ॥ શ્રીનાથજી આદિ સાત સ્વરૂપનાં ધોળ તથા પદ. ॥

### શ્રી નાથજીનાં ધોળ.

### શ્રીગોવર્દ્ધનનાથજીના પ્રાકટ્યનું ધોળ. ધોળ ૧ લું.

ગિરિ કંદરામાંથી પ્રગટ થયા પ્રભુ, આપ ગોવર્દ્ધનનાથરે;
નંદ જસોમતિ કેરા લાલા, વ્રજ સૌ કીધું સનાથ. ગોવર્દ્ધન રસિયારે
મ્હારે મન વસિયા વ્રજનાથ. મધુરૂં હસિયારે. ટેક.
શ્રાવણ સુદ પાંચમને દહાડે, થયાં ભુજા દરશનરે:
ગિરિ કંદરામાં બિરાજે વહાલા, શું કહું પ્રસન્ન વદન. ગોવર્દ્ધન. ૧
ઘણા દિવસ ભુજાનું પુજન, ચાલ્યું તે વ્રજ માંહ્યરે:
દૂધ લેઈને સ્નાન કરાવે, મહિમા કહ્યો ન જાય. ગોવર્દ્ધન. ૨
છિદ્ર સહિત શીલા ગિરિવરની તેમાં શ્યામ સ્વરૂપરે;
એક ગાય ત્યાં નિત્ય જાય છે, દૂધ શ્રવે તદરૂપ. ગોવર્દ્ધન. ૩
એક બ્રાહ્મણની ગાય હતી તેણે, પુછી ગોવાળીઆને પેરરે;
દૂધ ઘટે છે નિત્ય કેમ માહારૂં, દોહી લેઇ જાય તું ઘેર. ગોવર્દ્ધન. ૪
ત્યારે ગોવાળીયાએ એમ કહ્યું, ખબર કાઢું નિરધારરે;
કોણ પ્રકાર થાય છે આ ગૌનો, સમજાવી કહું સાર. ગો. ૫
સાંજ સવાર ગૌ ટોળામાંથી, ગિરિવર ઉપર જાય રે;
ઉભી રહીને દૂધ શ્રવે નિત્ય, પ્રાણજીવનને પાય. ગો. ૬

ગૌ પ્રકાર ગોવાળીઓ જોઇ, બ્રાહ્મણને લાવ્યો સંગરે;
અચરજ જોઇને વિસ્મય થયું મન, કહાવ્યું સૌને ઉમંગ. ગો. ૭
સૌ વ્રજવાસી ગિરિપર આવ્યા, બોલ્યા મુખથી બોલરે;
કોઇ દેવતા કે દ્રવ્ય હોય એમ, કીધો મુખથી તોલ. ગો. ૮
ગિરિ શીલા ઉચકીને જોયું તો, દીઠા સુંદર શ્યામરે;
પૂછ્યું દેવતા પર્વત કેરા, શું છે તમારૂં નામ. ગો. ૯
પ્રાણજીવન ત્યારે એમ બોલ્યા, દેવ દમન મુજ નામરે;
મહિમા ચાલ્યો વ્રજમાં ઝાઝો, પૂર્ણ કરે મન કામ. ગો. ૧૦
દહીં દુધ વ્રજવાસી કેરાં, આરોગે નંદલાલરે;
ઝાડખંડમાં જઇ મહાપ્રભુજીને, આજ્ઞા કરી તત્કાલ. ગો. ૧૧
ઇંદ્ર-નાગ-ને દેવદમન તે, પ્રગટ થયા વ્રજ માંહ્યરે;
ગિરિવર ઉપર આપ પધારી, સેવા ચલાવો ત્યાંહ. ગો. ૧૨
શ્રી મહાપ્રભુજી વ્રજમાં પધાર્યા, સદુપાંડેને ઘેરરે;
વચન સુણ્યાં ગિરિવર પ્રભુનાં, વાત પૂછી કરી પેર. ગો. ૧૩
સદુપાંડે શ્રી માહાપ્રભુજીને કહે છે, પ્રાગટ્યનો પ્રકારરે;
દેવદમન નામે પ્રગટ્યા છે, મહિમા અપરંપાર. ગો. ૧૪
ગિરિવર ઉપર આપ પધાર્યા, સામા મળ્યા નિજ નાથરે;
અંગો અંગ ભેટી સુખ ઉપન્યું, જોડયા પછી બે હાથ. ગો. ૧૫
ગોવર્દ્ધન ઉદ્ધરણ ધીરનું નામ ધર્યું શ્રીનાથરે;
મોર પીંછનો મુગટ ધરાવ્યો, બંસી દીધી હાથ. ગો. ૧૬
પાટે બેસાડીને ભોગ ધરાવ્યા, ત્યાંથી પધાર્યા આપરે;
નિજ જન મન આનંદ વધાર્યા, દૂર કીધાં તન તાપ. ગો. ૧૭

## ધોળ ૨ જું.

ધન્ય ધન્ય રાણા રાયસંઘ હો લાલ;

હાંરે ધન્ય ધન્યરે મેવાડો દેશ,
કૃપા કરીને શ્રીનાથજી પધારીયા હો લાલ. ૧
વ્રજમાંથી વહાલોજી પધારીયા હો લાલ,
હાંરે આવી વસીયારે મેવાડે દેશ. કૃપા. ૨
તળાવે તે તંબુ તાણીયા હો લાલ,
હાંરે આવી ઉતર્યોરે મારા વ્રજનો સાથ. કૃપા. ૩
ડુંગર કોરીને વહાલે મંદિર કર્યાં હો લાલ,
તહાં બિરાજેરે શ્રીગોવર્દ્ધનનાથ. કૃપા કરીને. ૪
શ્રીનાથજી ને શ્રીદ્વારકાંનાથજીનાં જોડલાં હો લાલ,
હાંરે શ્રીનવનીતપ્રિયાજીરે શ્રીવિઠ્ઠલનાથજીની જોડ. કૃપા કરીને. ૫
શ્રીગોકુલનાથને શ્રીમથુરાંનાથનાં જોડલાં હો લાલ,
હાંરે શ્રીગોકુળચંદ્રમાજીરે શ્રીમદનમોહનજીની જોડ. કૃપા કરીને. ૬
તહાં મધરાતે ગોવર્દ્ધન ભયો હો લાલ,
તહાં તળેટીરે ગોપાળપુર ગામ. કૃપા. ૭
ઝરણો તે ગોવીંદ કુંડ ભયો હો લાલ,
હાંરે તાંહાં બનાસરે શ્રી મહારાણીજીનાં નીર. કૃપા કરીને. ૮
આસોટીયું વૃંદાવન ભયું હો લાલ,
હાંરે તહાં કાંકરોલીરે બંસીબટનો ચોક. કૃપા કરીને. ૯
કમળ ચોકમાં ઝુલે ધમર હાથીયા હો લાલ,
હાંરે તહાં ટોડલેરે રૂડા ટૌકે છે મોર. કૃપા કરીને. ૧૦
થાળ ભર્યો સગ મોતીએ હો લાલ,
હાંરે વધાવોરે શ્રીવલ્લભનો પરિવાર. કૃપા. ૧૧
સાકર કેરા કરા પડ્યા હો લાલ,
હાંરે ત્યાં દુધડેરે રૂડા વરસ્યા છે મેઘ. કૃપા. ૧૨
અજબ કુંવરીની વિનતિ હો લાલ,

તમે સુણજોરે શ્રીગિરિધરજી મહારાજ. કૃપા. ૧૩
સઘળા વૈષ્ણવની વિનંતિ હો લાલ,
અમોને આપોરે શ્રીવ્રજમાં વાસ. કૃપા કરીને. ૧૪

## ધોળ ૩ જું.

ગંગાબાઇએ તે ઝગડો માંડીયો, શ્રીગિરિધરજીનાં લખ્યાંરે પ્રમાણ;
વારી જાઉં શ્રીનાથને ૧
બાદશાહે તે પરવાનો મોકલ્યો, તમે છોડો શ્રીગોકુળ ગામ. ૨
વ્રજવાસીએ મનમાં વીચારીયું. આપણે સામા બાંધો હથિયાર. ૩
નવખંડ તે ભૂમિ આપણી, ચોદીશ ચોબાજીનું રાજ. ૪
બાબાજીએ શ્રીગુસાંઇજીને એમ કહ્યું, અજબ બાઇને આપ્યાં છે વરદાન.૫
પાદશાહનું તે અહીં શું ઉપજે, મારી ઇચ્છાએ છોડું શ્રીગોકુળ ગામ.૬
શિવ શેષ વિરંચિ રટણ કરે, સુરીનર સરખા પાર પામે નહીં;
અજબ બાઇને થયો છું આધિન. વારી જાઉં. ૭
વ્રજથકી તે વહાલોજી પધારીયા, આવી ઉતર્યા મેવાડે દેશ. ૮
ગામના રાજાને આવીરે વધામણી, આપણા શ્રીનાથજી પધાર્યા નજીક.૯
રાણા રાયસંગે મનમાં વિચારીયું, આપણે શી શી કરીશું ભેટ. ૧૦
વહાલે તળાવે તંબુ તાણીયા, મહી ઉતર્યો શ્રીગુસાંઇજીનો સાથ. ૧૧
વહાલે ડુંગર કોરીને મંદિર કર્યા, માંહે પધરાવ્યા શ્રીગોવર્દ્ધનનાથ. ૧૨
વહુ બેટી તે હીંડે મલપતાં, હીંડે ઝાંઝરને ઝમકાર. ૧૩
બનાસ તે શ્રીયમુના જળ ભર્યા, વડલો તે બનસીબટ. ૧૪
અજબબાઇએ તે વિનતિ એમ કરી, જે કોઇ ગામ શીખેને સાંભળે;
તેનો લીલામાં થાજો વાસ.

## ધોળ ૪ થું.

શ્રીજી મેરા એસા રસીઆ, મુજને બોલાવે ઘડી ઘડી. ટેક.
મોર મુગટ પીતાંબર સોહીએ, બંસી બજાવે વહાલો તાન ભરી. શ્રીજી ૧

સબ સખીઅનમેં રાસ રચ્યોહે, દરશન દેવે વહાલો ઘડી ઘડી. શ્રીજી. ૨
દોડ દોડ દરશનકું જાવે, ઝાપટ વાગે તડા તડી. શ્રીજી. ૩
ચાર ચોકકો મંદિર બનાયો, આપ બિરાજે વહાલો છપરતરી. શ્રીજી. ૪
નંદદાસ પ્રભુકી છબી નિરખત, શ્રીજીકે ચરણુમાં જાય પડી. શ્રીજી. ૫

## ધોળ ૫ મું

ચાલોતો શ્રીજી જાઇએરે, શ્રીમુખ સુંદર જોવાને
આવો તો તત્પર થઇયેરે. શ્રીમુખ૦ ૧
મને ઘરમાં લાગે ઘેલુંરે, હું તો કાંઇ ન સમજું પહેલુંરે. શ્રીમુખ૦ ૨
હું તો ઘરનો ધંધો ભુલીરે, હું તો અંગોઅંગે ફુલીરે. શ્રીમુખ૦ ૩
મને ભુખે ભોજન નવ ભાવેરે, સેજડીએ નીંદ્રા ન આવેરે. શ્રીમુખ૦ ૪
મારા મનમાં મનમથ વસીઆરે, મારૂં કામ સકામે ધસીયુંરે. શ્રીમુખ૦ ૫
મોરલીમાં કામણ કીધાંરે, મારાં મન હરીને લીધાંરે. શ્રીમુખ૦ ૬
કોઈ નંદજીનો લાલ મીલાવોરે, જસોદાજીના પ્રાણ આધારરે. શ્રીમુખ૦ ૭
એવા રસિકરાય ગિરિધારીરે, દાસનો દાસ જાય બલિહારીરે. શ્રીમુખ૦ ૮

## ધોળ ૬ ઠું.

હો જીરે જીરે પ્રથમ સૂરજપોળ જાણોજી, રમા વૈકુંઠ એહ વખાણો. ૧
નવ સીડીયે નવધા ભક્તિજી, શ્રીગોવર્દ્ધન ચોક પ્રેમ આશક્તિ. ૨
કમળચોક મહાસુખ કંદજી, સીંધપોળ જોઈ આનંદ. ૩
બે હંસ બે હસ્તી બિરાજેજી, ચારે વેદ મહાધુની ગાજે. ૪
કમળચોક રાસ ક્રીડા રમણજી, શિવ આવે ગોપીશ્વરી તન. ૫
એહેક મારે શ્રીસ્વામિનીજીનાં નેનજી, ત્યાંહાં તો મુર્છાખાઇ પડયાં મીન. ૬
રત્નચોક શ્રીસ્વામિનીજીનાં તનજી, સુરે આવ્યા ચડી વૈમાન. ૭
જગમોહનમાં શ્રીમહારાણીજીનાં મનજી, મણીકોઠા જુવતી આસન. ૮
ચોક કીર્તનિઆ ગલીજી, દર્શન કરવા આવે સહુ મળી. ૯

વેણુ બાજે કીર્તનિઆ ગાયજી, ત્યાંહાં તો આનંદ ઉર ના સમાય. ૧૦
માનું છડી માંડી પ્રિતેજી, આસપાસ ચિત્રામણ ભીંતે. ૧૧
નિજ મંદિર ગોપ સ્વરૂપજી, પાસે સજ્યા મંદિર અનૂપ. ૧૨
શ્રીજીની નીચે વસ્ત્ર સુખકારીજી, માનું હે ચંદ્રાવળી નારી. ૧૩
ચર્ણ ચોકી ગૌલોક કહેવાયજી, ત્યાંહાં તો દૈવિ હોય તે જાય. ૧૪
પીછોવઇ ચંદ્રાવળી જાણોજી, ચંદરવો શ્રી યમુનાં મન આણો. ૧૫
ગાદી સુંદર મન ભાવકજી, પીઠ તકીયા મહાસુખ દાયક. ૧૬
આસપાસ બે તકીયા રાજેજી, મહાસુખ એકાંતે બીરાજે. ૧૭
એછે શાસ્ત્રતણાં સુખ ધામજી, પડે ચંદ્રાવળીજીનું નામ. ૧૮
બે જોરી સ્વામિનીનાં તનજી, શ્રમ જળ શ્રી મહારાણીજીનાં મન. ૧૯
બે બીડાં શ્રી મહાપ્રભુ દક્ષણા ભલો, મુખ વસ્ત્ર મોહન શ્યામ. ૨૦
જુગલ ચર્ણે શેષજી પધાર્યાજી, ગિરિરાજ હરિદાસ કહેવાય. ૨૧
એક કળશ શ્રીગુસાંઇજીનું રૂપજી, ઉર સાત ધ્વજા અનૂપ. ૨૨
સજ્યા ભોગ મહાસુખ કંદજી, શોભા નયણે નિર્ખી મુખ ચંદ્ર. ૨૩
એવો માર્ગ થયો નહિ થાયજી, શ્રીમહાપ્રભુજીની કૃપા થકી પુષ્ટિ કહેવાય ૨૪
છડીનું ત્યાંહાં તત્કાળજી, ગુણ ગાયે **શ્રીવલ્લભલાલ.**

## રાગ ગજલ. ધોળ ૭ મું.

મેરે શ્રીનાથજી પ્યારે, દ્રગનતેં હો જુ મત ન્યારે. ટેક.
દયા કરી દરશ મોય દીજે, કૃપા કરી આપનો કીજે;
ગલે જામા દદામીકા, કમર પટકા બદામીકા. ૧
સુરંગી પાઘ શીર સોહે, લસત બનમાલ મન મોહે;
લગી કોઇ કાનમેં દૂતી, તજીમોયે સેજમેં સૂતી. ૨
મેરા દીલ લે ગયા આલી, લગી તનમેં તાલાવેલી;
મત ભૂલ દેખી તન ગોરા, જગતમેં જીવના થોરા. ૩

કઠીન હે મોહકી જ્વાળા, વહે જાતા હે સંસારા;
સદા વ્રજાધીશજી ગાવે, છબીપર વારણે જાવે. ૪

## વધાવાનું ધોળ ૮ મું.

જીરે પહેલો વધાવો માહારે આવીઓ, શ્રીગોકુળ પતિજીને દ્વાર;
માતા જસોદાજીએ હરખે વધાવીઓ, એમના મુખ ઉપર જાઉં બલિહાર;
ભલે શ્રીગિરિવરધર જનમીયા. ૧
જીરે વ્રજજન સવે આનંદીઆ, મળી વંદીઆ ચરણ સરોજ,
ગિરિધરણ નવલ નંદલાલના, એમ કરતી હું નીશદિન ખોજ. ભલે શ્રી.૨
પ્રભુ રૂપ તે નયણે નિહાળતી, મળી ટાળતી ભવનાં દુઃખ;
જીરે તનમન ધન સર્વે વારતી, હવે સુલભ થયાં સર્વે સુખ. ભલે શ્રી.૩
જીરે દધી દુધ ધૃત મધુ રસ ભર્યાં, મળી નાચે ગાયે નર ને નાર;
દીએ દાન નંદ બહુ રસ ભર્યા, હરિદાસ શોભા બલિહાર. ભલે શ્રી.૪

(૨)

જીરે બીજે ને વધાવો માહારે આવીયો,
શ્રીરાવલ હુવોરે આનંદ, શ્રી બ્રખભાન કીરતીજી હરખીયાં,
નિરખી કુંવરી મુખચંદ્ર, ભલે શ્રીરાધાજી વ્રજમાં પ્રગટીયાં. ૧
જીરે વ્રજજન સર્વે ટોળે મળ્યાં, મળી ગાએ સુમંગળ ચાર;
જીરે જન્મી કુંવરી પ્રભાવતી, ગુણ રૂપ જગત વીક્ષાત. ભલે શ્રી. ૨
જીરે ગઇ જસોમતીને વધામણી, રળીયામણી સાંભળી વાત,
હવે નિશદિન નૈણે નિહાળીશું, લીલા રસ સિંધુ અપાર. ૩
જીરે સઉ મળી કહે શ્રીનંદને, આપણે કીજીએ વર વેહેવિશાળ;
જીરે જીવોને કુંવર નંદ લાડીલો, એવાં શ્રીબૃખભાન કુમાર. ૪
જીરે એ જોડી અવિચળ સદા, શ્રી વૃંદાવન વિપીન વિલાસ,
જીરે કરજોડીને કરૂં વિનતિ, હરિદાસ શોભા બલી જાય. ભલે. ૫

( ૩ )

જીરે ત્રીજો ને વધાવો મ્હારે આવીઓ,
શ્રી લક્ષ્મણ ભટજીને ઘેર,શ્રીએલંબાજીએ ઉદર ધર્યો;
વળી જીવ ઉદ્ધારણ એહ, શ્રીવલ્લભ ભૂતલ પ્રકટીયા. ૧
નિજ ધામથી પ્રભુજી પધારીયા, કરવા સેવક જનની સહાય;
દ્વિજ કુળ આ દેહ પ્રકટ કરી, એવા અદ્દલક પરમ ઉદ્ધાર. ૨
જીરે તિમિર હર્યો ત્રિલોકનો, ઉદયો છે તૈલંગ કુળ સૂર;
જીરે માર્ગ પુષ્ટિ દેખાડીઓ, વહાલે સોંપી સેવા રસ પૂર. ૩
જીરે શેષ સહસ્ત્ર મુખ સ્તુતિ કરે, નવ લહે એમના ગુણનો પાર;
જીરે કર જોડીને કરૂં વિનતિ, હરિદાસ શોભા બલિ જાય. શ્રીવલ્લભ. ૪

( ૪ )

જીરે ચોથોને વધાવો મ્હારે આવીયો,
ભલે પ્રકટયા શ્રીવિઠ્ઠલેશ, જીરે ભક્ત સકળ મન હરખીયા;
ટાળ્યો અનેક જન્મનો કલેશ, શ્રીવિઠ્ઠલનાથજી પધારીયા. ૧
જીરે વદન કમળ અવલોકતા, જીરે જગત સકળ વિખ્યાત:
જીરે ગોદ લેઇને હુલરાવતાં, ધન્ય ધન્ય શ્રીઅંકાજી માત. ૨
જીરે સુરનર મુનિજન હરખીયા, વળી વરખીઆ કુસુમ અપાર;
શ્રીવલ્લભજીને આંગણે, ત્યાં તો આનંદ મંગળ ચાર. ૩
જીરે કલિમાં કારણ જાણજો, વખાણજો દ્વિજ કુળ રાય;
હરિદાસ શોભા નિરખે સદા, એ તો આનંદ મંગળ ગાય. શ્રીવિઠ્ઠલ ૪

## રાગ બિલાવલ. પદ ૯ મું.

દેખ્યોરી મેં સ્યામ સ્વરૂપ. ટેક.
વામ ભુજા ઉંચે કર ગિરિધર, દક્ષિણ કર કટિ ધરત અનૂપ. ૧
મુષ્ટિકા બાંધ અંગુષ્ટ દિખાવત, સન્મુખ દષ્ટિ સુહાઇ;

ચરણ કમલ યુગલ સમ ધરકે, કુંજ દ્વાદશ મન લાઇ. ૨
અતિ રહસ્ય નિકુંજકી લીલા, હ્રદય સ્મરણ કીજે;
દ્વારિકેશ મન વચન અગોચર, ચરણ કમલ ચિત્ત દિજે. ૩

## ધોળ ૧૦ મું.

ઓરા આવોને શ્રીનાથજી સોહામણારે,
તાહારી ચટકતી ચાલનાં લેઉં ભામણાંરે. ૧
વારણ વનમાં ગયા તે એને જોઇનેરે,
જેમ લાજથી ધની તે ધન ખોઇનેરે. ૨
[1]નખરચંદ્ર ચક્ર ચંદ્રિકા વિકાસથીરે,
ક્ષીણ ભાવ પામ્યો શશી ઉપહાસથીરે. ૩
હસ્ત ચરણ કોમલ માનેં દેખી દ્રુમ તણાંરે,
પલ્લવ નમ્ર વદન થયાં લાજીને ઘણાંરે. ૪
જેહર પાયલ ને વિછિયા પગ પાનનીરે,
શોભા કહેતાં ન બને તે નિરૂપમાનનીરે. ૫
શોભા બની તનિયાની ધણી શ્વેતનીરે,
દેખી ધ્વજા [2]લજ્જામજ્જિત મીન કેતનીરે. ૬
સુથન કાછનીની છબી છાઇ ચિત્તમાંરે,
માન મેલી ધણી દીન થઇ નિત્તમાંરે. ૭
ક્ષુદ્ર ઘંટિકા નૂપુરની સાંભળી ધુનીરે,
મેલી સમાધિ વિકલ થયા મહામુનિરે. ૮
કટિ જોઇને લજાયા મોટા કેસરીરે,
નાભિ જોઇ [3]વાપી જડતાને અંગીકરીરે. ૯

---

૧ નખરૂપીચંદ્ર, ૨ લાજમાં ડુબેલું, ૩ નાભિનું ઉંડાણપણું જોઇને વાવડીઓ જડ થઇ રહી છે.

ઉદર ત્રિવલીની [૪]સુષમાની ઉપમા નવ મલેરે,
વિપુલ વક્ષઃ સ્થલ મેલીને રમા નવ ટલેરે. ૧૦
બાજુ પોંચી કડાં સાંકળાં હાથ સાંકળાંરે.
હીરા મુદ્રિકા તે કળાનિધિની કળારે. ૧૧
[૫]કંબુ કંઠ કંઠાભરણ હાંસ ત્રવલનીરે,
શોભા કહેતાં બુદ્ધિ ઘટી કવિ પ્રબલનીરે. ૧૨
કૌસ્તુભ પદકની પંક્તિ ને રત્નની [૬]બદીરે,
મન મગ્ન થયું એ તો શોભાની નદીરે. ૧૩
[૭]રત્ન નિકર રચિત ભૂષણ તેજ શું કહુંરે,
[૮]મિહર [૯]શીત રશ્મિ કાંતિ તુલ્ય નવ લહુંરે. ૧૪
શ્યામલ અંગ મોતી ગુંજા કુસુમ માલિકારે,
દેખી મેઘ ઇંદ્રધનુ બક થયા ઝીકારે. ૧૫
દેખી પીતાંબર [૧૦]ચંચલા ચંચલ થઇરે,
ગયાં માનિનીનાં માન ધીરજ નવ રહીરે. ૧૬
શોભા સદન [૧૧]વિશદ વદન કુમુદ દેખતાંરે,
કુમુદ પોતાની સુંદરતા નહિ લેખતાંરે. ૧૭
નાસા અધર શોભા શક્તિ નથી ભાખવારે,
જેમ કીર વદન બિંબ ફળ ચાખવારે. ૧૮
ચંચલ અરૂણ સજલ નયન યુગલ નિરખતાંરે,
[૧૨]ખંજન કમલ મીન રહ્યાં શ્વાસ વરખતાંરે. ૧૯
જીતી કામિની કમાન કાનતે ખરીરે,
કુટિલ ભ્રકુટીના ભંગ નેહથી કરીરે.

---

૪ શોભા, ૫ શંખ, ૬ એક જાતનું આભરણ, ૭ રત્નોનાં, ૮ સૂર્ય, ૯ ચંદ્રમા, ૧૦ વિજળી, ૧૧ ઉજવળ, ૧૨ એક જાતનું પક્ષી.

મકર કુંડલની ઝલક કપોલ ફૂલકમાંરે,
મન અટકી રહ્યું ખીટલીયાળા અલકમાંરે. ૨૧
વેસર મુક્તામણિ [૧૩]લપન ઉપર એમ લસેરે,
ચંદ્ર ચુંબવાને તારા આવી અહિં વસેરે. ૨૨
મંદ હસન [૧૪]દશન શોભા તો ઘણી બનીરે,
ચિબુક વિમલ વજ્ર કાંતિ તેહમાં [૧૫]શનીરે. ૨૩
લડ શીશફુલ અલકાવલી વાંકનીરે,
તિલક તણી શોભા ઘણી [૧૬]નગ ડાંકનીરે. ૨૪
મોર મુકુટની લટક મનમાં વસીરે,
શત ચંદ્રની શોભાને જોઇ તે હસીરે. ૨૫
ખર્વ ગર્વ થયો વેણી જોઇ નાગનોરે;
તેથી વાસ કીધો અધોભૂમિ ભાગનોરે. ૨૬
વેણુરાગથી સરાગ ચિત્તને કીધુંરે,
વેત્ર ધરી નેત્રયુગ્મને તે સુખ દીધુંરે. ૨૭
તારાં વચન સુધા કર્ણ [૧૭]ચષકમાં ભરીરે,
ચિત્ત તૃપ્ત નથી થાતું પાનને કરીરે. ૨૮
એવાં રાધાવચન સુણી હરિ આવીઆરે,
કુંજ કેલિ કરી ઘણા મન ભાવીઆરે. ૨૯
હળીમળી કુંજપુંજથી સદન ગયારે,
કરી હાસને વિલાસ બે મગન થયાંરે. ૩૦
રસરૂપ એવા શ્યામને શ્યામા બેઉરે,
બેઉનું ધ્યાન ધરે પ્રેમથી નિજજન સઉરે. ૩૧

---

૧૩ મુખ, ૧૪ દાંત, ૧૫ એક પ્રકારનું રત્ન, ૧૬ પાતાળ. ૧૭ રસ પીવાનું કાનરૂપી પાત્ર.

દાસ માગે લીલાનંદ મને આપજોરે,
એજ ધ્યાન હૃદે સ્થર કરી સ્થાપજોરે. ૩૨

ધોળ ૧૧ મું.

સાચા સગા છો શ્રીનાથજી સોહાગી માહારે, સાચા સગા છો શ્રીનાથજી. ૧
બીજું સગું તે સહુ મુખથી કહેવાનું, દુખમાં નહિ આવે કોઇ સાથજી. ૨
અખિલ બ્રહ્માંડના ઇશ છે એ મહાપ્રભુ, જગતની દોરી છે જેને હાથજી. ૩
એ પ્રભુને છોડી બીજે જ્યાં જ્યાં ભટકવું, ત્યાં ત્યાં ધુમાડાના બાથજી. ૪
**ગોપાલલાલ** એમના ચરણમાં જવાને, શરણ પડયો છું અનાથજી. ૫

ધોળ ૧૨ મું.

સૈયર ચિત્ત ચોટયું શ્રીનાથજીના ચરણે,
હાંરે ચાલો જઇએ શ્રીમહાપ્રભુજીના શરણે. ૧
હાંરે નખચંદ્રિકા દેખીને લાગ્યો ચટકો,
હાંરે હું તો મોહી જોઇ મુદ્રિકાનો લટકો. ૨
હાંરે ષોડશ ચિન્હ ચરણકમલમાંહે નિરખી,
હાંરે બની બાવરી હૈયામાં ઘણું હરખી. ૩
હાંરે ભૂલી ભાન હું તો ઘુઘરીના ઘમકે,
હાંરે લાગ્યો નેહ એની નુપુરના ઠમકે, ૪
હાંરે જેમાં ભક્તના સમાજ આવી વસીઆ
હાંરે જેની સુગંધે થયા છે ભ્રમર રસીઆ ૫
હાંરે **લાલાલહેરીની** વિનતિ ઉર ધારી
હાંરે પ્રભુચરણમાં રાખો હું જાઉં વારી. ૬

ધોળ ૧૩ મું.

સૈયર ચિત્ત ચોર્યું શ્રીનાથજી ધુતારે, કાળજડું કોર્યું એ નંદના દુલારે ૧
હાંરે મને મુરલી સુણાવી વશ કીધી, હાંરે મને ફંદમાં ફસાવી બાંધીલીધી. ૨

હાંરેએણે અણીયાળી આંખ મને મારી, હાંરે તેનો હૈયામાંથી પડ્યો છે કારી ૩
હાંરે વશકરણી ને મીઠીએનીવાણી, હાંરે હુંતો સાંભળીને અણમુલે વેચાણી. ૪
હાંરે એનું મનહર મુખ મોહકારી, હાંરે એણે મંદ મંદ હસીને મુને મારી. ૫
હાંરે સખી એ વિનામેં નથી રહેવાતું, હાંરે દર્દ કાળજાનું કાંઇ નથી કહેવાતું ૬
હાંરે લાલાલહેરીને તાલા વેલી લાગી; હાંરેદર્શન આપોને દાસને સોહાગી ૭

## ધોળ ૧૪ મું.

સૈયર મન મોહ્યું શ્રીનાથજીના લટકે, હાંરે એના લટકે, મટકે ને પીરે પટકે. ૧
હાંરે કીધું કામણ મુરલીના કટકે, હાંરે એનાં કુટિલ નેણ બાણ હૈયે અટકે. ૨
હાંરે ચમકતી શી ચાલે ચિત્ત ચટકે, હાંરે એનું રૂપ જોઈ કાળજું છટકે. ૩
હાંરે એની છેલ છબીલી છબી ખટકે, હાંરે એને જોયા વિના જીવ ઝટકે. ૪
હાંરે છુટી લટો આવી ભાલપર લટકે, હાંરેજાણે અધરપાન કરેઆવી ગટકે. ૫
હાંરે મોટામુનિજનમોહ્યા છે જેને મટકે, હાંરે તેનો વિરહથતાં ફાટીમરૂંફટકે. ૬
હાંરે એનાચરણકમળમાંચિત્તભટકે, હાંરેલાલાલહેરીનેબોલાવી લેશો લટકે. ૭

## *ધોળ ૧૫ મું.

શ્રીનાથજીને નિરખી આ ચિત્તડુંચળ્યું છે, હાંરેમાહારૂં મનડું મોહનને મળ્યું છે.૧
હાંરે વહાલે વાંકી નજરવડે જોયું, હાંરે સખી ત્યારથી આ મન મારૂં મોહ્યું. ૨
હાંરે એની અલબેલી આંખ અણીઆળી, હાંરે રસરંગ ભરેલી રતનાળી. ૩
હાંરે એની ભ્રકુટીમાં ભુરકી ભરેલી, હાંરે તેથી વ્રજસુંદરીઓ વશ કરેલી. ૪
હાંરે એની મુરલીમાં મોહની ભરી છે, હાંરેમહારી શુદ્ધ બુદ્ધિ સાન સૌહરીછે.૫
હાંરે સખી નખશિખએકામણ ભર્યો છે, હાંરે મહારામનથીમેં વરએ વર્યો છે. ૬
હાંરે સખી છેલ છબીલો એ ધુતારો, હાંરેલાલાલહેરીનેપ્રાણથી એ પ્યારો.૭

* ધોળ ૧૧ થી ૧૫ શ્રીમદ્‌ગોસ્વામી શ્રીગોપાલલાલજી (લાલાલહેરી) નાં બનાવેલાં છે.

## *ધોળ ૧૬ મું.

તમે જુઓ મારી બેનો શ્રીનાથજીને ખંમા,
કુસુંબલ પાઘ કેસરીયો વાગો, પટકાપર લાગી લુંમા લુંમા. ૧
લાલ લકુટી કરમાં વાંસળી બિરાજે, ગોપીઓનાં મન ભ્રંમા ભ્રંમા. ૨
બાંહે બાજુબંધ બેરખા બિરાજે, મુદ્રિકા ઝલક દંમા દંમા. ૩
ગોળ કપોલ મનોહર સુંદર, શ્રીરાધિકાનું મન રંમા રંમા. ૪
નયન વિશાલ ભ્રકુટી લર લળકે, અલક ઝલક શંમા શંમા. ૫
પીચકારી લેઇ હોરી ખેલે, ફુલ છડીથી ધંમા ધંમા. ૬
વ્રજની તે ગોપીઓ ગુલાલ લેઇને, ચાલ ચલે છે ઠંમા ઠંમા. ૭
પંચ શબ્દ બાજાં બાજત ત્યાં, ઝાલર ઘંટાની ટંમા ટંમા. ૮
સુરપુર વનિતા નિરખી વારત હે, ફૂલ નાખે છે નારદ બ્રહ્મા. ૯
મેવા ને મીશ્રી ભોગ ધરી છે, પ્રેમથી પ્રસાદ પંમા પંમા. ૧૦
**શ્રીવિઠ્ઠલ** પ્રભુ લીલા દેખે, અગમ નિગમ ગંમા ગંમા. ૧૧

## ધોળ ૧૭ મું.

શ્રી નાથજી તે છેલ બિરાજતાજો. ટેક.
સખી ચાલો તો જઇએ શ્રીજી શહેરમાંજો,
શ્રી ગોવર્દ્ધનનાથજી બિરાજે લીલા લહેરમાંજો. શ્રી નાથજી. ૧
પહેલાં દર્શન તે મંગલાનાં મન હરખીઆંજો,
મ્હારા નાથનાં સ્વરૂપ નૈણે નિરખીઆંજો. શ્રી નાથજી. ૨
બીજા દર્શનમાં શૃંગાર વહાલે બહુ ધર્યાજો,
મ્હારા નાથને શ્રી લક્ષ્મીજી વર્યાજો. શ્રી નાથજી. ૩
ત્રીજાં દર્શન તે ગ્વાલ બાલ ભોગનાંજો,
મુખે મુરલીને છડી લીધી છેલમાંજો. શ્રી નાથજી. ૪

*આ ધોળ શ્રીમદ્‌ગોસ્વામી શ્રીકન્હૈયાલાલજીમહારાજનું બનાવેલું છે

ચોથાં દર્શન તે રૂડા રાજભોગનાંજો,
વિવિધ ભાતની સામગ્રી સંજોગમાંજો. શ્રી નાથજી. ૫
પાંચમાં દર્શન તે ઉત્થાપનનાં સાંભળ્યાંજો,
શંખ વાગ્યો ને વૈષ્ણવ થયા ઉતાવળાજો. શ્રી નાથજી. ૬
છઠ્ઠાં દર્શન તે ભોગસંજોગનાંજો,વિવિધ અમૃતમેવા ધર્યા ઉમંગમાંજો.
સાતમાં દર્શન તે આરતિનાં મન ઠર્યાંજો,
ભીડ ભારી ને વૈષ્ણવ બહુ મળ્યાજો. શ્રી નાથજી. ૮
આઠમાં દર્શન તે શયન કર્યા શ્રીહરિજો,
દર્શન કરીને વૈષ્ણવ આનંદ ભરીજો. શ્રી નાથજી. ૯
ચટુલાલ મટુલાલજીની જોડે છે જો,
શ્રીગિરિધરલાલજી બિરાજે લીલા લહેરમાંજો. શ્રી નાથજી. ૧૦
શ્રીગોવર્ધનલાલજી બિરાજે લીલા લહેરમાં જો,
શ્રીદામોદરલાલજીની છબી છાઈ ચિત્તમાં જો. શ્રી નાથજી. ૧૧
વહુજી બ્હેનાજી ને બેટીજી મહારાજ છે જો,
એમને આઠે દર્શનનો ઘણો ભાવ છે જો. શ્રી નાથજી. ૧૨
જે કોઇ ગાય શિખે ને સાંભળેજો,તેહનો ચરણકમલમાંવાસ છે જો.શ્રી.૧૩
એમનાં દર્શન થકી સુખ થાય છે જો,
હરિદાસ શ્રીવલ્લભ ગુણ ગાય છે જો. શ્રી નાથજી. ૧૪

## રાગ લાવણી. ધોળ ૧૯ મું.

શ્રીગોવર્ધનધર તેરો ધ્યાન ધરત લટ છૂટ રહી કાલી નાગનિયાં. ટેક.
મયૂર મુકુટ મકરાકૃતિ કુંડલ, શીશફુલ કલગી લરકનિયાં. શ્રીગોવરધન. ૧
સુંદર ભાલપર તિલક બિરાજે, ખૂબ બની અલકાવલીયાં;
નાસા મોતી અધર બિરાજે, ચિબુક બિરાજે વાહાલો ઝલકનીયાં. ૨
શ્રીકંઠનમે હંસલા કઠલા, કંઠમાળા હાર મોતીન મનીયાં;
દોઉ કરમેં બાજુબંધ પોહોંચી, કડાં હસ્ત સાંકળાં મુદરીયાં. ૩

કટિ કિંકિની રૂમ ઝુમ કર બાજે ક્ષુદ્ર ઘંટિકા નેપુર ત્યાં સાજે,
ઠાડે વસ્ત્ર મુંગાકી માળા, ગુંજા ચંદનહાર વિશાળા. ૪
ચંબેલીકે હાર ગુલાબકી માળા, ફુલનકે ગજરા છડી દુસાલા;
વેણુ વેત્ર ધરી દરશ મોયે દીજે, આરસી દિખાવત વ્રજકી બાલા. ૫
ગોપીવલ્લભ ભોગ ધરાવે, નંદ જસોમતિકે મનકો માન્યો:
પુરૂષોત્તમ પ્રભુકી છબી નીરખત, ચરણકમલ ચિત્ત અનુરાગ. ૬

## ધોળ ૧૯ મું.

મેવાડમાં, સીંહાડમાં, પ્હાડમાંરે, મારો શ્રીજી બીરાજે મેવાડમાં. (૨)ટેક.
વ્રજ છોડીને વહાલો મેવાડે પધાર્યા, દર્શન આપે છે લાડમાંરે. (૨) ૧
અજબ કુંવરીને કાજે પ્હાડમાં પધાર્યા, દર્શન આપે છે લાડમાંરે.(૨)૨
દેશદેશથી જાત્રાળુ આવે, સદાયે બિરાજે સુખ ચેનમાંરે. (૨)૩
પુરૂષોત્તમ પ્રભુકી છબી નિરખત, સદાયે બિરાજે મેવાડમાંરે. (૨)૪

## ધોળ ૨૦ મું.

તનમેં શ્રીજી, મનમેં શ્રીજી, ગાઉં શ્રીજી સુંદર સ્યામ. (૨) ટેક
શ્રીજી માનું, શ્રીજી જાનું 'શ્રીજી તેહી મેરો કામ. તનમેં શ્રીજી. ૧
શ્રીજી માનું, શ્રીજી જાનું, શ્રીજી રાખું હીય બીચ ઠામ;
શ્રીજી સુખ કર્તા, ભવ દુ:ખ હર્તા, શ્રીજીકી ભુજા એક ઉંચી વામ. ૨
શ્રીજી પ્યારે નંદ દુલારે, શ્રીજીકો હે ગોપાલપુર ગામ;
શ્રીજી સ્વામી, અંતર્યામી, શ્રીજી બીન સબ જુઠો ધામ. ૩
ચલો શ્રીજી ચરણ વ્રજમેં પધારો યાદ કરે ભૈયા બલરામ;
કલ્યાણરાય દર્શનકે પ્યાસે, સદાહી રટે શ્રીજીકો નામ. ૪

## રાગ લાવણી ધોળ ૨૧ મું.

શ્રીગિરિવરધારી, કુંજ બિહારી, ક્યા મેરા દીલ છીન લીયા,
દીલ લગતેસેં ઉસી બખ્તરપર, કીસ તરહ રાખું સખ્ત હીયા. ૧

છેલ છબીલે છીટક ગયે અબ, ફીસ બન ઢુંઢું જાય પીયા;
સુરત લગી દર્શનકી જબસેં, કુછ જાદુ મુજપેં જુ કીયા. ૨
શ્યામ શ્યામ કર શ્યામ હુઇ અબ, ગભરાને લગતાહે હીયા;
એ ફીકર કયા હુયે નાથ મોયે, સ્વપ્નેમેં દરદશનજુ દીયા. ૩
લટક ચાલપર અટક રહ્યા દીલ, જીસતરહ આશક નશા પીયા;
ઉસી નશાં બેહોશ હુઇ અબ, નહિ રહના હેં હાથ હીયા. ૪
નેનોં બસ ગઇ સુરત સાંવરી, જીસદીન તુમ મેરા અંગ છીયા;
કહેત **નિજજન** સુનો નાથ મોય, નિર્બલપેં કયા જુલમ કીયા? ૫

## ધોળ ૨૨ મું.

મને તો મારા શ્રીજીનાથલાગે પ્યારો, એતો સદાહી મગન મતવાળો મને
ડોલ તિબારીમાં ભીડ ભરાણી તો, વૈષ્ણવ બહોત ભરાયે;
ઝાપટીયાતો ઝાપટ મારે, પાપ શરીરનાં જાયે. મને. ૧
મયુર મુકુટ પીતાંબર પીળાં તો, કાને કુંડળ વાળો;
હબચી ઉપર હીરલો સોહીએ તો, હાથે કડાં બાજુવાળો. મને. ૨
ખીર ખાંડ ઘૃત ભોગ ધરાવે, ને મેવા બહોત મંગાયો;
ચંદન ચોકીપર થાળ ધરાવે, તો ભોગ આરોગે બંસીવાળો. મને. ૩
લટપટી પાઘ કેસરીયા વાગા, તોરે તાર હજારો;
ફુગફુગી ઉપર સોહીએ કલગી, તો આપ બિરાજે મુરલીવાળો મને. ૪
દ્વે કર જોડી કરત હું વિનતિ, ઇતની અરજ મોરી માનો;
**માધવદાસ** પ્રભુ એટલું માગે, લક્ષ ચોરાશીથી ટાલો. મને. ૫

## ધોળ ૨૩ મું.

ચાલો ચાલો કલિંદીને કાંઠડે, ગિરિધારી ચારે ગાય;
શ્રી નાથજીને નિરખીએ. ૧
હરિના શીશ ફુલની શોભા ઘણી, એમને છોગલડે શૃંગાર. શ્રીનાથ. ૨

હરિને ભાલ તિલક સોહે કેસરી, એમના ખીટળીઆળા છે કેશ. ૩
હરિના બોલ સદા રસ મીઠડા એમની આંખલડી અમૃત. ૪
હરિને કાને કરણફુલ શોભતા, એમનાં કુંડલ રત્ન જડાવ. ૫
હરિને હડપચીએ હીરલો ઝગમગે, એમના તેજ તણો નહિ પાર. ૬
હરિને કંઠે તે માલા શોભતી એમને ઉર ગજ મોતીના હાર. ૭
હરિને બાંહે બાજુબંધ બેરખા, એમની પહોંચી છે રત્ન જડાવ. ૮
હરિને પીળાં પીતામ્બર શોભિતાં, વ્હાલે ઓઢ્યા ઉપરણા સાર. ૯
હરિને કેહેડે સોહીએ કટિમેખલા એમના ઝાંઝરનો ઝમકાર. ૧૦
હરિને ચરણે ચાખડી શોભતી, એમની ચતુરાઇની છે ચાલ. ૧૧
હરિને હાથે સોહીએ લાલ લાકડી, એ તો ધેનું ચરવાને જાય. ૧૨
હરિને સંગે તે સરખા ગોવાળીયા, ત્યાં વાહાલો મધુરીશી મુરલી વાય. ૧૩
વહાલો શ્રીવૃંદાવનની કુંજમાં ત્યાંહાં ખેલે શ્રીનંદકુમાર. ૧૪
એ સ્વરૂપની શોભા જોઇને, બલિહારી જાય માધવદાસ, ૧૫

આ સિવાય આવાંજ બીજાં શ્રી નાથજી આદી સાતે સ્વરૂપનાં (અપ્રકટિત) રસિક ધોળ–પદ માટે “ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો ” એ પુસ્તકમાં જોવાની વાચક વર્ગને ભલામણ કરૂં છું.

## શ્રી નવનીતપ્રિયાજીનાં ધોળ તથા પદ.

### રાગ બિલાવલ પદ ૨૪ મું.

નંદ આંગન ક્રીડત સુખરૂપ
ગૌર વર્ણ દક્ષિણ કર માખન, ઘુટરૂન ચલત અનૂપ. ૧
વ્રજ યુવતિ પ્રતિબંધ નેક નહિ, સબ દેખત ઉર લાવે;
દ્વારકેશ પ્રભુકું લે ગોપી, તનકી તાપ નસાવે. ૨

### ધોળ ૨૫ મું.

**સાખી.** નંદાલય નિજધામનાં ને, કરીએ દર્શન ચાલ;
બાલ વિનોદ સોહાવનો, શ્રીનવનીતપ્રિય લાલ.

વલણ. મુખ છબી લાગે મને પ્યારી, શ્રીનવનીતલાલ (૨)
મારા લાડીલા લાલની બલિહારી. શ્રી નવનીતલાલ. ૧
ઘુઘરવાળા કેશ ઘુસર શીશપર સોહે, અલકાવલી તિલક મન મોહે. ૨
અરૂણુ કમલ નેત્રમાં અંજન ફેલ્યાં, રૂદન કરી બહાર્યા છે રેલ્યાં. ૩
પ્રમાણુમાં તે જુમખી તારા જોત ઝલકે, નાસા બેસર મોતી લરકે. ૪
નવનીત આરોગે મુખ કપોલ જલેસી, યહ છબી મનડામાં પેસી. ૫
દુલરી હાંસ કંઠલા કંઠે લરકે શોભા ભારી, કટિ કિંકિણી ઘુઘરીયાળી. ૬
બાજુ કડાં પ્હોંચી ફુમકાંજ ફરકે, નંદ જસોદાજી જોઇ હરખે. ૭
ચરણુકમલમાં નૂપુર ઝણુકારા, શ્રીનંદ જસોદાજી નિરખે વારંવારા. ૮
શ્રીમદનમોહન શ્રીબાલકૃષ્ણુલાલ, શ્રીનવનીતપ્રિયાજી રમે ખ્યાલ. ૯
રત્ન જડિત ચોકમાં ઘુટુરૂન લીલા ખેલે, ઝુંજન સુસન રમે મુખે મેલી. ૧૦
દુધના દંતુલી બીજ મુખમાંજ દીસે, કીલકી કીલકીને વ્હાલો હસે. ૧૧
બીંજન પ્રકારે ભોગ આવે મુખ મોડી, શ્રીહસ્તકમલ વચ્ચે વચ્ચે બોલે. ૧૨
આચમન કરાવતાં ધાર પકડવાને જાય, મુખ વશ કરી જે સુખ થાય. ૧૩
એક સ્વરૂપ શ્રીજસોદાજીની પાસે, એક સ્વરૂપે રમે રાસ. ૧૪
જગમોહન સીંધપોળ મન મોહે, કૃષ્ણુ ભંડાર પરસતાં ત્યાં સોહે. ૧૫
આઠે દર્શનમાં ભોગ આવે છે સુખે. સમર્થ શું વર્ણુવી શકું મુખે? ૧૬
કૃષ્ણુ કમળા બાલલીલા સહુ નીરખે, જન્મ સફલ કરી હરખે. ૧૭

## ધોળ ૨૫ મું.

શ્રી નવનીતપ્રિયાની ખૂબી ન્યારી, ઓ સખી જુવો શ્રી. ૧
શામળી સુરત એની મોહિની મૂર્તિ, મનહર મુખપર વારી. ૨
નિત્ય પ્રતિદુધ દહીં નવનીત લેઇને, ભોગ ધરાવે વ્રજનારી. ૩
તનઢ સેવા કરે કોઇ રાઇકણુ જેવી, તેને મેરૂ સમાન લે છે ધારી. ૪
પ્રકટ બિરાજે પ્રભુ વલ્લભકુલમાં, ભાગ્ય સુજાતિનાં ભારી. ૫
ગોપાલલાલ પ્રભુની છબી નિરખી, ચરણુ કમલ બલિહારી. ૬

## શ્રીમથુરાનાથજીનાં ધોળ તથા પદ.

### રાગ બીલાવલ. પદ ૨૭ મું.

સુભ વ્રજકો રસરૂપ સ્વરૂપ;
ચાર ભુજા ચારોં કર આયુધ, કમલ સ્વામિની રૂપ.
ચક્ર તેજ ચંદ્રાવલીજુકો, શંખ શ્રીયમુના જાણો;
ગદા કુમારી સ્યામ વર્ણ વપુ, દ્વારકેશ મન આણો.

### ધોળ ૨૮ મું.

રસ રૂપ રંગીલારે, શ્રીમથુરેશ કહું;
ગુણનાગરવીલારે, ચરણકમલમાં રહું. ૧
આઉં પ્રેમ ભરીનેરે, પ્રેમરસ સિંધુ ભર્યા;
થાઉં અંતર આતુરરે, ઇંદુ અજવાળાં કર્યા. ૨
તેજ ત્રિભુવન કેરાંરે, વ્રજજનને પ્યારાં;
કવિ વરણે શું ત્યાંહેરે, લોચનના તારા. ૩
ભુજા ચાર બિરાજેરે, વર્ણવું શી શોભા;
આયુધ તેમાં રાજેરે, જોતાં મન થાય લોભા. ૪
પદ્મ પ્રાણપતિનુંરે, મુખ્ય સ્વામીનીજી જાણો;
ગદા કહીએ કુમારિકારે, સ્યામાજી મન આણો. ૫
ચક્ર તેજ ચંદ્રાવળીનાંરે, શ્રુતિરૂપા સંગે;
શંખ શ્રીયમુના મહારાણીરે, સ્યામસુંદર રંગે. ૬
શુભ ભાવથી મનમાંરે, કરે ચિંતવન હરખે;
રસકુંજની લીલારે, પ્રેમસહિત પરખે.
બીજો ભાવ પ્રસિદ્ધ છેરે, પદ્મ જન તાપ હરે;
ગદા દુષ્ટ સંહારેરે, સુદર્શન રક્ષા કરે.
મહિમા છે અગણિતરે, શંખ ભક્ત કાજ સરે.

ધ્યાન રાખે હૃદયમાંરે, સ્હેજે સંસાર તરે. ૯
કાંઈક વર્ણવું પ્રકરણુરે, જેમ પ્રાકટય થયું:
શ્રીમથુરેશ શામળીઆનું, સ્વરૂપ ન જાય કહ્યું. ૧૦
એક સમે શ્રીમહાપ્રભુજીરે, બિરાજે શ્રીયમુનાતીરે;
ત્યાંતો તૂટયો કરેડોરે, દીઠા સ્યામ શરીરે. ૧૧
દોડીને પાસે આવ્યારે, કહ્યું મારી સેવા કરો;
શ્રીમહાપ્રભુ હસી બોલ્યારે, ન્હાનું તમે રૂપ ધરો. ૧૨
સ્વરૂપ તાડ સમોવડરે, સેવા કયમ થાશે?
કલિયુગના જીવથીરે, કયાં લગી પહોંચાશે? ૧૩
આવી ગોદમાં બેઠારે, ચિબુક લગી આવ્યા ત્યારે;
કૌતુક ત્યાં ભુલ્યારે, દીઠા એવા સ્વરૂપ જ્યારે. ૧૪
પદ્મનાભદાસ કેરારે, મનોરથ પૂર્ણ કર્યા;
ચમત્કાર દેખાડયારે, ત્યારે એવાં રૂપ ધર્યા. ૧૫
વ્રજ ચિન્હ શ્રીઅંગમાંરે, ભાગ્ય હોય તે જાણે;
પુષ્ટિભક્તકૃપાથીરે, નિજજન મન આણે. ૧૬

## ધોળ ૨૯ મું.

શ્રીમથુરેશ પધાર્યા શ્રીજીને ઘેર પાહુનારે:
પાહુના (૨) અતિ હરખાવનારે, આનંદ વધાવનારે. શ્રીમથુરેશ. ૧
શ્રીરણછોડલાલ શ્રીકોટાવાળા, તે સંગાથે શ્રીગોપાલલાલ;
સજી સ્વારી પરમ રસાલા (૨) સ્થળ સ્થળ મંગલ ગાવનારે. ૨
દીપમાલિકા હટડી સાજી, શ્રીવિઠ્ઠલેશ, મથુરેશ બિરાજી;
લલિતલાલ શ્રીનવનીતપ્રિયાજી, સબે મન ભાવનારે. શ્રીમથુરેશ. ૩
જુગતે શ્રીગોવર્ધનલાલ, શ્રીરણછોડ, ગોપાલ, દયાલ;
ગોપેશ્વર, મધુસૂદન, ગોપાલા, શ્રીગિરિધરલાલ સોહામણારે. શ્રીમથુ૦ ૪

મદનરૂપ શ્રીદામોદર સોહીયે, શ્રીવલ્લભલાલ અતિ મન મોહીએ;
સુંદર લાડ લડાવનારે. શ્રીમથુરેશ. ૫
અન્નકૂટકો ઓચ્છવ ભારી, શ્રીદ્વારકાંનાથ સજી સ્વારી,
શ્રીગોકુલકૃષ્ણલાલ લાવ્યા લારી, શ્રીદ્વારકેશલાલ ખેલાવનારે. શ્રીમથુરેશ. ૬
સુરનર મુનિજન જોવા તરસે, તેવો ઓચ્છવ ત્યાં અતિ વરસે;
ભક્ત મળી પદપંકજ પરસે સંમજન કરે વધામણાંરે. શ્રીમથુરેશ. ૭
સંવત ૧૯૬૫ માં વાણી વિમળ વસી નિજ ઘટમાં;
ધ્વજા સમીપ બન્યું ઝટપટમાં, હરખ હૈયે અતિ છાવનારે. શ્રીમથુ૦ ૮
નયણે નાથને નેહથી નિરખી, પ્રીત કરીને પ્રીતે પરખી;
દાસનો દાસ દાન અતિ હરખી, હરખ હૈયે અતિ છાવનારે. ૯

## શ્રીવિઠ્ઠલનાથજીનાં ધોળ તથા પદ.

### રાગ બીલાવલ. ધોળ ૩૦ મું.

દેખ્યો અદ્‌ભુતરૂપ સખીરી, સૂરસુતાકે સાથ;
વિવશ ભયે દેખકર સુંદર કટિપર રહી ગયે દોઉ હાથ. ૧
તાતે ગૌર ચિત્ર શ્યામલ તન, ઉપમા કહેત ન આવે ગાથ;
દ્વારકેશ પ્રભુ યહ વિધિ દેખે, મેતો કર લીયો જન્મ સનાથ. ૨

### ધોળ ૩૧ મું.

શ્રીવિઠ્ઠલનાથજી વરણાગીઆ, ઓ સખી જુઓ શ્રીવિઠ્ઠલનાથજી. ૧
મયુરમુકુટ જેના શિરપર સોહે, તેજથી ત્રિભુવન જાગીઆ. ૨
એઉને તજીને કોઈ અવર આરાધે, એ સમાન બીજા નહિ અભાગીઆ. ૩
ચરણકમલની સેવા કરતાં પૂરશે મનોરથ માગીઆ. ૪
ગો[illegible] નિત્ય શ્રીમુખ નિરખો, સુજાતિ સાથ સોહાગીઆ. ૫

### ઠુમરી. ધોળ ૩૨ મું.

શ્રીવિઠ્ઠલનાથ દ્રગ બાંક નિરખ મેરે, તન મનકી શુદ્ધ ભૂલ ગઇ;

સંગ સ્વામિની બિરાજે શ્રીયમુને, દોઉ કર કટિપેં નિહાર રહી. ૧
નવઘન જલદ ગૌર સાંવલ તન, ભ્રકુટી ધનુષ ઉપમાજુ કંઇ;
નેન ચપલ અલકે ઘુંઘરાળી, સંકેત નિકુંજ બતાય દઇ. ૨
શ્રી વિઠ્ઠલવર વિઠ્ઠલેશ સ્વરૂપ એક, દોઉ શરણાંગત ઉનકીમેં;
નિજ રસ દાન દેત અભયતા, તાપ નિવારણ યેહી સઇ. ૩
જુગલ સ્વરૂપ ધ્યાન ઉર અંતર, ઓર ન સૂઝે બાત નઇ;
પદ અંબુજ નિજ નિશવાસર, દોઉ સ્વરૂપમેં વિવસ ભઇ. ૪

## श्रीद्वारिकानाथजीनां घोळ तथा पद.

### રાગ બિલાવલ. પદ ૩૩ મું.

આજ હરિ વિહરત કુંજ નિકેત;
દુર્મુર આય યુગલ દગ મીચે, પ્યારી જીય ઉપજ્યો હેત. ૧
હસ્તકમલ તારી દે મોહન, દોઉ ભુજ રસ ઉર લેત;
દ્વારકેશ પ્રભુ શ્યામવર્ણ વપુ, અદ્ભૂત ભલો બન્યો સંકેત. ૨

### ધોળ ૮૪ મું.

કાંકરોલી રાય સાગરતીર કે વસે માહારો વાલમોરે લોલ;
દર્શન દે છે દીન દયાળ કે, શ્રીદ્વારકાંનાથજીરે લોલ. ૧
સાથે વ્રજવાસીની ભીડ કે, મંદિર સોહામણાં રે લોલ;
સેવા કરે છે શ્રીગોકુલનાથ કે, સંસારીને તારવારે લોલ. ૨
વાહાલો મારો પ્રાત: સવારે ના'યકે, પ્રભુની કરે આરતિરે લોલ;
આઠે દર્શન દે છે નાથ કે, સેવકને કારણેરે લોલ. ૩
સન્મુખ રહે છે શ્રી ગોકુલનાથ કે, શ્રીદ્વારકાધીશનેરે લોલ;
બહુ સંપતની અતિ પ્રીત કે, સારસ થાકીએરે લોલ. ૪
ક્ષણુ ક્ષણુ ધરીયા નવલા રંગ કે, બાનક બેહુનેરે લોલ;
ધન્ય ધન્ય ભરતખંડ કે, ભાગ્ય ભૂમિતણુંરે લોલ. ૫

માયાવાદી કીધા ત્યાગ કે, ભાર ઉતારીઓરે લોલ;
સુરનર બોલે જયજયકાર કે, દુંદુભિ ગડગડેરે લોલ. ૬
ધન્ય ધન્ય નરનારીનો દેહ કે, જેણે એહને ઓળખ્યારે લોલ;
દાસ મનોહર નાચે ગાય કે, નિર્ભય થઈરે લોલ. ૭

## ધોળ ૩૫ મું.

શ્રીકાંકરોલી ગામનારે વાસી, તેં તો વાહાલા મુજને કીધી દાસી. ૧
પૂર્વ જનમનીરે પ્રીતે, એ રસ માણું છું રંગ રીતે,
નિર્ભય થઇનેરે નાચું, જ્યારે શ્રીવ્રજભુષણજીને જાચું. ૨
એ વિના સરવેરે કાચું, નિગમ કહે છે એ છે સાચું;
દયા કરી છે રે દયાળે, કૃપા કરીને પ્રભુ જીવપર ભાળે. ૩
મહાસુખ પામ્યાંરે જોતાં, હવે મહારાં ભટકણ ભાગ્યાં ગોથાં;
તર્યાનું ઠેકાણુંરે એ છે, દાસ મનોહર નિરખ્યા કરે છે. ૪

## રાગ લાવણી. ધોળ ૩૬ મું.

શ્રીદ્વારકાંનાથ વિનતિ સુન લીજે, દાનજાન મેં શરણ પડી;
તન મન આતુર ભઇ બ્હાવરી, સુનીએ વિનતિ એહી ઘડી- ૧
પરમ દયાળ અતુલ સુખસાગર, દીન જનનકે કૃપાનિધિ;
ગજપેં ધાયે ગરુડ છોડકે, મેં શરણાંગત યેહિ વિધિ. ૨
ભક્તનકે હિત સુખકે કારન, શંખ ચક્ર ગદા પદ્મ ધરી;
અહી બાંહ્ય મેરી દઢ કરીકે, નહિ છૂટે અબ લગન પરી. ૩
રોમ રોમ ભરપૂર દોષસેં, મદ ઉન્મત લોભી કામી;
નહિ પ્રભુ મેં તિહારે લાયક, સબ ઘટકે અંતરજામી. ૪
રાજશિરોમણિ કુંવર લાડિલે, દેત દંડ અપને જની;
ચાત્રક આશ લગી ઘન ઉપર, સમય પાય ઝરાંપાની. ૫
શ્રીગિરિગોવર્ધન કર પર ધાર્યો ભક્તનકી રક્ષા કારન,

વ્રજવનિતાકું વિપ્રયોગ, કરાવન કીને ગોચારન. ૬
ચરનરેન હિયે બસે નિરંતર, તાતેં મેં નિશ્ચય કીની;
શ્રીવલ્લભ કરુણામય સાગર, નિજજનકું યહ નિધ દીની. ૭

## ધોળ ૩૭ મું.

ધન્ય કાંકરોલી ગામરે. વાહાલો વસે વ્રજના ધણીરે, ૧
ધન્ય કાંકરોલી ગામરે, શ્રીદ્વારકાંનાથની શોભા ઘણીરે.
ધન્ય કાંકરોલી ગામરે, પુરુષોત્તમ સેવા કરેરે. ૨
ધન્ય કાંકરોલી ગામરે, રળીયામણો રાયસાગરરે,
ધન્ય કાંકરોલી ગામરે, દુનિયાં દરશન જાય છે રે. ૩
ધન્ય કાંકરોલી ગામરે, માનિની મંગળ ગાય છે રે;
ધન્ય કાંકરોલી ગામરે, આનંદ ઓચ્છવ થાય છે રે. ૪
ધન્ય કાંકરોલી ગામરે, જે જીવ શરણે જાય છે રે;
ધન્ય કાંકરોલી ગામરે, માધવદાસ ગુણ ગાય છે રે. ૫

## ધોળ ૩૮ મું.

બહેની ચાલો જોઈએ શ્રીદ્વારકાંના ઇશનેરે;
ચરણકમલ ઉપર ધરીએ જઇ શીશનેરે. ૧
નખરત્ન કિરણ ભૂષણ થાશે એહનેરે,
સેવા કરી સફલ કરીએ આ દેહનેરે. ૨
વિરહતાપ તપ્ત ભક્ત હૃદય સદ્મનેરે:
શીતળ કરવા ધર્યું હસ્તમાંહે પદ્મનેરે. ૩
ગદા સદા ધરી દુષ્ટને વિદારવારે;
પદાક્રાંત ભક્ત ત્રિવિધ દુઃખ હારવારે. ૪
હૃદય તિમિર નિકટ ટાળવાને પ્રેમથીરે,
હસ્ત સુદર્શન ધર્યું છે ચક્ર નેમથી રે. ૫

દૈવી જીવ વૃંદ પંક અંક ગંજવારે,
ધર્યો અંબુ તત્વ કંબુ હસ્ત કંજમાંરે. ૬
દેવા ચાર તે પુમર્થ પુષ્ટિમાર્ગનારે,
ધર્યા હસ્ત ચાર મેઘ અભય વૃષ્ટિનારે. ૭
હસ્ત ચરણ નેત્ર શોભા લેવા જળ વિષેરે;
પદ્મ પુંજ કંઠ મગ્ન તપે જનિ મિષેરે. ૮
જાનુ જંઘ યુગલ શોભા કહેતાં કેમ બનેરે,
ચિત્ત વિવશ થઈ શોભા સુધામાં સનેરે. ૯
ચતુર્વદન જનન સદન નાભિ હદ તણીરે,
શોભા કહું એવી બુદ્ધિ માહારી શું ઘણીરે. ૧૦
શૃંગાર રસ તરંગીણી તરંગ નીતનીરે,
સુંદર ઉદર ત્રિવલી છે એવી મારી મતિરે. ૧૧
હૃદય કમલ તો ગંભીર દેખીને રમારે,
કાંત વદન જોવા વાસ કીધો જેહમાંરે. ૧૨
એવું ઈંદ્રિ નીલ વિમલ વક્ષઃ સ્થળ લસેરે,
કંઠે કાૈસ્તુભ મણી કરૂણાંકુર જેવો વસેરે. ૧૩
શ્યામ ચીબુક વિશદ વજ્ર તો એવો કહુંરે.
ઈંદીવર ઉપર બેઠો છે કવિ દ્યુતિ બહુરે. ૧૪
વિદ્રૂમ અધર કાંતિ દંતપંક્તિ તો પ્વરેરે.
દાડિમ બીજ ઉપમા પૂરણ ત્યારે તે કરેરે. ૧૫
સુંદર નાસા પાસે મુક્તામણી એમ લસેરે,
કીર હંસ અસૂયાથી મુક્તાને ભખેરે. ૧૬
કુટીલ નિશિત અસીત ભ્રુકુટીના ભંગનીરે,
ઉપમા બની મુખ્ય રસ વિપુલ તરંગનીરે. ૧૭

વિવિધ રત્ન જટિત કોટ મુગટની છટારે,
જાણે ચં[redacted] પર કોટિ મિહિરની ઘટારે. ૧૮
નિજ ભ[redacted] ચિત્ત ચંચળા લપટી રહીરે,
વિમલ [redacted]ાંબરની શોભા તો એવી થઇરે. ૧૯
નાના રત્નના આકલ્પ શ્યામલ અંગમાંરે,
જાણે તારા લસે સ્વચ્છ અંબર સંગમાંરે. ૨૦
એવા સુંદર શ્રીબાલકૃષ્ણજીના લાડીલારે,
દેખી ક્ષીણ થઈ કલાપતિની કલારે. ૨૧
સાથે રાધા સદા યમુનાજીના રૂપથીરે,
થયા બેય એવા જાણે રસ ભૂપતિરે. ૨૨
જીવન પ્રાણ વ્રજ સુંદરીના એ હરિરે,
એની ચાઽ ેમ લજાયા મોટા કરીરે. ૨૩
એની સેવા ક. સદા ભક્તિભાવથીરે,
શ્રી પુરુષોત્તમજી નિત્ય નવા ઉહાવથીરે. ૨૪
ધન્ય કાંક ગામ તીર છે જેહનુંરે,
રાયસાગર ઘણું[redacted]મષ્ટ નીર છે તેહેનું રે. ૨૫
દાસ કહે મને [redacted]ાજ જાણીને તારજોરે,
માહારા કોટિ કોટિ દોષ તમ વારજોરે. ૨૬

ધોળ ૩૯ મું.

શ્રીદ્વારકાંનાથજી દયાનિધિ, સોહાગી માહારે શ્રીદ્વારકાંનાથજી. ૧
શ્રીમહાપ્રભુજીએ સોંપેલી દૈવી સૃષ્ટિને, અંતરંગ પોતે માની લીધી. ૨
વેદ સરખા જેહના ભેદ ન જાણે, તો આપણે શું જાણીએ સેવાવિધિ. ૩
કાંકરોલી ગામ રૂડાં રાય સાગર છે, દયાનિધિએ ત્યાં દયા કીધી. ૪
લાલાલહેરી પર કરુણા કરીને, ચરણ કમલની સેવા દીધી. ૫

## શ્રી ગોકુલનાથજીનાં ધોળ તથા પદ.

### રાગ બિલાવલ. પદ ૪૦ મું.

વ્રજપતિ તુમ બિન કોન કરે.
ઉત મઘવાકો માન ભંગ કર, ઇત વ્રજગોપીન ગોપ ધરે. ૧
બેનુ બજાવત કર પર ગિરિવર, વામ ભુજા લે શંખ ધરે;
દ્વારકેશ પ્રભુ ગૌર વર્ણ વપુ, નિગમ પ્રશંસિત વિપત હરે. ૨

### ધોળ ૪૧ મું.

શ્રીગોકુલનાથ સોહામણા, સોહાગી માહારે શ્રીગોકુલનાથ.
જે જન એમની ભક્તિ કરે છે, તાપ મટાવે છે તે તણા. ૧
શિવબ્રહ્માદિક પાર ન પામે, શેષ સહસ્ત્ર ધરે ફણા. ૨
દેવતાને દુર્લભ તે થયા છે સુલભ, ભાગ્ય ખુલ્યાં છે આપણાં. ૩
નખશિખ સુંદર રૂપ એમનું નિરખો, શોભા વિષે કાંઈ નથી મણા. ૪
ગોપાલલાલ શ્રીગોવર્દ્ધનધારી, વારંવાર લેઉં એઉનાં ભામણાં. ૫

## શ્રી ગોકુલચંદ્રમાજીનાં ધોળ તથા પદ

### રાગ બિલાવલ. પદ ૪૨ મું.

અંગ છબિ નિરખત લજત અનંગે. ટેક.
ચરણ કટિ ગ્રીવકું નમિત કર નંદસુત, દેત રસ દાન લલિત ત્રિભંગે. ૧
પુષ્ટિ પંથ સ્થાપ મર્યાદ ઉલ્લંઘ્ર કર, ચિન્હ પ્રકટિત વિવિધ અંગ અંગે. ૨
પ્રેમ આસક્તિ સ્નેહ મૂર્છા વિવશ, વિવિધ પરિ વેષ જીયવેણુ સંગે. ૩
શ્યામ સુકુમાર તન ચિતવન લલિત,
અવનિપર લટક જબ ચલત તબ માન ભંગે;
પરમ મોહન દ્વારકેશ પ્રભુ મધુર અતિ, ગોકુલાધીશ ઉચ્છલિત તરંગે. ૩

### ધોળ ૪૩ મું.

શ્રીગોકુલચંદ્રમાજીને ગાઇએ, સાહેલી આવો શ્રીગોકુલ,

કામવન વસી વાહાલો કામના પૂરે છે, દર્શન કરીને સુખ પાઇએ. ૧
લૌકિક લાજ સહુ વેગળી મૂકીને, શરણુ રહીને સુખી થઇએ. ૨
અનંત બ્રહ્માંડના પતિને વરીને, અખંડ સોહાગી કહાઇએ. ૩
**લાલાલહેરી** એ પ્રાણજીવનની, સેવા કરીને હરખાઇએ. ૪

## ધોળ ૪૪ મું.

શ્રીગોકુલચંદ્ર લાગો છો વહાલા, મોહીરે જોઈ નેન તણા ચાળા.
વાહાલારે તાહારી નેનકટારી વાંકી, તે તો મારે કાળજડે દાખી. ૧
ચરણરજ કેરી હું અભિલાખી, દીજેરે મને લલિત ત્રિભંગી ઝાંખી. ૨
ચરણ કટિ ગ્રીવા નમિત કીધાં, કારણ રસ દાન ભક્તને દીધાં. ૩
આપ વિના કરુણા તે કોણ કરે, દાહારે પાત્ર માંહેરે રસ ભરે; ૪
ચરણદર્શન મરજાદા લોપી, તેથીરે મન સ્થિર થયાં ગોપી. ૫
પીતાંબર ફરકે છે સારૂં, ચોર્યુંરે ચિત્ત પ્રાણપતિ મા'હારૂં. ૬
ચરણ લગી પરસી છે વનમાલા, કામણગારા દીસો છો નંદલાલા. ૭
ચરણ નખ ચંદ્ર પ્રકાશ જોઈ, તેજેરે તેને મદન રહ્યો મોહી. ૮
નૂપુર ધુની તાન સહિત વાગે, નાદ સુણી કામદેવ જાગે. ૯
સુંથન કટિ કાછની છે ભારી, મુગુટની લટક પર જાઉં વારી. ૧૦
વર્ણવ્યું સ્વરૂપ સૂક્ષ્મ રીતે, કરો કૃપા ગાઉં પૂરણ પ્રીતે. ૧૧
સદા રસ રાસ મધ્યે રમતા, એતો પ્રભુ નિજજનને ગમતા. ૧૨

# श्रीमदनमोहनजीनां धोळ तथा पद.

## રાગ બિલાવલ. પદ ૪૫ મું.

વેણું બજાવત સુંદર વદન;
સુનતહીં તેં દૌર આઈ પુછતહેં કયોં છાંડે સદન ? ૧
ધર્મછાંડ નિજ ધર્મ કિયો હમ, તુમ કયોં ગૌર ભયે નંદનંદન;
દ્વારકેશ પ્રભુ હમ સુખ જાનત ન્યાય કહત હો મન્મથફંદન. ૨

## ધોળ ૪૬ મું.

મદનમોહન પ્રભુ મન વસ્યા, સાહેલી માહારે. મદન.
યમુના કીનારે જળ ભરવાને ગઈતી, મુજને દેખીને આવ્યા ધસ્યા. ૧
આગળ આવીને માહરો અંચળ પકડયો, મુખ મલકાવી મધુરૂં હસ્યા. ૨
નણુંદ હત્યારી માહારે સંગ હતી તેથી,આંખ મેં બતાવી તોય ના ખસ્યા.૩
લાલાલહેરીએ શિવ બ્રહ્માને દુર્લભ, વ્રજગોપીના પ્રેમમાં ફસ્યા. ૪

## શ્રી બ[illegible]નાં ધોળ. ધોળ ૫૭ મું.

બાલુડા બાલકૃષ્ણ જોઇને, આ મન મોહ્યું બાલુડા.
આજ ગઈ હતી નંદભુવનમાં, શુદ્ધ બુદ્ધ સાન આવી ખોઇને. ૧
રાત દિવસ મને રટણ લાગ્યું એનું, કહેવાતું નથી દુઃખ કોઇને. ૨
ખાન પાન ગાન તાન કશું નથી ગમતું, ઘરમાં ફરૂં છું ઘેલી હોઇને. ૩
લાલલહેરીને ઘણી થઈ છે આતુરતા, દર્શન વિના રહું રોઇને. ૪

## ધોળ ૪૮ મું.

મણિમય ભૂમિ મહાવનમાં શ્રીજસોદાજી ઘર સોહે. ટેક.
શ્રીબાલકૃષ્ણજી ખેલે છે, માખણ મીશ્રી મુખ મેહેલે છે;
એવી બાલલીલા રસ રેલે છે. મણિમય. ૧
હળવે હળવે ઘુંટુરૂન ચાલે, પ્રતિબિંબ જોઇને તે ઝાલે.
એવાં અદ્દ્ભુત સુખ જનનિને આલે. મણિમય. ૨
નૂપુર કટિ કિંકિણિ વાજે છે, શબ્દ સુણીને રતિપતિ લાજે છે;
એવી ઉપમા નંદ ઘેર છાજે છે. મણિમય. ૩
ઝગુલી ટોપી અંગે ઓપી, મુખ શોભા જોઈ રહ્યાં ગોપી;
તેણે કુળ મરજાદા સહુ લોપી. મણિમય. ૪
વહાલો રત્નજટિત ઝુલે પલના, ઝુલાવે સૌ વ્રજની લલના;
મુખ જોયા વિના ન પડે કલના. મણિમય. ૫
વાહાલે શકટ પૂતનાને મારી, સ્તન પાન કરીને તે તારી;
એ છબીપર નિજજન બલિહારી: મણિમય. ૬

# શ્રી નટવરલાલનાં ઘોળ.

## ઘોળ ૪૯ મું.

શ્રીનટવરલાલ રસાલ બાલ સ્વરૂપ ધરી.
કીધા નિજ જનને ઘણા ન્યાલ બાલ ચરિત્ર કરી. ૧
કરે નૃત્ય ભૃત્ય સુખદાન સત્ય સ્વરૂપ હરિ,
હરે માનિની કેરાં માન પ્રેમ કટાક્ષ કરી. ૨
કટિ મણિમય કિંકિણી ઝાલ નૂપુર શબ્દ ઘણું,
શ્રુતિ સુખ પરમ વિશાળ એક મુખ કેમ ભણું; ૩
માટ વામ કર કંજ લીધું મિષ્ટ મૃદુ,
લીધું દક્ષિણ કર નવનીત શોભા કેમ વદું. ૪
પદ પદ્મ કોમળતા ભાર જીતી પદ્મ પ્રભુ,
કીધું તે શિર પદ આધાર તો એ છે પોતે વિભુ. ૫
અરુણ અધર ને પાસ દંત બે એમ લસે,
જાણે નવપલ્લવને પાસ કુંદ કલિ જુગલ વસે. ૬
શુભ નાસાને પાસ મુક્તાફલ વિલસે,
જાણે શુક ચંચુને પાસ મલ્લિકા કોષ લસે. ૭
નયન નલિનની કોર કાજલ શોભા લખી,
જાણે ઉમગ્યો રસ શૃંગાર રાધા વદન દેખી. ૮
ભ્રકુટી કામ કમાન પાસે બિંદુ અંજનનું,
જાણે છપ્યો મિલિંદ નિદાન ભય દ્રગ ખંજનનું. ૯
મુખ ઈંદીવર પાસ શામલ કુટિલ ચલે,
અલક નિકર રસ આસ આવ્યા મધુપ મલે. ૧૦
કરણ ફુલ જુગ કર્ણ હીરાયે રચિત જાણે;
મુખશશી તનું સૌખ્ય તપન શિશુ બે શું માણે. ૧૧

ભુજ જુગ જુગ બંધ રત્ન કર કટક ધર્યા,
ચપલ હસ્ત સુખ કંદ ખેલે પ્રેમ ભર્યા. ૧૨
કંઠે મુક્તામાલનું ઝાલ પદક વચ્ચે બહુ વિલસે,
શશધર તારા સાથ મેઘપર શું હુલસે. ૧૩
બાળ ભાવથી નગ્ન બોલે છે મુગ્ધ મુખે,
છાયા દેખી હસે સુખ મગ્ન ભક્ત જન પૂર્યા સુખે. ૧૪
ખેલે ખેલ રસાળ બાળનાં જાલ લેઇ;
જઈ મણિમય આંગન માંહ્ય અગણિતાનંદમયી. ૧૫
કરે રાજનગરનું રાજ સ્યામ પ્રભુ સાથે લઈ,
સાર્યા સેવક જનનાં કાજ ચરણારવિંદ માથે દઈ. ૧૬
એણીપેરે લીલા અનંત અનત ન જાય કહી,
સર્વ સુખ દાતા ભગવંત સંત ચિત્ત ચારૂ સહી. ૧૭
આપે સુખ સંયોગ અપાર અચળ નિજ ભક્ત મણિ,
દુઃખ ટાળ્યાં અપરમપાર સુખ સંપત્ત આપી ઘણી. ૧૮
આપે પુત્ર પૌત્ર પરિવાર સેવા અનુભવને,
ટાળે દુર્બુદ્ધિનો તાર બનાવે છે જે ભવને. ૧૯
નિજ જનના જીવન પ્રાણ માગું કરજોડી,
આપો ચરણ કલમનું ધ્યાન ભવ બાધા તોડી. ૨૦

## ધોળ ૫૦ મું.

નિશ દિન શ્રી નટવર શ્રી નટવર નામ ઉચ્ચારીએરે,
ધરીએ સ્યામ સુંદરના ચરણ કમલનું ધ્યાન. નિશદિન. ટેક.

**સાખી**—નટવરજી તમે નંદના, ઘણું વધાર્યું વહાલ;
તમારા દર્શન વિના મારો જીવ ઘણો અકળાય કે,
વહાલા છો ઘણારે. ૧

**સાખી**—નટવરજી તમે નાનડા, મહિ માંખણના ચોર,
માંખણ કાજે નૃત્ય કર્યું, તમે એવા નંદકુમારકે, નટવરનાનડારે. ૨
**સાખી**—નટવર વહાલા છો ઘણા, તમો વિના ન સોહાય:
દર્શન દુર્લભ દેવને, તમે દયા કરીને રાજનગર પધારીઆરે. ૩
**સાખી**—શ્રી રઘુનાથજી મહારાજે પધરાવીઆ, સેવ્યા શ્રી છોટાલાલ:
શ્રી વ્રજરાયજીએ સુખ આપીઆં,તેનો કહેતાં ન આવે પારકે
કહી કંઈ નવ શકુરે. ૪
**સાખી**—ડોશીવાડાની પોળમાં આપ વિરાજે ત્યાં;
વૈષ્ણવ સૌ દર્શન કું,ત્યાંતો આવે નર તે નારકે અતિ હર્ખે ભર્યારે.૫
**સાખી**—નટવર નટવર જે કહે, જે કોઇ નરને નાર;
મન વાંચ્છિત ફળ પામશે, એમ કહે છે દાસનો દાસ
અતિ ઉમંગશુંરે. ૬

## ધોળ ૧૧ મું.

શ્રી નટવરલાલને વારણેરે,
સુંદર શ્રી છોટાલાલ બલિહારરે લાલ. શ્રીનટવર. ૧
રાજનગર રળીઆમણુંરે,
તેહની સુંદર શોભા સારીરે લાલ. શ્રીનટવર. ૨
છપ્પન ભોગ સોહામણોરે,
કીધો બુદ્ધિ બહુ વિચારરે લાલ. શ્રીનટવર. ૩
સૈકા સંવત અઢારમાંરે,
ચતુર ચોરાણુંવા શુભકારીરે લાલ. શ્રીનટવર. ૪
વંગે વૈશાખ માસમાં રે,
સુદી સાતમને સોમવારરે લાલ. શ્રીનટવર. ૫
દેશો દેશથી આવીયાંરે,
સહુકો આવ્યાં નરને નારીરે લાલ શ્રીનટવર. ૬

ઉત્તરથી હરિ આવીયારે,
શ્રીગોકુલનાથજીની ગાદી ભારીરે લાલ. શ્રીનટવર. ૭
શ્રીલક્ષ્મણલાલને જોઇનેરે,
સહુકોને પ્રીતિ ઘણી છે પ્યારીરે લાલ. શ્રીનટવર. ૮
દક્ષિણથી દુઃખ કાપવારે,
આવ્યા શ્રીકલ્યાણરાય હિતકારીરે લાલ. શ્રીનટવર. ૯
પૂર્વથી પ્રભુ પધારીઆરે,
શ્રીત્રિકમજી માધવરાય ગિરિધારીરે લાલ. શ્રીનટવર. ૧૦
પશ્ચિમેથી પ્રભુ પધારીઆરે,
આવ્યા શ્રીમગનલાલજી મહારાજરે લાલ. શ્રીનટવર. ૧૧
શ્રીમટુલાલ મથુરાનાથજીરે,
બીજા બાળક જાઉં બલિહારીરે લાલ. શ્રીનટવર. ૧૨
સહેજે સાતને તારીઆરે,
તેહને મહેર કહી મહારાજે લાલ. શ્રીનટવર. ૧૩
સેહેજે દાસ જમનાને દયા કરીરે,
હેતે લીધો છે ઉઠાડીરે લાલ. શ્રીનટવર. ૧૪

## श्री अष्टाक्षरनुं धोळ.

### ધોળ પર મું.

આ કલિમાં કારણ એક અષ્ટાક્ષર ભારી,
શ્રીવલ્લભ શ્રીમુખથી પ્રકટયા સૃષ્ટીતારી, અષ્ટાક્ષર ભારી. ટેક.
શ્રીવલ્લભવંશની કૃપા થકી કરૂં અષ્ટાક્ષર વર્ણનરે;
શ્રીમુખથી પ્રકટયા એ શ્રીવલ્લભ, એ વેલને કરૂં પ્રણામ. ૧
આ દૈવી જીવપર દયા વિચારી, રસ વર્સાવી ભારીરે;
શ્રીવિઠ્ઠલ પ્રભુજીએ કૃપા કરીને, ગ્રંથ પ્રકટયા જાઉં વારી. ૨

અષ્ટાદશ કર્યા શ્લોક પ્રકટયા શ્રીવલ્લભ રાજકુમારરે;
મહાગૂઢ રસ પ્રકટ કર્યાં, જાઉં વંશ સહિત બલિહારી. ૩
પ્રથમ શ્લોકમાં પ્રકટ બતાવ્યું, શ્રીકૃષ્ણચંદ્રનું રૂપરે;
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ નેતિ કરીને, સદા જપો રસરૂપ. ૪
આનંદ ને વળી પરમાનંદનું, સુખ અષ્ટાક્ષર માંહ્યરે;
નિશ્ચિંત ને વળી નિધડક થઇને, ભજે મળે વ્રજરાય. ૫
શ્રીમહાપ્રભુજીએ સાત ભક્તિનાં દાન કર્યં આ મંત્રરે;
મહાઅઘોર કલિ જીવ ઉદ્ધારવા, સાતે ભક્તિનો એ જંત્ર. ૬
સાત ભક્તિનાં નામ વખાણું, શ્રવણ વળી કીર્તનરે;
સ્મરણ ને વળી શ્રવણ ભક્તિ પાંચમી છે અર્ચન. ૭
પાદસેવા વંદન દાસત્વ એ સર્વે મળીને સાતરે;
મહાપરાક્રમી સાતે જણને એક એક મલી વિખ્યાત. ૮
શુક, પરીક્ષિત, પ્રહલાદ, શેષજી, લક્ષ્મી ને પૃથુરાજરે;
હનૂમાન્ આદે સાતે જણને, એકએક ભક્તિ એ કીધાં કાજ. ૯
એવા મ્હોટાને બહુ પરાકાષ્ઠાથી, પ્રાપ્ત થયું રત્નરે;
આ દૈવી જીવ પર દયા વિચારી, અષ્ટાક્ષર ધન્ય ધન્ય ૧૦
આ સાતેમાંથી એકે સાધન, આ કલિના જીવ શું કરશેરે ?
અષ્ટાક્ષર મહામંત્ર જપ્યાથી, ભવસાગર તે તરશે. ૧૧
જે દિવસથી ગુરુકૃપાથી અષ્ટાક્ષર મળ્યું દાનરે;
તે દિવસથી જીવત પર્યંત, રૂડું રાખ્યું ધ્યાન. ૧૨
શ્વાસોચ્છ્વાસ ને હરતાં ફરતાં, અષ્ટાક્ષર મુખ ગાયરે;
નિદ્રા જાગરણ રસ્તે આવતાં, અહોનિશ ચાલ્યાં જાય. ૧૩
આનંદ ને વળી પરમાનંદનું, સુખ મ સુખ થાયરે;
મહાઅલૌકિક લીલાનો અનુભવ કરી લીલામાં જાય. ૧૪

પ્રથમ શ્લોકમાં શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ, કૃપા બહુ ગૂઢ કીધીરે;
નિજ સૃષ્ટિને દાન આપીને સર્વ કામના સિદ્ધિ. ૧૫
બીજા શ્લોક સદા સર્વદા, શ્રીકૃષ્ણ સ્મરણ કરવુંરે;
જમના દૂતનું કાંઇ ન ચાલે, લેશ માત્ર નહિ ડરવું. ૧૬
અગાધ ભક્તિ અષ્ટાક્ષરની, મહાપાતક સહુ નાસેરે;
ગા બ્રાહ્મણ સ્ત્રી બાળકની હત્યા, તે સહુ ત્રાસે નાસે. ૧૭
ત્રીજા શ્લોકમાં માહાત્મ્ય જાણી, અષ્ટાક્ષર નિત્ય જપવારે;
જમના દૂત પડે નહિ દષ્ટે, એવો અષ્ટાક્ષર ઓળખવો. ૧૮
કાળ કર્મ તેહેને નહિ બાંધે, ઉલટા અનુકૂળ થાયરે;
માયા મોહ ના વ્યાપે તેને, જે અષ્ટાક્ષર નિત્ય ગાય. ૧૯
જ્ઞાન અજ્ઞાનને શ્રીકૃષ્ણભજનથી અગણિત પાપ સહુ જાયરે;
અજામિલની વાત વિચારો, મહાપાપી પાવન થાય. ૨૦
ચોથામાં " શ્રી " સહિત અષ્ટાક્ષર વર્ણવ્યું, શ્રીવિઠ્ઠલેશરે;
નિજ સૃષ્ટિ ઉપર હેત વિચારી, ગુરૂરૂપે ઇશના ઇશ. ૨૧
નિષ્પક્ષ વડે નિરધાર કરીને, પ્રકટ કર્યા મહારાજરે;
પાંચમા શ્રીમુખવચનથી, શ્રીવલ્લભે કીધાંકાજ. ૨૨
શ્રીગિરિરાજધરણે ચિંતા મટાડવા, બ્રહ્મમંત્ર પ્રકટાવ્યોરે;
જેમ રૂનો ઢગલો ચીનગી બાળે, તેમ જીવના દોષ મટાડવા. ૨૩
દ્વાપરમાં પ્રભુ પ્રકટ થઇ, પૃથ્વીનો ભાર ઉતારવારે;
તેમ કલિમાં આ અષ્ટાક્ષરથી, વહાલે સકળ સૃષ્ટિને તાર્યા. ૨૪
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલેશે કૃપા કરીને, પુષ્ટ રસ પ્રકટાવ્યોરે;
માળા તિલક છાપ અષ્ટાક્ષર, પંચાક્ષર ચણા ભાખ્યા. ૨૫
છઠ્ઠા શ્લોકમાં અષ્ટાક્ષરના. અક્ષર વર્ણવ્યા ત્રણરે;
શ્રીકૃષ્ણ નામને સુભાગ્ય સાથે, દઢ કરી મન તું પરણ. ૨૬

'શ્રા'થી અખંડ સૌભાગ્યની પ્રાપ્તી, મળે અલૌકિક ધન્યરે;
'કૃ' શબ્દ પાપ તાપને ટાળે, "ષ્ણ" શબ્દ ફળ અન્ય સાધન. ૨૭
સાતમા શ્લોકમાં શરણ ત્રણ એ, અક્ષર વર્ણવ્યા આપરે;
પ્રથમ શબ્દથી લક્ષચોરાશી, ટાળી મિટાવ્યા તાપ. ૨૮
'ર'કાર શબ્દથી મહાઅલૌકિક, લીલાનું થાય જ્ઞાનરે;
'ણ' કારથી અન્ય આશ્રય છુટે, દઢ ભક્તિમાં રહે ધ્યાન. ૨૯
આઠમા શ્લોકમાં બે મમ એ, કૃપા ગૂઢ બહુ કીધીરે;
પ્રથમ 'મ' એ દઢ પ્રીતી બતાવી, બીજે સૌજન સિદ્ધિ. ૩૦
નવમા શ્લોકમાં માહાત્મ્ય જાણી, અષ્ટાક્ષર નિત્ય ગાયરે;
શ્રીજી શ્રીવલ્લભના ચરણ, સ્પર્શિત સેવે દઢ થાય. ૩૧
દશમા શ્લોકમાં માહામંત્રથી, રોગ પાપ સહુ જાયરે;
ઋદ્ધિ-સિદ્ધિ સહુ ઘરમાં આવે, પરમાનંદ સુખ થાય. ૩૨
એકાદશમો આનંદ ને વળી પરમાનંદ પૂર્ણરે;
સ્નેહ કરી અષ્ટાક્ષર જપે, તેને રોગજવરનું ચૂર્ણ. ૩૩
દ્વાદશમાં વળી પ્રેત ભૂત, પિશાચ સર્વેને શીઘેરે;
ચારે શત્રુનો ડર નહી તેને, અષ્ટાક્ષર રાખો ઢીગે. ૩૪
ત્રયોદશમાં કુક્રિયા ક્રોધ અષ્ટાક્ષરથી ત્રાસેરે;
આનંદમૂર્તિ શ્રીકૃષ્ણચંદ્ર, નિજ ભક્તને રાખો પાસે. ૩૫
ચતુર્દશમાં સર્વે પ્રકારનું, દુઃખ મટે સુખ થાયરે;
અહોરાત્રિ શ્રીકૃષ્ણભજનથી, ઉભયલોક સુખ ગાય. ૩૬
પંચદશમાં શ્રીવલ્લભ પ્રભુને, શરણ થઈ મુખ ગાયરે;
સર્વમંત્રનો રાજશિરોમણિ, ભજે સ્વર્ગ મટે વ્રજ થાય. ૩૭
ખટ દશમાં અષ્ટાક્ષરનો ગુપ્ત તે જપ થાયજો;
માહાત્મ્ય જાણી શ્રદ્ધાપૂર્વક ભજે પાપ કલેશ સહુ જાય. ૩૮

સત્તરમાં સહુ સૃષ્ટિના ઉપર, હેત કરી પ્રભુ પ્રકટયારે;
વેદ શાસ્ત્ર પુરાણુ આદ્યનો, સાર સહુ મન ભાવે. ૩૯
અષ્ટાદસમો શ્લોક શ્રીવિઠ્ઠલ પ્રભુજીએ પૂર્ણ કીધોરે;
અષ્ટાક્ષરમાં નિધિ જાણી, સકળ મનોરથ સીધો. ૪
એવે વહાલે નિજ સૃષ્ટિપર દયા વિચારી ભારીરે;
ગુરુકૃપાથી વર્ણન કીધો જાય દાસનો દાસ બલિહારી. અષ્ટાક્ષર૦ ૪૧

## શ્રી સર્વોત્તમજીનું ધોળ.

### ધોળ ૫૪ મું.

ભલે પ્રકટયા શ્રીવલ્લભદેવ, શ્રીપુરૂષોત્તમ ભૂતલ ફરીજી,
નહિ પ્રાકૃત ધર્મનો લેશ, અપ્રાકૃત નિજવપુ ધરીજી. ૧
કરે નિગમ નિરૂપણ એમ, તે સાકારની સ્તુતિ કરીજી;
મહા કલિકાલાદિક દોષ પંડિતની દૃષ્ટિ તિમિર ભરીજી. ૨
મહિમા નવ જાણે જેહ, તે કહીએ ખરાસુર અરિજી;
વહાલે દયા કરી મુખરૂપ, નિજલીલા પ્રકટ કરીજી. ૩
જેની વાણી અતિદુર્બોધ, થાય સુબોધ જેણે કરીજી;
તેનાં અષ્ટોત્તર શતનામ, તે કહીએ મહા અઘ હરિજી. ૪
જેના ઋષિવર અગ્નિકુમાર, જગતિ છંદ નામે ધરીજી;
શ્રીકૃષ્ણ કમલ મુખ દેવ, બીજ દૃષ્ટિ કરુણા ભરીજી. ૫
જેની ભક્તિમાં અંતરાય, તે નાશને પ્રયોજન સહીજી;
આપે અધરામૃતની સિદ્ધ, તે મધ્યે નિશ્ચય કરીજી. ૬

ઢાળ.

વહાલો* [1]આનંદ પરમાનંદ કહેવાય, [3]શ્રીકૃષ્ણ કમલ મુખ[4]કૃપાનિધિ થાય.

* જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મુકવામાં આવ્યા છે તે શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીનાં નામ સમજવાં.

વહાલો [5]દૈવી ઉદ્ધારણ પ્રયત્ન ઉપાય, જેના [6]સ્મરણમાત્રથી આર્તિ જાય.૮
[7]શ્રીભાગવત ગૂઢાર્થ પ્રકટાય, [8]સાકાર બ્રહ્મનો વાદ સ્થપાય. ૯
[9]વેદપારંગ ચાદભુવન કહેવાય, [10]માયાવાદ નિરાકૃત સહુ મિલિ ગાય.૧૦
[11]સર્વવાદિ નિરાસ કીધા તે લખાય,[12]ભક્તિમાર્ગસરસકમલ વિકસાય.૧૧
[13]સ્ત્રીશૂદ્રાદિકને ઉદ્ધારવા સમર્થ, જેના સાધનબલથી ન થાય અર્થ. ૧૨
[14]અંગીકારમાત્રથી સર્વસ્વ કીયે, કીધાં શ્રીગોપીજન પતિને પ્રિયે. ૧૩
[15]અંગીકાર કરે મર્યાદાનુસાર, [16]મહાકરુણાવંત [17]સમર્થ અપાર. ૧૪
વહાલો [18]અદેયદાન દેવાને ચતુર, [19]મહાઉદાર ચરિત્ર કરે બહુ પૂર.૧૫
લીલા દેખાડી [20]પ્રાકૃતની જેહ, તે મિષે મોહ્યા સુર રિપુ તેહ. ૧૬
[21]વૈશ્વાનર[22]શ્રીવલ્લભ છે નામ,[23]વહાલો સુંદરરૂપ[24]સ્વજન હિત કામ.૧૭
[25]કૃષ્ણભક્તિ કરે જન શિક્ષાકાજ, આપે [26]અખિલ ઇષ્ટ શ્રીવલ્લભરાજ૧૮
[27]સર્વલક્ષણથી સંપન્ન વિવેક, [28]શ્રીકૃષ્ણ જ્ઞાન દાતા [29]ગુરૂ એક. ૧૯
પોતાના [30]આનંદથકી બહુ પુષ્ટ, એના [31]કમલ પત્રસે નેત્ર સંતુષ્ટ. ૨૦
[32]કૃપાદષ્ટિની વૃષ્ટિથી હરખ્યાં મન, તે દાસદાસી [33]પતિ પ્રિય છે અનન્ય.૨૧
[34]રોષદષ્ટિ કરે ભક્તિ શત્રુ પ્રજાલ [35]ભક્ત સેવંતા સુખ સેવા રસાલ. ૨૨
જીરે [36]ભક્તિ વિના નહિ સેવાસાધ્ય, તે કારણથી કહીએ [37]દુરારાધ્ય.૨૩
જેના [38]ચરણસરોજ દુર્લભ દરશાય, તેના [39]ઉગ્રપ્રતાપ ત્રિલોકકહેવાય.૨૪
[40]વચનામૃત કરી પૂર્યા સેવકનાઅર્થ,[41]શ્રીભાગવત અમૃતમથન સમર્થ.૨૫
તેનો [42]સાર કહીએ વ્રજસુંદરીનો ભાવ, તે પરિપૂર્ણ છે દેહ ભરાવ. ૨૬
[43]સાન્નિધ્યમાત્ર કરે કૃષ્ણપ્રેમ, ભક્તિ [44]મુક્તિ દેવાનું એહુને નેમ. ૨૭
એક [45]રાસલીલામાં તેનું તાન, પ્રભુ [46]કૃપા કરીને કરે કથાનું દાન.૨૮
વહાલો [47]વિરહના અનુભવને હેતે કાજ, સર્વત્યાગ જણાવ્યો શ્રીવલ્લભરાજ.
ઉપદેશ કર્યો [48]ભક્તિમાર્ગ આચાર, લોકમાંહે કર્યો [49]કર્મમાર્ગ પ્રચાર.૩૦
વેદ શાસ્ત્ર કહ્યાં [50]યજ્ઞાદિક દાન, તેનું ફલ મર્યાદા ભક્તિ નિદાન. ૩૧

[51]પ્રભુ પૂર્ણાનંદ છે[52]પૂરણકામ, સરસ્વતીના [53]પતિ દેવ ઇશ [54]અભિરામ
વહાલે [55]સહસ્ત્ર કહ્યાં પુરુષોત્તમ નામ, [56]નિજજનને આશ્રયનું છે ધામ. ૩૩
[57]ભક્તિમાર્ગની રીતે કરવા ઉપદેશ, બહુગ્રંથ કરીને ટાળ્યો સંશયનો લેશ. ૩૪
જેને પામવાનેછોડયા[58]પ્રાણથી પ્રિયે, એવા ભકત [59]સમાજ બિરાજેશ્રીએ
આપ [60]સાધનકરે નિજ દાસને કાજ, એવા સમર્થ [61]શ્રીવલ્લભમહારાજ.૩૬
કરવા [62]ભક્તિપ્રચારક ભૂતલ માંહી, [63]વશ કીધા પિતા થઇને અહીંઆંહીં૩૭
સર્વે [64]સામર્થ્ય ધર્યું પોતાને વંશ, ગર્વ દૂર કરી [65]ટાળ્યો સંશયનો અંશ.
[66]પ્રભુ પતિવ્રતાના પતિ સાક્ષાત, કરે યહ [67]લોક પરલોક દાન વિખ્યાત૩૯
જેના અંતઃકરણ છે [68]ગૂઢઅપાર, [69]અંગીકૃતને જણાવ્યો મનનો વિચાર.
[70]ઉપાસનાદિક માર્ગ જે અન્ય, તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય.૪૧
કર્યો નિશ્ચય જે[71]ભક્તિ સર્વથીવિશેષકીધો [72]શરણમાર્ગનો જુવો ઉપદેશ.
[73]શ્રીકૃષ્ણના મનની જાણે વાત, [74]લીલાકુંજ બિહારી પરિપૂર્ણ ગાત.૪૩
[75]કથારસ મગ્ન સદા છે ચિત્ત, [76]વિસર્યું સૌ તે થકી બીજું વિત્ત. ૪૪
પ્રિયછે ઘણું [77]વ્રજને[78]વ્રજનો વાસ, કરે [79]પુષ્ટિલીલા એકાંત [80]વિલાસ.
કરે [81]ભકતેચ્છા પરિપૂર્ણ દાન, નહિ નિજ [82]લીલાનું કોઇને જ્ઞાન.૪૬
અતિ [83]મોહિત જેનું શીલ ઘણું, નહિ લોક [84]વિશે આસક્તિ અણુ.૪૭
નિજ [85]ભક્તવિષે આસક્તિ છે એક, પ્રભુ [86]પાવન કીધા પતિત અનેક.
જે કરે [87]પોતાના ગુણનું ગાન, તેના હૃદયકમલ રહેવાનું સ્થાન. ૪૯
નિજ [88]યશરૂપી અમૃત લહરી, તેથી ભીંજવી સર્વ રસ વાસના હરિ.૫૦
પ્રભુ [89]પોતે સર્વ થકી છે પર, ન કરે તુલ્યતા કોઇ અવર. ૫૧
[90]લીલારસ અમૃત તરંગ બહુ, ભીંજવ્યા છે ભક્તશરીર સહુ. ૫૨
રુચિ આવે [91]ગિરિગોવર્દ્ધન વાસ, તે [92]લીલામાં અતિશય ઉલ્લાસ.૫૩
કરે [93]યજ્ઞ ભોગ ને [94]યજ્ઞ કર્મ, આપે અર્થ કામ ને મોક્ષ [95]ધર્મ. ૫૪

પ્રભુ ૯૬સત્ય વચન છો +૯૭ત્રિગુણાતીત,
નીતિ ૯૮ચતુરાઇ છે અતિ અગણિત. ૫૫
કરવા ૯૯પોતાની કીર્તિ પ્રકાશ, કરવા ૧૦૦વ્યાસસૂત્રનું નૂતન ભાષ્ય. ૫૬
અતિતુચ્છ×તુલજે૧૦૧માયાવાદ,કરી ભસ્માગ્નિ સ્થાપ્યોછે*૧૦૨બ્રહ્મવાદ.૫૭
+૧૦૩અપ્રાકૃતભૂષણની અતિકાંતિ હસતાં ૧૦૪મુખ શોભેછે બહુ ભાંતિ.૫૮
૧૦૫પ્રભુ તિન લોકના ભૂષણ સાર,પ્રકટયા ૧૦૬ધરણીનું ભાગ્ય અપાર.૫૯
૧૦૭પ્રભુ સુંદરતા છે અતિ અનૂપ, કેમ વર્ણન કરી શકું એ સ્વરૂપ ૬૦
સૌ માગે છે પોતાના જન, ૧૦૮ચરણારવિંદની રજ જે ધન. ૬૧
એ કહ્યાં એકસોનેઆઠ નામ, શ્રીવલ્લભ આનંદનું છે ધામ. ૬૨

વલણ.

જે કોઈ શ્રદ્ધા કરી નિત્ય ગાયેરે, તેનું મન પહેલું સ્થિર થાયેરે. ૬૩
અધરામૃતની સિદ્ધિ પામેરે, તેમાં સંશયનો નહીં નામેરે. ૬૪
એ પામ્યા વિના મોક્ષ છે હીનરે, તેના ફલમાં મુક્તિ છે લીનરે. ૬૫
તેથી સર્વોત્તમ જપ કરવોરે, શ્રીકૃષ્ણરસે મન ભરવોરે. ૬૬
શ્રીવિઠ્ઠલઉચ્ચરિત એ નામરે, જે ગાયે પૂરે તેનાં કામરે. ૬૭
તેનો જન્મ સફલ કરી લેખેરે, જેનાં **વ્રજભૂષણ** સુખ દેખેરે. ૬૮

## રાગ કાફી. પદ ૫૪ મું.

શ્રીસર્વોત્તમ જપ નિત્ય કરના હો (૨)
સકલ શાસ્ત્રકો સાર ગેહી હે, ત્રિવિધ તાપ સબ અઘ હરનાહો. શ્રી ૧
પુષ્ટિ પદાર્થ યાહીતેં પૈયત, યાહીતેં ભવસાગર તરના હો;
રંગીલે **ત્રીકમ** પ્રિય જાઉં બલિહારી, કાલદંડસે ના ડરના હો. ૨

## પદ ૫૫ મું.

કરીયે સર્વોત્તમ રસપાન (૨)
પ્રશંસા કરી શકે કોન કવિ એસો, શ્રીમુખ કરત વખાણ. કરીયે. ૧

+ત્રણ ગુણથી રહિત. ×રૂ (કપાસ). *શુદ્ધાદ્વૈત. ×અલૌકિક.

અતિશય કરુણા કરી આ કલિમેં, દીયો દૈવી જીવનકો દાન;
એક એક અક્ષર હેં અધરામૃત, ગુપ્ત રહસ્ય ગુણગાન. કરીયે. ૨
અર્ધ નિમેષ વિલંબ ન કરીયે, રેન દિવસ આઠો જામ;
રસીક પ્રીતમ જાકે રંગ રંગ્યો, સો હે ભક્ત નિધાન. કરીયે. ૩

## શ્રીસિદ્ધાન્તરહસ્યનું ધોળ.

### ધોળ ૫૬ મું.

પુષ્ટિમાર્ગ સિદ્ધાંતની, સાંભળ કહું એક વાત;
શ્રાવણ સુદ એકાદશી, વચન કહ્યાં જે રાત. ૧
શ્રીમદ્ વલ્લભને મન ઇચ્છા ઉપની એહ;
આજ્ઞા બ્રહ્મસંબંધની પ્રભુજીએ કીધી તેહ. ૨
પોતાના જન જાણીને, ચિંતા ધરી મન માંહ;
આતુરતા દીઠી ઘણી, શ્રીજી પધાર્યા ત્યાંહ. ૩
શ્રીપૂર્ણ પુરૂષોત્તમ તમે છો, જીવ છે દોષસહિત;
તે ઉદ્ધારણ કારણે, પ્રભુજી ધરજો ચિત્ત. ૪
ત્યારે શ્રીજી એમ બોલીયા, સાંભળો વલ્લભરાય;
નામ સમર્પણ જે કરે, તેનાં પ્રાયશ્ચિત જાય. ૫
જીવજાત હોય જે કોઈ આવે તમારે શરણ;
તે ઉપર કરુણા કરી, રાખીશ મારે ચરણ. ૬
પવિત્રું કરી સૂત્રનું, પહેરાવ્યું શ્રીજગદીશ;
કેસરી રંગે રંગીયું, તાર ત્રણસેં ત્રણ વીસ. ૭
મીશ્રી ભોગ ધરાવીને, વસ્ત્ર પહેરાવ્યાં તેણીવાર;
કોર છેડા કર્યાં કેસરી, ધોતી ઉપરણા સાર. ૮
સેવક જન સુખ કારણે શ્રીજીએ કીધો શ્રમ,
નામ સમર્પણ આપીને, રાખ્યો વૈષ્ણવ ધર્મ. ૯
શ્રીગિરિધારીજી મંદિરે પધાર્યા, એ સુખ કહ્યાં નવ જાય;
હરિદાસ શોભા જોઇને, આનંદ મંગલ ગાય. ૧૦

# શ્રીનવરત્નનું ધોળ.

## ધોળ ૫૭ મું.

શ્રીમદ્દવલ્લભ શ્રીમહાપ્રભુને નમુંજી, શ્રીવિઠ્ઠલેશ પ્રભુ લાગું પાય;
શ્રીબાલકૃષ્ણજીને પ્રણમુંજી, શ્રીવ્રજભૂષણજી પરમકૃપાળ. શ્રીમદ્. ૧
શ્રીવલ્લભદેવે મહાકરૂણા કરીજી, જેથી જીવનનું કારજ થાય;
સર્વે વૈષ્ણવની કૃતિ એહ છેજી, સઘળી ચિંતા નિવૃત્ત થાય. શ્રીમદ્. ૨
દ્દઢ આશ્રય શ્રીમહાપ્રભુજીનો રાખીએજી, ચિંતા નવ ધરીએ લગાર;
સવે આત્મા શ્રીજીને સમર્પીએજી, એ છે ભક્ત તણા આધાર. શ્રી. ૩
પુષ્ટિમાર્ગમાં શ્રીજી રહે સદાજી, જીવ કીધા છે અંગીકાર;
લૌકિકની ગતિ ન આપે કદાજી, પ્રભુ નથી જોતા અધિકાર. શ્રીમદ્. ૪
નામનિવેદન કીધા થકીજી, પ્રભુ રાખે પોતાની પાસ;
વશ ન થાય એ પ્રભુ કો થકીજી, વશ થઈ રહ્યા વલ્લભી પાસ. શ્રી. ૫
નિવેદનમંત્રનું સ્મરણ નિત્ય કરવુંજી, સર્વદા ભગવદી સાથ;
અવૈષ્ણવની સંગે ન ફરવુંજી, કૃપા થાય તાદશીય હાથ. શ્રીમદ્. ૬
ફ્લની ચિંતા નવ રાખીએજી. પ્રભુ સર્વેશ્વર કહેવાય;
સર્વના આત્મા શ્રીજી સાક્ષી છેજી, દૂર ભક્તથી કેમ કહેવાય ? શ્રી. ૭
પ્રભુને ગમે તે ખરૂં એમ જાણવુંજી' હરિનું બિરદ છે દિનદયાલ:
શ્રીપુત્રાદિક પુષ્ટિમાં આણવાજી, યોગ્યતા ન વિચારે દયાળ. શ્રી. ૮
નિવેદન કરવું સર્વે સંગાથશુંજી, અન્યવિનિયોગની ચિંતા ન આણ;
અજ્ઞાની હોય કિંવા જ્ઞાનશુંજી, સમજું છું અધિક એવું ન જાણ. શ્રી. ૯
જેણે આત્મનિવેદન કીધું છેજી, તેના ઉદ્ધારમાં સંદેહ ન આણ;
પ્રાણ સંગાથે શ્રીમહાપ્રભુજીને દીધું છેજી, તેથી સંશય મનમાં ન આણ. ૧૦
સમર્પણમંત્ર મહાસમર્થ છેજી, ના જાણશો ઓછી વાત;
એ કોઇ અંશકલા નથી પૂર્ણ છેજી, શ્રીજી શ્રીપુરુષોત્તમ સાક્ષાત. શ્રી.૧૧
પ્રભુ પોતે સર્વથી પર છેજી, વળી મહાસમર્થ છે એ નાથ;
ભક્તના દુઃખ હર્તા સુખકારી છેજી, ચિંતા નવ કીજીએ માથે નાથ. ૧૨

લૌકિક વૈદિક જે કર્મ છેજી, તે હરિ સિદ્ધ થવા દે નહિ;
તો એ સેવા સમર્પણ ધર્મ છેજી, તેથી મન દૂર કીજે નહી. ૧૩
પુષ્ટિમાર્ગમાં શ્રીજી રહે સદાજી, વળી જીવનું કીધું શું હોય;
પ્રભુ કરે તે સુખ માની રહીએજી, સાક્ષી થઇ રહે સુખ હોય. ૧૪
દીનતાભાવ મનમાં રાખીએજી, બીજા સાધનનું નથી કામ;
સર્વદા સેવા કરી શ્રીજી સાધવાજી, ગુરુની આજ્ઞા થકી એ કામ. શ્રી. ૧૫
ગુરુની આજ્ઞા ઉલ્લંઘન નવ કીજીએજી, શ્રીજીની ઇચ્છા એ થાય તે થાય;
આપણું મન ગુરૂને દીજીએજી, પ્રભુથી અધીક રાખીએ ભાવ. શ્રી. ૧૬
સેવા કરો નિત્ય ચિત્ત પ્રીતશુંજી, તો સુખી થાશો આ જુગમાંહે;
પરીક્ષા અર્થે શ્રીજી કદા નવ સુણેજી, ન ઉદ્વેગ ધરો મન માંહે. ૧૭
તોયે ધીરજ રાખી સેવા કરવીજી, પ્રભુ સુખકર્તા છે સત્ય;
એમની લીલા જોઈ ચિંતા દૂર કરવીજી, વૈષ્ણવને એરે જુગત્ય. ૧૮
એકાદશ ઇંદ્રિય પ્રભુને સન્મુખજી સેવામાં દિવસ ને રાત;
એકે ઇંદ્રિય વિમુખ નવ કીજીએજી, સર્વાત્મા ભક્તિ કરો અહો રાત. ૧૯
"શ્રીકૃષ્ણ: શરણં મમ" સદા જપોજી, ન વિસારશો પલ એક માત્ર;
એ જુગતેથી ચિંતા દૂર કરોજી, થાશો શ્રીજીના કૃપાપાત્ર. શ્રીમદ્. ૨૦
શ્રીમહાપ્રભુજી કહે અમારી એ મતિજી, વળી એ જ છે નિર્ધાર;
સર્વે વૈષ્ણવ રાખજો ચિત્ત ધરીજી, શ્રીવલ્લભજી પ્રાણઆધાર. શ્રી. ૨૧
એ અમુલ્ય રત્ન જે કોઇ ચિત્ત ધરેજી, તેને પુષ્ટિભક્તિ દૃઢ ફલ હોય;
જે આ ધોળ ગાયે ચિત્ત ધરેજી, તેને પરમ આનંદ સુખ હોય. શ્રી. ૨૨

## પુષ્ટિમાર્ગનાં પાંચ તત્ત્વનું ધોળ.

### ધોળ ૫૮ મું.

પુષ્ટિમાર્ગનાં પાંચ તત્ત્વ જે નિત્ય ગાયજી,
તેના જન્મ જન્મનાં પાપ સર્વે જાયજી. ૧
શ્રીજી શ્રીનવનીતપ્રિયાજી સુખકારીજી,
સમરો શ્રીમથુરાનાથ કુંજબિહારીજી. ૨

શ્રીવિઠ્ઠલેશરાય શ્રીદ્વારકેશરાય ગિરિધારીજી,
શ્રીગોકુલચંદ્રમાજી શ્રીમદનમોહનપર વારીજી. ૩
બીજું તત્ત્વ શ્રીવલ્લભકુલને ભજીએજી,
કુડા લોક લાજની કાન સર્વે તજીએજી. ૪
ત્રીજું તત્ત્વ શ્રીગોવર્ધનધર નિત્ય ગાયેજી,
શ્રીનટવરલાલનું ગમતું સર્વે થાયજી. ૫
ચોથું તત્ત્વ શ્રીયમુનાજીને જાણોજી,
કરો સ્નાન જલ ને પાન એ સુખ માણોજી. ૬
પાંચમું તત્ત્વ શ્રીવ્રજભૂમિને ગાઇએજી,
નિત્ય ઉઠી વૈષ્ણવ જન પદરજ પાઈએજી. ૭
પાંચે તત્ત્વનું ધ્યાન નિરંતર કીજેજી,
તો મનવાંછિતનાં ફલ સવે લીજેજી. ૮
પાંચે તત્ત્વ શ્રીબ્રહ્માદિકને દુર્લભજી,
શ્રીવલ્લભપ્રભુ પ્રકટ પ્રમાણ કર્યાં સર્વે સુલભજી. ૯
એ શોભા જોઇ **હરિદાસ** જાય બલિહારીજી,
એ લીલા ગાજો નિત્ય નર ને નારીજી. ૧૦

## પુષ્ટિમાર્ગનાં દશ મર્મનું ધોળ. ધોળ ૫૯ મું.

પુષ્ટિમાર્ગ તણા મર્મ દશ જાણીને, નિત્ય આચરણ કરી હૃદે વિચારે;
તો તેને વશ થાયરે શ્રીહરી, પ્રેમની વલડી ત્યહાં વિસ્તારે. ૧
પ્રથમ એક મર્મ શ્રીમહાપ્રભુ જાણીને. દૃઢ વિશ્વાસ કરી વચન પાળે;
અવર સાધન સબ લૌકિક કામના, એમની કૃપા વિના ફલ ન ભાળે.૨
બીજો મર્મ તે કેવલ શ્રીગુરુ વાયક, વિશ્વાસ આચરણે કરવું;
જે જે વાણી શ્રીવલ્લભ ઉચ્ચરે, તે તે વિચારીને મન ધરવું. ૩
ત્રીજો મર્મ તે શ્રીકૃષ્ણના નામનો, માહાત્મ્ય દૃઢ થઈ સકલ સારે;

અનેક પ્રકારના ધમ કોઈ ઉચ્ચરે, તે કોટિમાં અંશ તેને ન ભારે. ૪
ચોથો મર્મ તે વિશ્વાસ આણી કરી, પ્રભુજી કરશે તે અતિ રૂડું;
શ્રીરાધિકા રમણ શ્રીવ્રજવિહારી, હરિભજન કરવું અન્ય જાણી કડું. ૫
પાંચમો મર્મ શ્રીકૃષ્ણ શરણાગતિ લૌકિક વૈદિક પરિત્યાગ ભાવે;
નિરપેક્ષ ભાવના સર્વ વિષે રાખે, ત્યારે શ્રીકૃષ્ણને દયારે આવે. ૬
છઠ્ઠો મર્મ તે કેવલ નામનો, સર્વ પ્રકાર ગુણ ગાન કરીએ;
જ્ઞાનદ્વારા કરી સકલ લીલા ખરી, શ્રીવ્રજનાથને હ્રદે ધરીએ. ૭
સાતમો મર્મ તે અંતરિક્ષ સેવા, વ્યસનાત્મક વ્રજમાંહી ફરીએ;
ભાવાત્મક ત્યાં વપુ પોતાતણું, તે સખી ભાવથું જાણી વરીએ. ૮
આઠમો મર્મ તે ક્રીડારસ ભાવના અંતરમાં અનુભવ કરવો;
જેમ જેમ સખી સંગે ક્રીડેરે સાંવરો. તેમ તેમ રસ હ્રદે ભરવો ૯
નવમો મર્મ તે દ્વૈત દલ ભાવના, તાપકલેશ મનમાંરે લાવે,
એ ફલ દશા વ્રજસુંદરી ભોગવે, તેમ તેમ એઉને અનુભવ કરાવે. ૧૦
દશમો મર્મ તે દીનતાભાવનો, સર્વ ભાવ કરી હ્રદે દુ:ખ આણે;
અનેક પ્રકાર નાનાવિધ છે ઘણા, તે શ્રીકૃષ્ણ કૃપાવિના કોઇ ન માને.૧૧
એ દશ મર્મ જે કોઇ ગાય ને અનુભવે, તેને શ્રીકૃષ્ણ આધીન થાયે;
શ્રીવલ્લભ મહાપ્રભુ નિપટ કરુણા કરી, આપના દાસની બાંહ્ય સાહે.૧૨

## भक्त कविवर्य दयारामकृत भक्तिपोषण.

### ધોળ ૬૦ મું.

શ્રીગુરુ વલ્લભ દેવને, હું પ્રથમ કરૂં પ્રણામ,
શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ શ્રીયમુને, મહાપૂર્ણ કામ,
પૂર્ણકામ દામોદરદાસ, અષ્ટ સખા પૂરો ઉર વાસ;
શુભમતિ દ્યો અતિપરમ પવિત્ર,**ભક્તિસુપોષણ** ગાઉ ચરિત્ર
સેવો શ્રીકૃષ્ણ કૃપાલ.

ચાર વેદ ષટ શાસ્ત્રનો, વારે વારે કર્યોરે વિચાર;
ઉપનિષદ્દના અર્થનો, શોધતાં નિકળ્યો એ સાર.
નિકળ્યો સાર શ્રીકૃષ્ણની ભક્તિ, સત્સંગમાં કરવી આસક્તિ;
શ્રીપૂર્ણ પુરુષોત્તમને યુગલ ચરણે, સર્વ સમર્પીને રહેવું શરણે. સેવો. ૨
નહિ કોઈ જેહની સમોવડી, કોઇ ઇશ નહિ જેહને શીશ,
સર્વ વસ્તુ જે થકી થઇ, જે કોઇ કહાવે સર્વના અધીશ;
સર્વાધીશ વંદે સહુ જેહને, નિગમ નેતિ નેતિ કહે છે તેહને,
શેષ મહેશ વિધિ શ્રીઅગમ્ય, તેને કહીએ પૂર્ણ પુરૂષોત્તમ—સેવો. ૩
શ્રીપુરુષોત્તમને પરહરી, જેનું અન્ય અમર મન મોહે;
(તે) કામદુધા મળી મૂકીને, મહિષીપુત્રનું પય દોહે,
દોહે ગાય મુકી મૂઢ પાડો, તરસ્યો ગંગાતીરે ખોદે ખાડો;
તેમ પૂર્ણ ત્યજી અવર આરાધે, મેહેનત માથે પડે કાંઇ ન લાધે-૪
રાખી ભરોંસો અન્યનો, ન કરે આશ્રય અવિનાશ:
ઇચ્છે અખિલ દુઃખ વામવા, વળી શ્રેય થવા મન આશ;
આશ કરે તરવા દધિ પૂર, શ્વાનનું હાથ ગ્રહી લંગુર;
તે જેવો પામશે સાગર પાર, તરશે તેવો હરિવિમુખ સંસાર—૫
કોડી ઉપાસન મલીનનું, જનનું તામ્ર મુદ્રા સમ જાણો;
રૂપૈયો સુરસેવના, ચ્યુક કંચન મોહોર પ્રમાણો:
કંચન મોહોર ચ્યુક હરિ હીરો, એમ અંશ અંશી સમજી રહો;
સર્વ એ દ્રવ્ય હીરાથી થાય, (પણ) હીરો કર્યો કોઇએ નવ કહેવાય—૬
જગત્ વૃક્ષ તેનું મૂળ હરિ, મૂળ પોષે વૃક્ષ પોષાય;
પ્રતિશાખા જલ સિંચીએ, તેથી તરૂ તૃપ્તિ ના થાય,
તૃપ્તિ ના થાય વૃથા શ્રમ પહોંચે, સમજણ આવે ત્યારે પછી શોચે:
મુખદ્વારા સહુ ઈંદ્રિય સંતોષે, ભોજન અંગ લેપ્યું કોઇને ન પોષે-૭
જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, જનના અવગુણને ગુણ જાણે;

અવળું પડે અન્યદેવને, સામું દે દુઃખ શત્રુ પ્રમાણે;
પ્રમાણ નહિ ફલ દેતો જાય, હરિનું આપ્યું કદિ નાશ ન થાય;
અમર અલ્પ વર અધિક પ્રયત્ન, પ્રભુ કોડી સાટે દે રત્ન—સેવો. ૮
વેળુ પીલતાં જો તેલ નીકળે, જળ મધ્યે નવનીત હોય,
મૃગજળથી જો તૃષા ટળે, તોય ભક્તિ વિના ભદ્ર ન હોય;
ભદ્ર ન હોય હરિ વિના કદાપિ, અભય ન હરિ વિના કો શકે આપી;
હું નથી કહેતો પોકારે છે વેદ, સમરો શ્રીકૃષ્ણ ટળે સહુ ખેદ—સેવો. ૯
મંત્ર આધીન સહુ દેવતા, યોગે વિરાટ પણ વશ થાય;
જ્ઞાની અક્ષરને જઇ મળે, પુરુષોત્તમ પ્રેમે પમાય;
પ્રેમભક્તિવશ પૂર્ણાનંદ, એ ન પડે અન્ય સાધન ફંદ;
શ્રીમુખે ભાખ્યું શ્રીગીતા માંહે, ના માનો તો જો જો ત્યાંહે—સેવો. ૧૦
શ્રવણ કીર્તન શ્રીકૃષ્ણનું, સ્મરણ સેવન અર્ચન;
વંદન દાસત્વ સખ્યતા, વળી આત્મનિવેદન;
આત્મનિવેદન નવધા કહિએ, પ્રેમલક્ષણા દશમી લહીએ;
એ ભક્તિ સહુ સાધન તાજ, (મુકુટ) જે પામે વશ થાય વ્રજરાજ—૧૧
શ્રવણ પરીક્ષિત શુક કરી, કીર્તન સ્મરણ પ્રલ્હાદ,
શ્રી સેવન પૂજન પૃથુ, વંદન અક્રૂર આલ્હાદ;
આલ્હાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતા ભક્તિ સુભદ્રાભર્ત્તા;
આત્મનિવેદન બલિએ કીધી, ગોપીજને પ્રેમલક્ષણા લીધી—સેવો. ૧૨
નામ કેશવનું કાનમાં, પડતાં સહુ થાયે પવિત્ર,
શરદ્ઋતુના સંગથી જેમ નિર્મલ નીર વિચિત્ર;
વિચિત્ર જલ તેમ જાતિ જાણો, સર્વ શુચિ સદ્ય નામે પ્રમાણે;
શુદ્ધ સુવર્ણ જેવું અગ્નિએ થાય, માંજે આપે તેનો મેલ ન જાય—સેવો. ૧૩
નામ કીર્તન શ્રીકૃષ્ણનું, કલિમાં સહુ સાધન ત્યાજ્ય;

ભવસાગર તરવા તણી, સહુને એ સુખપથ પાજ્ય;
પાજ્ય પ્રકટ શ્રમ નહિં ઘાગું ર્હેલું દામ વિના ફલ થાય સહુ પ્હેલું;
સર્વે અવસ્થામાં સહુ ઠાર, અધમ ઉત્તમ સહુને અધિકાર—સેવો. ૧૪
સત્ યુગે જે ફલ ધ્યાનથી, થાતું ત્રેતામાં યજ્ઞ[illegible] જેહ;
દ્વાપરે પૂજો પામતા સહુ, કલિ હરિ[illegible]ને તે ;
તેથી અધિક પણ ફલ ગુણ ગાતાં, તો શું થયું તપ તીરથ (માં) [illegible]
મણિ મળ્યો તે શોધે શીદ કોડી, વિના વિચારે મરે મૂઢ દોડી—સેવો. ૧૫
કલિરૂપી આશૌચમાં, કોઈ કર્મનો નહિ અધિકાર;
અડે ના સૂતક નામને, નિર્ભય નિત્ય કરીએ ઉચ્ચાર;
ઉચ્ચારમાત્રે અભયપદ આપે, સકલ પાપસંતાપને કાપે;
વેદ શાસ્ત્ર સહુ પુરાણ પુકારે, તો હરિ હરિ તું શેના ઉચ્ચારે? ૧૬
નામે અજામિલ ઉદ્ધાર્યો, નામે શિવે તાર્યા બહુ પાપી;
અવળે નામે વાલ્મીકિ તાર્યો, અર્ધે ગુણિકા ગત્ય આપી;
આપી ગત્ય ઇત્યાદિક બહુને, જેણે કર્યો આશ્રય તે સહુને;
એ અક્ષરમાં બાંધ્યો સાર, જેણે લહ્યો તે પામ્યો પાર—સેવો. ૧૭
સ્નેહ સહિત શ્રીકૃષ્ણનું, કથા કીર્તન જયહાં નિત્ય થાય;
કોટી તીર્થ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય;
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો. તે વિ[illegible] સર્વને સૂત[illegible]
જીવતા શબ સરખા સહુ તેહ, ભૂલે ભાર [illegible] ફરી [illegible]
નટવર છબી નંદલાલની, એહેવું, ચિંતન કરે ચિત્ત માંય;
મયૂર મુકુટ શિર તિલક કુંડલ, નકવેસર ચિબુક સોહાય;
સોહે કૌસ્તુભ મુક્તા વનમાલ, કંકણ કર ગ્રહી મુરલી રસાલ;
પીતાંબર કટિમેખલા સોહે નૂપુર, નખશિખ છબિ મન મોહેઉર—સેવો. ૧૯
સોળ ચિન્હ પદ પંકજે, દક્ષણે નવ વામે સાત;

સ્વસ્તિક અષ્ટકોણુ જંબુફળ યવ, પત્રીધ્વજ ઉર્ધ્વરેખ વિખ્યાત:
વિખ્યાત અંકુશ અંબુજ મચ્છ વ્યોમ, કલશ ઇંદ્રધનુ ને અર્ધસોમ;
ત્રિકોણુ ગોપદ ષટદશ ધ્યાન, નિત્ય કરે નિર્ભય પદ દાન—સેવો. ૨૦
જેમ નટની દષ્ટિ દોરમાં. પણિહારીની બેડા માંહે:
ચિત્ત પરસ્પર જારનું વળગ્યું રહે ત્યાંનું ત્યાંહે;
ત્યાંહાં તેમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષિવત્ રહેવું:
જગત્ જાણે જે એ છે જંજાળી, રાખે હદે ત્રીકમશું તાળી—સેવો. ૨૧
કંસ શિશુપાલ પૂતનાદિકે, વૈરભાવે સમર્યા શ્યામ;
એ વિના નાનાભાવથી, સમર્યે સર્યાં સર્વે કામ:
કામ થયાં તુચ્છ ભાવે જ્યારે, શું કહેવું સ્નેહે સ્મરે પછી ત્યારે !
ચિત્ત અચળ જેનું કૃષ્ણુમાં લાગ્યું, (તો)ભવ સંકટ સહુ તેનું ભાગ્યું. ૨૨
અન્ય સાધને શ્રેય આપણું, પણ શ્રીહરિને શું સુખ?
સેવામાં આનંદ ઉભયને, માટે ભજનાનંદ તે જ મુખ્ય;
મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા, લોક વેદના ભય નવ ધરવા;
પૂજા તે ચાલે શ્રુતિ પ્રમાણુ, સેવા તે જેહમાં સ્નેહ બંધાણુ—સેવો. ૨૩
એકવાર આખા જન્મમાં શ્રીકૃષ્ણુ નામ સ્મરાય:
તો દર્શન યમદૂતનું કદી સ્વપ્ને પણુ નવ થાય;
થાય જો ભાવ સહિત નિત્ય ધ્યાન. તો પછી શું કહું ભાગ્યનું માન?
ઉર હરિ નહિ તો તપે શું થાય, જો છે તો કરે કષ્ટ બલાય—૨૪
આપ્યું ઉરસ્થળ મૂકીને, રમા ચરણુસેવા નવ ચૂકે;
હદે રહિત કદી હરિ કરે, પણુ પદ આશ્રિત નહીં મૂકે;
મૂકે ના અંઘ્રિ છે ભક્તિ નિવાસ, માટે અવલંબે સહુ દાસ;
એ ભક્તિ છે અતિશય દુર્લભ, પ્રાપ્ત થયે સર્વે પદ સુલભ—સેવો ૨૫
હરિ વ્યાપક લહી સર્વમાં, નવ આણુવો કોઇનો દોષ,

મન કર્મ વચને જેમ બને, તેમ કરવો સર્વને સંતોષ;
સંતોષે પ્રાણી પ્રભુ પ્રસન, તેથી સુખી પોષે હરિજન;
સઘળે દયા એ પૂજા પ્રભુ કેરી, દેહીને દુભવે તે કૃષ્ણનો વેરી—૨૬
*એક પણ પ્રણામ શ્રીકૃષ્ણને, જન્મ ધરી જેણે કીધો;
અશ્વમેધ દશ અવભૃથના, ફલ ઉપર પગ તેણે દીધો;
દીધો પગ શા માટે કે'વાય, યજ્ઞ કરે તોયે જન્મ તો થાય;
કૃષ્ણ પ્રણામીને નહિં દેહ, મુક્તિ અધિકતા અહેમાં એહ—સેવો. ૨૭
નમન કર્યું નંદલાલને, સ્નેહે મન કર્મ વચને જેણે,
ધર્મ સાધન પૂર્ણ સહુ કર્યાં, નિશ્ચય જાણજો તેણે,
તેણે કર્યું હરિપદ અનુકૂલ, દુઃખ પાપનું ટાળ્યું મૂલ,
દીનભાવે કર્યું વંદન હરિને, તે જનનિગર્ભ ન આવે ફરિને. સેવો. ૨૮
દાસપણામાં સૌભાગ્ય છે, પતિ પુરૂષોત્તમ જેને માથે;
ધણી છતે વિધવાપણું બ્રહ્મજ્ઞાની માન્યું મન સાથે,
મન સાથે માને જે હું ભૂપ, ભક્ત પૂજે જાણી રાણીનું રૂપ;
પણ પતિ સુખ સ્વપ્ને નહીં એને, એળે એ અથડાય છે શેને—૨૯
દાસપણે (જે) આનંદ છે, તે નથી મળે જગદીશ;
જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાધ આશે છેદાવે શીશ;
શીશ છેદ્યા પછી મુકુટ કયાં ધારે, સહુ મૂર્ખ કોઇ મનમાં ન વિચારે.

* એ વિષે ભિષ્મસ્તવરાજમાં મહાત્મા ભીષ્મપિતામહે બાણશય્યા ઉપર શયન કરતાં શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરેલી છે તેમાં તેમણે શ્રીકૃષ્ણ ભગવાનને ફક્ત એકજ વાર પ્રણામ કરવાનું માહાત્મ્ય કેટલું છે તે નીચેના શ્લોકથી જણાવ્યું છે.

**एकोऽपि कृष्णस्य कृतप्रणामो दशाश्वमेधावभृथे न तुल्यः ॥**
**दशाश्वमेधात् पुनरेति जन्म कृष्णप्रणामो न पुनर्भवाय ॥**

ત્યાત્રે શો જલપાનનો સ્વાદ, જન જુદો રહી પામે આલ્હાદ—૩૦
[illegible] થયે તો બ્રહ્માનંદ કહોને;
[illegible] વ ટાળ્યો કરો શાને;
[illegible] નવાં [illegible]મા, કરમ બોલ્યો જનક સ યુજ્યતા પામી;
બોલ તે બીજો કહેવાય, ઇશ્વર જીવ કદી નવ થાય— સેવો. ૩૧
અહો ભાગ્ય અહો ભાગ્ય ધન્ય, વ્રજ જન પરમ પવિત્ર,
પૂર્ણ બ્રહ્મ સનાતન, પરમાનંદ થયા જેના મિત્ર;
મિત્ર થઇ સવે સુખ દીધું, સર્વ ભાવે કારજ બહુ કીધું,
શેષ મહેશ વિધિ શ્રી અલભ્ય, તે ફલ શ્રીગોપીજન લભ્ય-સેવો. ૩૨
દેહ પ્રાણ ઇંદ્રિય અંતઃકરણ, ધર્મ દારા ગૃહ ધન;
પુત્ર, આત્મા, સહ, સર્વ સમર્પી જગજીવન;
જગજીવન સર્વાત્માભાવે, સેવા કરે સદા સહજ સ્વભાવે;
તેજ ગમે પ્રભુ જ્યમ સુખી થાય. આત્મનિવેદન એ કહેવાય—૩૩
સર્વ વસ્તુ છે શ્રીકૃષ્ણની, જેની છે તેને શેં ન સમર્પે;
આત્મા સહિત અર્પણ કરી, હરિદાસ થાની શાદ ડરપે;
ડરપે છે કાલથી રહે તે ઉચાટે, (તે) પરનું માન્યું પોતાનું તે માટે;
જેથી બંધાયો તે વસ્તુ દે મુકી, [illegible]રી માં જાણીશ એ રાડ ચુકી. ૩૪
રૂપ ગુણ દ્રવ્ય ત્રણ એ, કારણ પ્રીતિ થવાનાં કહવે;
એ ત્રણ વિકાર રહિત સહજ, સ્નેહ તે શ્રીકૃષ્ણને ભાવે;
ભાવે એ પ્રેમે વહાલો વશ થાય, તેને મકી ક્ષણ દૂર ન થાય;
તે જને સુખ માન્યું મન એહ, જ્યમ ત્યમ થાય સુખી પ્રભુ તેહ. ૩૫
પ્રેમ આસક્તિ વ્યસન એ, ત્રણ રૂપ સ્નેહનાં લહીએ;
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇ ના કહીએ;
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ;

વિયોગ થાય ત્યારે તપે તંન, ત્યાંહાંનું ત્યાંહાં વળગ્યું રહે મન—૩૬
એક વાર આખા દિવસમાં પણ, મળ્યા વિના નવ રહેવાય;
જો ના મળે તો વિકલ્પ થાય' આસકિત એ તો કહેવાય,
કહેવાય વ્યસન આવું જ્યારે થાય, સ્હામા સ્હામી હ્રદયો વિંધાય;
તન્મયતા તે મૃત્યુસમાન, એ ચ્યારે આવે આપે હરિદાન—સેવો. ૩૭
પ્રેમ લક્ષણા વળી દ્રગ રુચિ, સ્મૃતિ અભિલાષા ઉદ્વેગ ચાર;
વ્યાધિ પ્રલાપ ને ઉન્માદ ત્રણે, આસકિતના પ્રકાર;
પ્રકાર વ્યાધિ તણા બે કહિએ, જડતા ને વળી મૂર્છના લહિએ;
તન્મયતાનું લક્ષણ એક, મૃત્યુ સાદસ્ય પણ મરણ ન છેક. ૩૮
જાતિ જુઓ તો આહિરની તેમાં અબળા અધમ અવતાર;
એ વેદાદિ નહોતી ભણી, ન્હોતો ઉત્તમ કર્મ અધિકાર;
અધિકાર વણ એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રીકૃષ્ણજી આપ;
ગોપીની પદરજ વંદે ઈશ, પ્રેમલક્ષણા તે સહુને શીશ. સેવો. ૩૯
સેવા સંગત હરિભક્તની, કરે પ્રેમ ભકિત ઉત્પન્ન;
તે કરે કૃતાર્થ એકલી, નવ જોઇએ કોઈ સાધન,
જોઇએ ન વય વિદ્યા વિત્ત વર્ણ, રૂપ પરાક્રમ પવિત્રાચરણ;
કહેશો જોયા નથી કહો કીયે ઠામ, તો સુણો પ્રકટ બતાવું નામ. ૪૦
ધ્રુવજીને કયાં વય હતું, કયાં હતું સુદામાને ધન ?
કુબ્જાને હતું રૂપ કયાં, ઉગ્રસેન શું પુરુષાતંન ?
પુરુષાતંન ન્હોતું ઉગ્રરાય, ગજને કયાં હતી વિદ્યાય;
પારધિમાં કયાંથી શુભ આચરણ, કેવળ ભકિત પામ્યા ગિરિધરણ. ૪૧
દ્વાદશગુણ સંયુક્ત છે, દ્વિજ પંડિત સરખો કોય;
(પણ) પદ્મનાભ પદ વિમુખ છે, તેથી શ્વપચ ભલેરો સોય;
શ્વપચ ભલો જેહેને કૃષ્ણ આસકિત, મનકર્મ વચને કરે હરિભકિત;
કુલસહિત શ્રેય પામ્યો તેહ, વિપ્ર શકે ન કરી શુચિ દેહ. સેવો. ૪૨

શ્રીકૃષ્ણની ભક્તિ અંક છે, બીજાં સાધન સર્વે શૂન્ય:
અંક વિના સર્વે અફલ છે, સહગુન્ય શૂન્ય દશગુન્ય;
દશ ગણા બિંદુ આદ્ય અંક એક, અંક વિના શું શૂન્ય અનેક:
ભક્તિ કરી તેણે સર્વ કાંઇ કીધું, ભક્તિવિના બીજું કાંઇ ના સીધ્યું. ૪૩
નૃગભૂપે ગાદાન કર્યા કેટલાં, કાંઇ ગણતાં ના આવે પાર:
એક દિવસ અણુ દોષ પડયો, કૃકલાસ થયો અવતાર:
અવતાર અધમ થઇ જગ હાંસી, ગાદાન પુણ્ય ગયું ક્યાં નાસી!
દાન કર્યા તોય પામ્યો દુઃખ, શા માટે જે હતો ભક્તિ વિમુખ- ૪
પ્રાંચીનબર્હિષ ભૂપને, જુઓ કીધા યજ્ઞ અપાર:
ઉર્વી મખાંકિત સહુ કરી, તોયે કાંઇ ન દીઠો સાર:
સાર ભાળ્યો એ જે જે પશુ પાડયા, તે રહ્યા હણવા નારદજી દેખાડયા;
ભય દેખી લીધું સુર ઋષિ શરણ, ભક્તિ કરીને પામ્યો હરિ ચરણ. ૪૫
ભક્તિ તારે ચંડાલને, જેમાં કોય ન શુભ આચરણ;
શું પછી કહેવું તેહનું ઉદ્ધારે અધમ અન્ય વર્ણ;
વર્ણ સર્વ ઉદ્ધારે જગત, નીચ ઉંચ જે નિજ આસક્ત;
એક અંગભક્તિ ભદદાય, અચરજ શું ! પૂર્ણ શ્રેય થાય—સેવો. ૪૬
ભક્તિ નાકા તારે સર્વને, જે કોઇ શરણે આવે શુચિ પાપી;
અન્ય સાધન દારૂ તુંબિકા, ગ્રહ સભય તરે કો કદાપિ;
તરે કદા બચે કામાદિ ગ્રહાથી, સમર્થ નહિ અણું તારવા સાથી;
વિબુધ વિચારી જુઓ નિજ મન, ભક્તિ ભલી કે સાધન અન્ય. ૪૭
ભક્તિ મણિ જ્ઞાન દીપ છે, ટાલે ઉભય ખરો અંધકાર;
મણિ અભય દ્યુતિ અચલ છે, દીપકને તો ભય છે અપાર;
અપાર ભય વાયુથી વામે, તેલ પાત્ર બાતી વણ લય પામે;
જ્ઞાન સભય તો અન્ય કોણ માત્ર ? નિર્ભય ભક્તિ સકલ સુખપાત્ર. ૪૮

ક્ત તે ભક્તિસ્વરૂપ છે તેને માયા ન પીડે લેશ;
ોથકી સ્ત્રી મોહાય નહિ, મોહ પામે પુરુષ વેશ;
રૂપ જ્ઞાન વૈરાગ્યને યોગ તેને પીડે અજારૂપી રોગ;
કારણ ભ્રષ્ટ થાય છે તેહ, ભક્તને અચળ હરિશું સ્નેહ. સેવો. ૪૯
રખે નેત્ર નંદલાલને, શ્રુતિ કથા રટે મુખ નામ;
સિકા સુંઘે પ્રેમશું, પ્રસાદી તુલસી પુષ્પ દામ;
મ ગ્રહણ કરે કર હરિ સેવા, દોડે ચરણ પ્રભુ દર્શન લેવા;
ન ધ્યાન નટવર છબી સ્યામ, સર્વાંગે કરે દંડ પ્રણામ. સેવો. ૫૦
ક્તિ વિના કેવલ કૃતિ કરે, (તેને) ફલ પરલોક ન થાય;
ણિધર પવન ભક્ષી રહે, જુઓ મત્સ્ય તીર્થ જલ ન્હાય;
ન તીર્થ ભીલ મૃગ વનવાસી, અંત્ર ગ્રહે દંડ કાસદ જાય કાશી;
ર્પ દડવત્ નટ સિદ્ધ વેશ, દર્શ તપોધમ ભાવ ના લેશ–સેવો. ૫૧
કૃષ્ણ શ્રીગુરુ ભગવદીય, એ ત્રણે ક સ્વરૂપ;એ
ત્રધારા જ્યમ સુરસરી, તેમાં ભેદ નહિ તદ્રૂપ;
દ નહિ ત્રણ નામજ માત્ર, જોતાં વિચારી એક જ ગાત્ર;
નેહ વિવેક સેવા સરે અર્થ, અવસર અમૂલ્ય ખુઓ શીદ વ્યર્થ. ૫૨
સંગ સર્વનો છે, તેનો મૂઢ ન જાણે મર્મ:
દીપ દીપ મળે થયો, દીપ સમતા મળી વણ શ્રમ;
મવિના શ્રીનાથ મિલાવે કલ્પનું કામ તે પલકે સરાવે,
ચ નીર મળતાં ગંગા સંગ, એમ સમોવડી દે સત્સંગ–સેવો. ૫૩
વ હરિ સંગના સુખની, સમતા નહીં કોય;
ર્ગ તણા અપવર્ગનું, સુખ પણ સમોવડ નવ હોય;
વ હોય સમતા મોક્ષાનંદ, તો ક્યાંહાં જન ઇચ્છિત સુખ મંદ;
ણ અનુભવીને આશ્ચર્ય થાય, પણ આણ સંદેહ છે નહિં રાય. ૫૪

શ્રીગંગાજી હરે પાપને, શશી તાપ હરે ગયે શરણુ;
દારિદ્ર ટાળે સુરતરુ મળી ત્રણે કરે ત્રય્ય હરણુ;
હરણુ કરે ત્રણુ તે તત્કાળ, મળતામાં હરિજન દયાળ;
ગ્નાને તાપ હરે દર્શને દોષ, દૈન્ય ટાળે ઉપજાવી સંતોષ–સેવો. ૫૫
યોગ યજ્ઞ જપ તપ વ્રતો, બહુ કીધે કષ્ટ કર્મ;
જ્ઞાન ધ્યાન અતિદાનથી, તીર્થ આચરતા ધર્મ;
ધર્માધ્યયન વેદશાસ્ત્ર પુરાણુ, કોટિ સાધનથી ન પરમ કલ્યાણુ;
શ્રેય ન થાય ઉપાય અનેક, વિના મહત્ પદરજ અભિષેક— ૫૬
હરિજન તે હરિરૂપ છે, તેને મૂર્ખ નિજ સમ જાણે;
જેમ શશી સાગરમાં હતો, માન્યો મીને મીન પ્રમાણે;
મીન પ્રમાણે થયો નહિ સોમ, મકર રહ્યું જલ તે વસ્યો વ્યોમ;
તેમ વૈષ્ણુવ વૈકુંઠે જાશે, અધમ તે અહિંના અહિં અથડાશે. ૫૭
ચાર વર્ણમાં શ્રેષ્ઠ સર્વથી, બ્રાહ્મણુ વર્ણ વિખ્યાત;
તે સહુના પણુ કહેવે શિરોમણિ, મ્હોટા મુનિવર સાત;
તે સાતે કરે ધ્રુવની પરિક્રમા, ધ્રુવ સુત ક્ષત્રી ને તે સુતબ્રહ્મા,
વિબુધ વિચાર કરો તમો એહ, ભક્ત મોટા કે બ્રાહ્મણુ દેહ? ૫૮
બ્રહ્માદિક વ્રજભક્તની, પદરજ વંદે ગુણ ધામ;
દુર્વાસા ઋષિએ દીન થૈ કર્યો અંબરીષને પ્રણામ,
કર્યો પ્રણામ જ્યારે અથડાયા, વળી શબરી પદજલ દ્વિજ ન્હાયા;
હરિજનથી મ્હોટું નહીં કોય, દુભવે તે દુખ પામે પત ખોય. ૫૯
સંત સેવ્યે નારદ થયા, જુઓ દાસીસુત હરિમંન,
તે સુરઋષિના સંગથી, શમી વ્યાસના ઉરની અગંન;
અગન મટી સમજાવ્યા મર્મ, શ્રીભાગવત રચ્યું છાંડીને કર્મ;
ક્લેશ ટળે કરે પ્રભુજન પ્રીત, દુભવેથી શાનું સુકરીત. સેવો. ૬૦

યોગી તરે કદા એકલો, હરિજન તારે સહુસંગી;
સિદ્ધ ઉદાસી રહે સદા, હોય સંત સુંદર રસરંગી;
રંગે રસિક સેવે ગુણ ગાય. પોતે પીએ સુધા સામાને પાય;
ભક્ત સ્નેહી સૌનું સારે કામ, ધ્યાની સાથે કોઇનો નહિ ઠામ. ૬૧
સર્વ પ્રાણી ઉપર દયા, આણવો નહિ કોઇનો દોષ;
વશ કરાવી ઇંદ્રિય સહુ, યદચ્છા લાભ સંતોષ;
સંતોષ ધરી વદવી સત્યવાણી, દઢ આશ્રય પ્રભુ દીનતા આણી
દુષ્ટસંગથી રહેવું દૂર, વસવું સદા હરિજન હજુર. સેવો. ૬૨
દુષ્ટસંગ તેને જાણીએ, જે ભૂલાવે ભગવંત,
સ્નેહ કરાવે શ્રીકૃષ્ણ શું તેને કહીએ સાચા સંત;
સંત સાચા તેની સગંત કરીએ, અસમર્પિત અન્યાશ્રયથી ડરિએ:
હું હરિનો હરિ મહારા નાથ, એ નિશ્ચય કરવું મન સાથ. સેવો. ૬૩
અન્યાશ્રય અસમર્પિત, એ બે મ્હોટા દુસ્તર રોગ:
સર્વ વસ્તુ શ્રીનાથને અરપી, ઉચ્છિષ્ટ કરવો ભોગ;
(ઉચ્છિષ્ટ) ભોગ કરવો હરિભક્તની સંગે, એક જ શ્રીકૃષ્ણ સેવવા રંગે:
દૃઢ આશ્રય ગુરૂદેવનો ધરવો, ગોવત્સપદવત્ ભવોદધિ તરવો. સેવો. ૬૪
ગુણની ઉપર ગુણ કરે, એ તો રીત જગતમાં પ્રકાશ:
(પણ) અવગુણ સામો ગુણ કરે, તે મ્હોટા હરિદાસ:
દાસ દોષ સહુના સંતાડે, ગુણ હોય અલ્પ તે અધિક દેખાડે,
સાગર લાંછન વિષ શિવે પીધું, શશીયશ પ્રકટ લલાટે દીધું. સેવો. ૬૫
વિશ્વંભર વશ તેહને, જેનું ચિત્ત સદા પ્રભુ પાસ:
હિત ઇચ્છે સહુ જગતનું, નવ ધરે કોઈની આશ:
આશા ધરે એક શ્રીગોપાલ, અતિત કરે હરિસેવામાં કાલ:
એવા ગુરૂનો લઇએ ઉપદેશ, ધરિએ સાચો વૈષ્ણવનો વેશ. સેવો.૬૬

ધ્યાન મૂળ રૂપ શ્રીગુરૂ, પૂજનનું મૂળ ગુરૂ પાય;
મંત્ર મૂળ ગુરૂ વાકય છે, મૂળ મોક્ષનું ગુરૂ કૃપાય,
ગુરૂ કૃપા વાંછિત ફલ થાય, હરિ રૂઠે તો ગુરૂ કરે સ્હાય;
ગુરૂ કોપે કયાંઇ નહિ ઠેકાણું, અધિક આચાર્યથી કોઇ નવ જાણું. ૬૭
ક્રોધી ગુરુ તો નૃસિંહજી, કામી હોય તો શ્રીકૃષ્ણ કહીએ;
લોભ દાખે તો વામનજી, પણ હરિ સાચા એ લહિએ:
લહિએ એ પાખે દાખેજો દુષ્કૃત, તો પણ માનીએ તે થકી ગત્ય;
જેણે સોંપી આપ્યા શ્રીજગદીશ, તેનો ઋણી સદા તે શિષ્ય. સેવો.૬૮
ભોજન વસનની ચિંતા કરી, વૈષ્ણવે ના થાવું ઉદાસ,
વિશ્વંભર પૂરે વિશ્વને, તે કેમ ભૂલે નિજ દાસ:
દાસ આશ પૂરે સહુ વણ માગે, વણ કહ્યે સહાય કરે અનુરાગે ?
હરિ ભજતાં કાંઈ નવ રહે ખામી, નથી અજાણ્યા અંતર્યામી. ૬૯
અજબ ગુલમ્હેરી બલ વિષે, પક્ષિણી રટે મુખ હરિનામ,
ખાન પાન માટે નવ કરે, છુટે મુખથી સુંદર સ્યામ;
સ્યામે વિચારી કર્યું તેહને સુખ, ચરણ ચરવા કર્યા મોરનાં મુખ:
પુચ્છે વદન કર્યું ઉંટની ગ્રીવા, શ્રીહરિ યુક્તિ કરી જલ પીવા. ૭૦
અજગરને અનાયાસે હરિ આપે, આહાર આંનનમાં લાવી:
સક્કરખોરને સાકર સાગર, બેટમાં દે છે મિલાવી,
મેળવે ચાતકને જલ સ્વાતી, ગિરિ શૃંગ વૃક્ષ પોખે કોઇ ભાતી,
સ્રીસ્તને પય કર્યું પોષવા બાલ, તે તુંને નહિ ભૂલે જગ ગોપાલ. ૭૧
ભક્ત મનોરથ સર્વે પૂરે પ્રભુ, કઠિણ સરળ ગુરુ નાહાના;
પૂર્યા જેહનાં તેહનાં નામ કહું, તું પૂછે કહાંનાં કહાનાં;
કહાન ગયા કુબજાપતિ થાવા, પાર્થપત્ની થયા જલ પાવા,
પૂરી પુત્ર થૈ અદીતિની આશ, પાંડવ કાર્ય કર્યું થઇ દાસ. સેવો. ૭૨

છડીદાર ઉગ્રસેનના થયા, દ્વારપાળ બલિ ભુપ:
નરસૈયાના બાપનું શ્રાદ્ધ સાર્યું, સેના માટે નાપિક રૂપ;
રૂપ મહાર દામજી સારૂં, નાભાનું છાપરૂં છાયું ચારૂં;
વારી વર્ષ્યું ત્રિલોચન ઘેર, મીરાંબાઇનું પીધું ઝેર—સેવો. ૭૩
ઇચ્છે રૂડું પ્રભુ જગતનું, કેમ કરે કુડું નિજ દાસ;
જે કરશે તે ભલું તાહરૂં તું ધર દૃઢ વિશ્વાસ;
વિશ્વાસ રાખ કલ્પના મૂક, સેવા સ્મરણમાં નવ ચૂક,
નહિ મળે ફરી અવસર આવો, હરિ ભજી લ્યો મનુષાદેહ લ્હાવો. ૭૪
દુઃખ થાયે હરિ સેવતાં, તે સુધાસમુ પ્રમાણો:
વિષય ભોગવતાં સુખ છે, તે વિષ સરખું સહુ જાણો;
જાણો જેમ ખસ ખણતાં મીઠી, ક્ષણ પછી આગ ઉઠે અંગીઠી;
ઓસડ પીતાં કડુ તર્ત લાગે, રોગ ગયા પછી આનંદ જાગે— ૭૫
શ્રીગિરિવરધર સેવતાં ભય રાખવો ભુપતિસમાન,
બાળક સમ વાત્સલ્યતા, ધરવો સ્નેહ તે જાર સમાન:
જાર સમાન પ્રિય પ્રભુ લાગે, તો દુઃખ જન્મ જન્મનાં ભાગે;
પ્રેમ પીયૂષ પીધું તે જાણે, નથી સ્વાદ કોઇ એહ પ્રમાણે—સેવો. ૭૬
જે પ્રતિકૂળ પ્રભુ સેવતાં, તેને તજીએ ના વળગીએ વ્યર્થ,
જનની જનક પતિપુત્ર ભ્રાત, ગુરુ છોડયા યદ્યપિ સમર્થ,
સમર્થ તાત તજ્યો પ્રલ્હાદે, ભરતે માત મૂકી હરિ સ્વાદે;
પતિ ઋષિપત્ની વિભીષણ ભ્રાત, ગુરુ ના ગણ્યા બલિએ સાક્ષાત્—૭૭
દેવ પિતૃ ને મનુષ્ય ઋણ, ત્યાં લગી માણસને કહેવાય:
જ્યાં લગી સર્વાત્મભાવે, શ્રીકૃષ્ણને શરણે ન જાય;
શરણે ગયે સર્વે ઋણ છૂટે, ચિત્રગુપ્તનું લેખું ત્રૂટે;
કાળ કર્મનો ભય નહિ ત્હેને, શીશ ધણી સમર્થ હરિ જહેને—સેવો. ૭૮

કર્ત્તું અકર્ત્તું અન્યથાકર્ત્તું સમર્થ શ્રીહરિ રાય:
ના થવાનો કરે પદાર્થ થનારો મટિ જાય,
મટિ ગયું જે વસિષ્ટે વિચાર્યું, તે સમે વન જે સમે રાજ ધાર્યું,
બ્રહ્માના સૂત એ ત્રિકાલના જ્ઞાની ઇચ્છાયે વચન તેનું પણ હાનિ. ૭૯
સહસ્ર ભુજપતિ રાખશે, તેને હણશે શું બે ભુજવાળો,
તે જ પુરુષ જ્યારે મારશે, ત્યારે કોઇ નથી રખવાળો;
રખવાળો રિપુ છે નહિ કોઇ, સઘળી વસ્તુ શ્રીકૃષ્ણથી હોઇ;
કર્ત્તા હર્તા એક શ્રી વ્રજરાય, એના કર્યા વિના કાંઇ ન થાય. સેવો. ૮૦
કર્યું થાય શ્રીકૃષ્ણનું, કોથી ન ઘટે લવલેશ;
તે જ પ્રમાણે સુખ દુ:ખ, લાભાલાભનો સંશય લેશ:
લેશ રહે નહિ તે સમે શુદ્ધિ, જેવું હોનાર તેવી થાય બુદ્ધિ:
થનાર તેતો સહજે પણ થાય, કર્ત્તા નથી શીદ તું પસ્તાય-સેવો. ૮૧
હરિજંત્રી તું જંત્ર છે, જેમ વાજે વજાડે તેમ:
કાષ્ટ પુતળી નૃત્ય કરે, સૂત્રધાર નચાવે જેમ:
તેમ વિધિ નિષેધ સહુ હરિ હાથે, તું મૂર્ખ તાણી લે શીદ માથે;
વિચાર જો જીવનું કર્યું હોય, તો દુ:ખ જગતમાં થાય ન કોય. સેવો. ૮૨
જેની રચના જોઇને, ઘણો મોહ ઉપજે છે મન;
તે કર્ત્તામાં કમી શી હશે ? તું જોને વિચારી જંન:
જન થશે પણ મનોરથ તારો, ઘાટે શું મોળો તું જો જડનારો;
તેને મળે પૂર્ણાનંદ થાશે, ભવ વૈભવ તૃષ્ણા ટળી જાશે-સેવો. ૮૩
કરવા પ્રસન્ન ચાહે કૃષ્ણને તો, અભિમાન અલગું નાખ;
શીઘ્ર દયા કેશવ તણી, ઇચ્છે તો દીનતા રાખ;
રાખ દીનતા એક જ કરીને, કરવા કૃપા મન થાશે હરિને;
બોતેર કોટિએ ના સર્યું કામ, દીનતા એક બંધાયા દામ. સેવો. ૮૪

શીલાબુદ્ધિ શાલિગ્રામમાં હરિસ્વરૂપ તે ધાતુ પ્રમાણે;
મનુષ્ય લહે ગુરુદેવને, જાતિ ભાવ વૈષ્ણવમાં આણે;
આણે મહાપ્રસાદ પ્રતિ અન્ન, હરિચરણોદક ન પ્રીછે જન;
વર્ણાશ્રમ તજે ન લે હરિનામ, ઈત્યાદિકનો નરકમાં ઠામ. સેવો. ૮૫
નિગમ ચાર પટ શાસ્ત્ર અષ્ટાદશ પુરાણ ચૌદ વિદ્યાય;
વ્યાકરણ નવ બત્રીશે લક્ષણ, જાણે ચોસઠે કળાય;
કળા રાગ છત્રીશે ગાય, વિશદ કીર્તિ ચક્રવર્તિ રાય,
પણ નથી ભક્તિ જો નંદકુમાર, તો સહુ ધુળ મળ્યું ધિક્કાર સેવો. ૮૬
શ્રમ કરી સહુ વિદ્યા ભણિઓ, મહા પંડિત કહાવ્યો જગત;
પણ તેનો સાર સમજ્યો નહિ. ન થયો ભગવંતનો ભક્ત;
ભક્તિ વિના શ્રમ એ ફલ સાર, જેમ રાસભ વહે ચંદનભાર
જેમ અહિ મણિદ્યુતિ મેળવે આહાર, તેમ તે ઉદર ભરે ધિક્કાર. ૮૭
સ્પર્શમણિના પુર વિષે; રચ્યું ચિંતામણિમય ધામ:
કલ્પવૃક્ષની વાડ ગાય ઘેર, કામદુધા જેનું નામ;
કામદુધા અક્ષયપાત્ર અતુલ, નવનિધિ અષ્ટ મહાસિદ્ધિ અનુકૂલ;
પણ નથી વલ્લભ શ્રીવ્રજનાથ, તો તો એટલું મળે ઘસવા હાથ. સે. ૮૮
કૃષ્ણ કીર્તન નહિ કર્ણમાં. તે શ્રવણ રાફડા કહિએ:
નિરખ્યા નહિ જેણે નેત્રે હરિ, કેકી પિચ્છ ચાંદલા તે લહિએ;
લહિએ દાદુર જીવ્હા હરિ નવ બોલે, કરપદ સેવારહિત શબ તોલે;
વૃક્ષ જીવન શ્વાસ ધમણ સમાન, ગ્રામ શુકર સમ છે ખાનપાન. સે. ૮૯
જગ દર્પણ જોનાર તું, સામું દીસે જેવું તુજ પાસે;
દુષ્ટ ને દુષ્ટ સાધુ ને સાધુ, ભવ આદર્શમાં ભાસે;
ભાસે તે સહુ નિજમાં છે જાણો, દોષરહિત દુનિયા પરમાણો;
એવે વિવેકે જો રહેવાય, રાગ દ્વેષ નહિ કો થકી થાય. સેવો. ૯૦

જીવ સર્વ હરિ અંશ છે, ત્હેના વિચિત્ર ભાંતિ સ્વભાવ:
સર્વથી હળિમળિ ચાલીએ. એ તો છે સંજોગ નદી નાવ:
નાવ તરંગ નદી એમ જાણો, કોથી ના બગાડીશ બે દિવસનો પરોણો;
સહુને સદા એક સ્થલ નથી રહેવું, કહુ વગ માટે કોઇને ન કહેવું. ૯૧
કાંઈ પ્રભુ પાસે ન માગીએ, માગે પસ્તાવો થાય:
ઉદાસી આવે નાથને, વ્યાપાર સરીખું જણાય:
જણાય એવું માટે રખે જાચો, સેવો શ્રીકૃષ્ણ ધરી સ્નેહ સાચો,
વણ માગે સહુ આપે એ સ્વામી નથી અજાણ્યા અંતર્યામી. સેવો. ૯૨
દાસી સુતના સહુ પિતા, રાણી સુતનો તો એક રાય:
ભક્તિ અંશ શ્રીકૃષ્ણ જ સેવે, ને માયિક સર્વને ધ્યાય;
ધ્યાયે તોયે કર સાહે ન કોય, કામ પડે ત્યારે અંતે રોય:
આવાગમનમાં સદા અથડાય, કો કાળે હરિ વિના ગત્ય ન થાય. ૯૩
નાનો પદાર્થ મોટો દેખાડે, ને પાકાને દાખે કાચો;
ઉગ્ર હોય તેને અણુ બતાવે, ને જુઠો મનાવે સાચો:
સાચો ભાસે એ જ માયાનું રૂપ, એણે કીધા વશ રંકને ભૂપ;
એને જીત્યાનો છે એક ઉપાય, સાચું શરણુ લ્યો શ્રીવ્રજરાય. સે. ૯૪
માયા છે ઘંટી ખિલડો હરિ, ત્હેમાં જીવ ચરાચર અન્ન:
જે પડ્યું તે પીસાય છે, તું જોની પ્રકટ લોચન;
લોચન જો એક બચે છે તેહ, ખીલ્લ સમીપે રહે છે જેહ;
જે અણુ ત્યાંથી ખસ્યો કણ આઘો, તે તત્કાલ દળાવા લાગ્યો. ૯૫
પરવારી સહુ કામથી, કોઇ મૃત્યુ ન પામ્યો જંત;
આ કીધું આ કરવું છે, એમ કરતાં આવશે અંત;
અંત આવ્યો હરિ ક્યારે ગાશે? ચેત ચેત નહિ તો પસ્તાશે;
મરણુ નહિ આવે કાનમાં કહીને, જશે ઓચિંતું અંધારૂં થઇને. ૯૬
ઉત્તર વચન તે માનવું, પૂર્વનું નહિ પ્રમાણુ;

છેલ્લું રચ્યું શ્રીભાગવત, સહુ પહેલાં અન્ય પુરાણ;
પુરાણ પૃથક્ પૃથક્ કર્યા વ્યાસે, તોયે રહેતું ઉર ભરિયું ઉદાસે;
મર્મ બતાવ્યો નારદ મિત્ર, સુખ થાશે રચો ભક્તિ ચરિત્ર. સેવો. ૯૭
પુષ્ટિપંથ પ્રભુ શ્રીવલ્લભકુલ, જાઇએ ત્હેને શરણ;
નામ નિવેદન મર્યાદા ધરી, સેવીએ શ્રીગિરિધરણ;
શ્રીગિરિધર ગુરુ વૈષ્ણવ પ્યાર, ધરી ગતિ કરે માર્ગ અનુસાર;
મનુષ્યજન્મનો એ છે સાર, જે માને તે પામે પાર. સેવો. ૯૮
મહામંદમતિ જીવ કલિના, સર્વ શાસ્ત્ર ક્યાં ખોળે ?
માટે સકલ સિદ્ધાન્ત સાર, તે શોધી કીધો છે ટોળે;
ટોળે કરાવ્યો પ્રભુ મતિ દીધી, નિજ જન જાણીને કરૂણા કીધી;
ભક્તિપોષણ ધર્યું ગ્રન્થનું નામ, કથે સુણે સરે સર્વનું કામ. સેવો. ૯૯
એકસોને એક ચંદ્રાવળા, એ ગ્રન્થ તણા છે સાર;
પ્રતિ પદ શુભ સિદ્ધાંત ભર્યું છે, વાંચીને કરજો વિચાર;
વિચારતાં વલ્લભ હરિ થાશે, સર્વે કલેશ સમુળાં જાશે;
આચરણ કરતાં આનંદની હેલી, ભક્તિ શ્રીકૃષ્ણની કરજો વ્હેલી. ૧૦૦
મહાનદી શ્રીનર્મદા ત્રટે ચંડીપુર મહાધામ;
જ્ઞાતિ નાગર સાઠોદરા દ્વિજ, ભટ્ટ દયાશંકર નામ;
નામ વલ્લભી વૈષ્ણવદાસ, ગુરૂ પ્રતાપે ગ્રન્થ કર્યો પ્રકાશ;
શીખે સાંભળે જે જન ગાય, તેને મનવાંછિત ફળ થાય. સેવો. ૧૦૧

## * अथ व्रजचोराशी कोशनी परिक्रमानुं धोळ.

### ધોળ ૬૧ મું.

પ્રથમ શ્રીવલ્લભ પ્રભુજીને જાણુંરે, શ્રીગુરુદેવના ચરણ ચિત્તઆણુંરે;

* આ ધોળ વૈષ્ણવોએ હમેશાં ઘરમાં ગાવાનો નિયમ રાખવો કે જેથી ભવિષ્યમાં ત્યાં જવાનુ થાય તો દરેક યાત્રાનાં દર્શનનો લાભ મળે અને

વ્રજભૂમિનાં ચરિત્ર વખાણું; ચાલો વનયાત્રાનાં સુખ લઇએરે. ૧

શ્રીગુસાંઇજીએ કીધો વિચારરે, વનયાત્રા કરવી નીરધારરે;
વ્રજભૂમિની લીલા અપાર. ચાલો૦ ૨

શ્રીવિઠ્ઠલપ્રભુ પરમ દયાળરે, સેન આરતી કરી તત્કાળરે;
સાથે લીધા શ્રીવલ્લભલાલ. ચાલો૦ ૩

સંવત સોળસેંની સાલરે, ભાદરવા વદિ દ્વાદશી સારરે;
વાહાલો ઉતર્યા શ્રીયમુનાજી પાર. ચાલો૦ ૪

પધાર્યા શ્રીવિઠ્ઠલનાથરે, આવ્યો રસિક વૈષ્ણવનો સાથરે;
સૌને મસ્તક ધરીયા છે હાથ. ચાલો૦ ૫

ત્યાંથી આવ્યા શ્રીમથુરાંજી માંહ્યરે, હાથ જોડ કરી છે ત્યાંહેરે;
વિશ્રાંત ઘાટ શ્રીયમુનાજી ન્હાયે, ચાલો૦ ૬

શ્રીવલ્લભ પ્રભુજીની બેઠક છે ત્યાંહેરે. દર્શન કરીને ત્યાં ભોગ ધરાયરે;
પછી પરીક્રમા કરવાને જાયે. ચાલો૦ ૭

---

કોઇ સ્થળ બાકી રહી ન જાય, તેમજ તેથી લીલાનું સ્ફુરણ હૃદયમાં થાય, તેથી અલૌકિક આનંદ મળે, કદાચ વનયાત્રા કરવાનો વિચાર થાય તો, શ્રીગોસ્વામિબાલકો સાથેજ જવું કે જેથી યાત્રામાં દર્શનાદિક સુખ, શ્રી કૃષ્ણચંદ્રે કરેલી લીલાનો અનુભવ અને શ્રીગોપીજનની પ્રેમલક્ષણા ભક્તિ વગેરે પ્રકારનો જે લ્હાવો તે શ્રીગોસ્વામી બાલકો સાથે પરિક્રમા કરવા થીજ મળશે એવો મારો પોતાનો અનુભવ છે ને તેથીજ આ સ્થળે મેં સુજ્ઞ વૈષ્ણવોને વિનંતિ કરી છે

૧ સૌથી પહેલાં પહેલવહેલીજ શ્રીગુસાંઇજી (શ્રી વિઠ્ઠલનાથજી) એ સંવત ૧૬૦૦ (ભજ) ભાદરવા વદી ૧૨ ના દિવસથી પરિક્રમા કરવાનું સરૂ કર્યું હતું જે અદ્યાપિ પર્યંત પણ એજ પ્રમાણે ચાલે છે.

ત્યાંથી સતધરા માંહે જઇએરે. બીજા અનેક ધામ સર્વ કહીએરે;
કૂપ સમ સાગર કૃષ્ણ કૂપ લહીએ. ચાલો૦ ૮

ત્યાંથી મધુવન જઇને રહીએરે, ત્યાં શ્રીમહાપ્રભુજીની બેઠક કહીએરે;
ભોગધરી તાલવન જઇએ. ચાલો૦ ૯

કમોદવનમાં તે દર્શન કરીનેરે, ગ્વાલમંડળી કરીને છાક ધરીએરે;
શ્રી મહાપ્રભુની બેઠક અનુસરીએ. ચાલો૦ ૧૦

સાંતનવનમાં સાંતનકુંડ નાહ્યારે; ત્યાં પ્રભુ સાત વરસના આવ્યારે,
ત્યાં તો સતુવાના ભોગ ધરાવ્યા. ચાલો૦ ૧૧

બહુલાવનમાં પધાર્યા પ્રભુ આપરે, ત્યાં થયો ગાય સિંહનો મેળાપરે;
કૃષ્ણકુંડ નાહીને ટાળ્યા તાપ. ચાલો૦ ૧૨

ત્યાં મહાપ્રભુની બેઠકનું છે ધામરે, ત્યાં બહુલા ગાયનો છે ઠામરે;
દર્શન કરતાં પૂર્ણ કરે કામ. ચાલો૦ ૧૩

ત્યાંથી જીખિન ગામમાં જઇએરે, શ્રીબલદેવજીનાં દર્શન કરીએરે;
રેણુકુંડ બલભદ્રકુંડ ન્હઇએ. ચાલો૦ ૧૪

શ્રીકુંડ નાહીને પાવન થઇએરે, રાધાકૃષ્ણ કુંડે જઇ નહીએરે;
શ્રીવલ્લભ વિઠ્ઠલની બેઠક ચિત્ત લઇએ. ચાલો૦ ૧૫

રાજ કદમ મુકુટ દર્શન કરીયાંરે, ચવર કૃષ્ણવટ જોઇ મન હરીયાંરે;
ત્યાં કૃષ્ણકૂપે જળ ભરિયાં. ચાલો૦ ૧૬

ત્યાં પાંચ પાંડવનાં છે ઝાડરે, છઠ્ઠા વૃક્ષ નારાયણ અવતારરે;
ત્યાં વેણુનાદ કર્યો છે સાર. ચાલો૦ ૧૭

શ્રીમહાપ્રભુજીની બેઠકે ચિત્ત ધરીયેરે, ત્યાં ભોગ ધરીને અનુસરીયેરે;
ત્યાંથી શ્રીજીનાં દર્શન કરીયે. ચાલો૦ ૧૮

નારદકુંડ કુસુમોખર વનરે, ત્યાં છે રત્ન સિંહાસન ધન્યરે;

ત્યાં ઉદ્ધવજી થયા છે પ્રસન્ન. ચાલો૦ ૧૯
ત્યાંથી માનસી ગંગા જઇ નહીયેરે, મોટા ચક્રતીર્થ ત્યાં કહીયેરે;
શ્રીમહાપ્રભુજીની બેઠકે જઇયે. ચાલો૦ ૨૦
ત્યાંહાં બ્રહ્મકુંડનાં સ્નાનરે, દાન ઘાટી લીધાં પ્રભુ દાનરે;
વ્રજયુવતીનાં રાખ્યાં છે માન. ચાલો૦ ૨૧
ત્યાંથી ચારકુંડ તે કહીયેરે, રણમોચન પાપમોચન નહીયેરે,
ધર્મરોચન ગોરોંચન જઇયે. ચાલો૦ ૨૨
લીધી જમુનાવતાની વાટરે, ત્યાં શ્રીયમુનાજીનો ઘાટરે:
અડીંગમાં દાન લઇને ફોડયાં માટ. ચાલો૦ ૨૩
ત્યાંથી ગામ પરાસોલી જઇયેરે, વડ ચંદ્ર કૂપ ત્યાં કહિયેરે,
ત્યાંહાં ચંદ્રસરોવર નહિયે. ચાલો૦ ૨૪
ત્યાં બ્રહ્મરજની કરીને કીધો રાસરે, વ્રજભક્તની પૂરી છે આશરે;
ખટ માસની કીધી છે રાત. ચાલો૦ ૨૫
ત્યાં બેઠક શ્રીવલ્લભ વિઠ્ઠલવરનીરે, ત્યાં સામગ્રી ભોગ ધરવીરે;
ત્યાં સેવા કરો પુલગરની. ચાલો૦ ૨૬
સંકર્ષણ ગાંધર્વ કુંડ નહિયેરે, શ્રીબલદેવજીનાં દર્શન જઇએરે;
આન્યોરમાં શ્રીમહાપ્રભુજીની બેઠક કહિયે. ચાલો૦ ૨૭
ત્યાંથી ચાલી ગોવિંદકુંડ નહિયેરે, ત્યાં શ્રીમહાપ્રભુજીની બેઠકે દર્શન કરિયેરે;
ત્યાં તો જન્મતણું દુઃખ ખોઇએ. ચાલો૦ ૨૮
શ્રીજીના હસ્તાક્ષરનાં છે ચિન્હરે, ત્યાં મુકુટ ટોપીનાં દર્શનરે;
ત્યાં ચતુરાનાગાનાં છે વન. ચાલો૦ ૨૯
અપ્સરા કુંડ થઇ શ્યામ ઢાક જઇએરે, ત્યાં શ્રીજી ચરાવે છે ગાયરે;
ત્યાં સુગંધી શિલા કહેવાયે. ચાલો૦ ૩૦
સિંહાસન ઘટિયા બહુ મન ભાવેરે, ત્યાં પાઘના પેચ ધરાવેરે;

પ્રભુ નવ કાંકરી રમ્યા તે સુહાવે. ચાલો૦ ૩૧
સુરભિ ગાય તણા ખુર નિરખોરે, અરાવત હાથીના પગપખોરે;
શ્રીજીના ચરણચિન્હ જોઇ હર્ખો. ચાલો૦ ૩૨
સિંદૂરી શિલાયે સિંદૂર થાયેરે, શ્રીપ્રિયાજીની માંગ ભરાયેરે;
ત્યાં ગાજની વાજની શિલા કહેવાયે. ચાલો૦ ૩૩
પુંછરી થઇને સુરભિ કુંડ નહિયેરે, ત્યાં રામદાસજીની ગુફા કહીયેરે:
ગોવિંદસ્વામીની કદખંડી જઇયે. ચાલો૦ ૩૪
શ્રીગોવર્ધન પૂજા કરવાનું છે ઠામરે, શ્રીમહાપ્રભુજીની બેઠક સુખધામરે;
ત્યાં ગોપાલપુર છે ગામ. ચાલો૦ ૩૫
ત્યાં છે સાત મંદિર તે કહિયેરે, શ્રીગુસાંઇજીની બેઠકે જઇયેરે:
એ તો નયને નીરખી સુખ પઇયે. ચાલો૦ ૩૬

શ્રીગિરિરાજની પૂજા કરવીરે, ત્યાં સામગ્રી ભોગ ધરવીરે;
સુન્દર શિલા જોઇને અનુસરવી. ચાલો૦ ૩૭
દંડવતી શિલાએ દંડવત કરીયેરે, ત્યાં રૂદ્રકુંડ જઇ જોઇએરે;
દાક ચોગાનમાં ચિત્ત દઇએ. ચાલો૦ ૩૮
ત્યાંથી જાન અજાન વૃક્ષ જઇયેરે, ત્યાં વ્રજભક્તે પુછયું તે કહીયેરે;
ત્યાંથી પ્રભુજી પધાર્યા તે સુખ લઇયે. ચાલો૦ ૩૯

ગુલાલ કુંડમાં ગુલાલ બહુ વરસેરે, તે જોઈ મનડું હરખેરે;
શ્રીમહાપ્રભુની બેઠકે સુખ દરસે. ચાલો૦ ૪૦
વિલછૂ કુંડ કહીએ શુભ નામરે, કદમ ખંડી ગાંઠયોલી છે ગામરે;
એ ગોવર્દ્ધનનાં સર્વે છે ધામ. ચાલો૦ ૪૧
પરમંદરા કૃષ્ણકુંડ ધામરે, ત્યાં શ્રીદામા સખાનું છે ગામરે:
ત્યાં પ્રભુ છાક આરોગ્યા પૂરી હાંમ. ચાલો૦ ૪૨
બદ્રિકુંડ આદી બદ્રિધામરે, નારાયણલીલાનું છે ઠામરે,

અલક ગંગા નદીનું છે નામ. ચાલો૦ ૪૩
નવનીતનો પર્વત રસખાણરે, ઇંદ્રોલીમાં ચોરી ગાય ઇંદ્રે જાણીરે;
ઇંદ્રકુંડ કૂપ ત્યાં વખાણો. ચાલો૦ ૪૪
કામવનની પરિક્રમા કહીએરે, ત્યાં વિમલ કુંડમાં નહીએરે;
લુક લુક આંખ મિચામની જઇએ. ચાલો૦ ૪૫
ચરણ પહાડી ચરણ પ્રભુ ધરિઆરે, વ્રજભક્તને ચક્તિ કરીયારે;
છાક આરોગ્યા હરખ મન ધરીયા. ચાલો૦ ૪૬
નંદબટમાં પ્રભુજી બેઠારે, સુરભિ કુંડમાં નહાવા પેઠારે;
ત્યાં શ્રીમહાપ્રભુની બેઠકે જઇ ભેટયા. ચાલો૦ ૪૭
ત્યાંથી ખિસલની શિલાપર આવ્યારે, વ્યોમાસુરની ગુફા ત્યાં જાવારે;
દૈત્ય મારીને ગાય ગોપ લાવ્યા. ચાલો૦ ૪૮
ભોજન થાલીએ ભોજન કીધાંરે, સખા મંડલીમાં બહુસુખ દીધાંરે;
માનસિકુંડમાં આચમન લીધાં. ચાલો૦ ૪૯
હવે ગામ કહિએ કનવારોરે, ત્યાં પ્રભુ આરોગ્યા કુંડવારોરે;
વ્રજભક્તનાં કારજ સાર્યાં. ચાલો૦ ૫૦
કદમખંડી સુનહરાની સારીરે, ત્યાં રાસ રમ્યા ગિરિધારીરે;
ત્યાં શ્રીમહાપ્રભુજીની બેઠક સુખકારી. ચાલો૦ ૫૧
ચિત્ર વિચિત્ર શિલા શુભ ધામરે. ત્યાં બલદેવજીનો ઉંચો ગામરે;
ત્યાં રાસ રમ્યા બલરામ. ચાલો૦ ૫૨
ત્યાંહાં દેહકુંડનાં સ્નાનરે, ત્યાંહાં સુવર્ણ કેરાં દાનરે;
દ્વિજ જનનાં કર્યાં સન્માન. ચાલો૦ ૫૩
હવે ત્યાંથી જઇએ બરસાનેરે, કરો ભાનોખરનાં સ્નાનરે;
ત્યાં રાજ કરે વ્રખુભાન. ચાલો૦ ૫૪
શ્રીરાધાજી રૂપનિધાનરે, તેઉની અષ્ટ સખી છે સુજાણરે;

તે તો બહુવિધનાં કરે ગાન. ચાલો૦ ૫૫
ત્યાંથી ચોવારી ચોવારી જઇએરે, ત્યાં રત્નકુંડ દોહની કુંડ કહીએરે;
વળી મોહની કુંડ ત્યાં લહીએ. ચાલો૦ ૫૬
માનગઢમાં તે માન મનાવ્યાંરે; દાનગઢમાંતે દાન ચુકાવ્યાંરે;
દધિને માટે નૃત્ય કરાવ્યાં. ચાલો૦ ૫૭
ગેહેવરવન સાંકડી ખોર આવ્યારે, ત્યાંથી પ્રભુજી વનમાં સિધાવ્યારે;
શ્રીમહાપ્રભુજીની બેઠક મન ભાવ્યા. ચાલો૦ ૫૮
વિલાસગઢમાં વિલાસ રાસ કરિયારે, મોરકુટિમાં મોરરૂપ ધરિઆરે;
નૃત્ય કરી શ્રીરાધાનાં મન હરીયાં. ચાલો૦ ૫૯
ત્યાંથી પીરીપોખર ચાલોરે, જઇને સંકેતવનને નિહાળોરે;
શ્રીમહાપ્રભુની બેઠકમાં ચાલો. ચાલો૦ ૬૦
ત્યાંથી સંકેતવનમાં પધાર્યારે, પ્રેમસરોવરે પ્રેમવધાર્યારે;
વ્રજભક્તનાં કારજ સાર્યાં. ચાલો૦ ૬૧
ત્યાં શ્રીગુસાંઇજીની બેઠક છાજેરે, શ્રીમહાપ્રભુની બેઠક ત્યાં બીરાજેરે;
કૃષ્ણકુંડ કદમખંડીમાં ગાજે. ચાલો૦ ૬૨
ત્યાં શ્રીચંદ્રાવલીજીની કુંજરે, ત્યાં ચન્દ્રાવલી છે કુંડરે;
શ્રીગુસાંઇજીની બેઠક રસપુંજ. ચાલો૦ ૬૩
લલિતા વિશાખાના કુંડ જોઇએરે, તેઉની કુંજ જોઇને મન મોહ્યો;
પૂરનમાસી જોઈ સુખ હોય. ચાલો૦ ૬૪
શ્રીજસોદાજીને મંદિર જાવુંરે, ત્યાં શ્રીપ્રભુજીને જોઇ આવુંરે;
ત્યાં પ્રભુજીએ જોયા છે હાઉ. ચાલો૦ ૬૫
ચાલ્યા મધુસૂદનકુંડની વાટેરે, ત્યાં મહિ વલોવ્યાનાં છે માટરે;
ત્યાંછે ચરણ પહાડીનો ઘાટ. ચાલો૦ ૬૬
ત્યાંથી પાનસરોવર આવ્યારે, ત્યાં ગાય વાછડાને જલ પીવરાવ્યારે;

ર કલગીમેં શીશ ફુલ રાજે, કે નંદજીનો છોગોરે. ૩
હું તો લેઇને ગઈતી માથેકે, પાણીડાનો બેડોરે;
મારે છે તેનાં કરાં બાણરે, લાગે છે સનેડોરે. ૪
મૂકો તમે નટવરલાલરે, કાહાન માહારો કેડોરે;
વા ઘોને શ્રીયમુનાજીનાં નીરરે, છોડો મ્હારો છેડોરે. ૫
મારાં ડહાપણ હું સરવે જાણુંરે, નંદજીના લાલારે;
મારા મુખડાની મીઠી મીઠી વાતોકે, છેલ છોગાળારે. ૬
વિઠ્ઠલપ્રભુ પ્રાણ આધારરે, મોહી વ્રજબાલારે;
મારાં સર્વસ્વ તન મન ધનરે, પ્રાણ થકી વહાલારે. ૭

## પદ ૭૩ મું.

સખી નિરખીએ ગિરિધરલાલ, પારણીયામાં ઝુલે શ્રીમદનગોપાળ;
પને કેશ તે પરમ રસાળ, શામળીઆના અંગે ઝગુલે રળીઆમણીરે ૧
યાં તે સાજે શ્રીનંદજીને દ્વાર, રત્ન જડીત બની ઝુમક ચોર;
ી માળા ટંકાઇ તેણીવાર, શુક પીક મોર રમકડાં તૈયાર;
બેઠી લાલને ઝુલાવે, જસોદા માવડીરે લોલ. ૨
ને હળીમળી મંગલ ગાય, નિરખી કમલ મુખ મન હરખાય;
આનંદ ઉર ન સમાય, વસ્ત્રાભૂષણ ને મસ્તકપર દામણીરે લોલ ૩
ત્યાં આવ્યા સંગ લેઈ ગ્વાલ, હરદીને દુધ દધિ છિરકે રસાળ.
ને નાચે છે દેઈ દેઇ તાળ, નંદકે આનંદ ભયો જે કન્હૈયાલાલ
ઠ્ઠલપ્રભુ નિરખી આપે છે વધામણીરે લોલ. ૪

## પદ ૭૪ મું.

વાર વાર મુખડાં જોતી નંદલાલજીનાં વાર વાર. ટેક, ૧
ગળે ગુંજાના હાર મણિમાલા, ચોકી જડાવ છે પોતી. ૨
મસ્તકપર અલકાવલી રાજે, નાકે છે નિર્મલ મોતી, ૨
શ્રીવિઠ્ઠલ પ્રભુ નંગનંગા, પાઘ ઉપરણા ને ધોતી. ૩

## પદ ૭૫ મું.

જ્યાંહાંને રે જોઉં ત્યાં સખી આરે, મારા વ્રજના વહાલા. ટેક.
વેદ પુરાણુમાં લખીયા રે. મા'રા વ્રજના. ૧
પહેરે પિતાંબર પીળાં રે, મા'રા વ્રજના. ૨
વ્રજવનિતા મન મોહેરે, મા'રા વ્રજના. ૩
પાઘડીના પેચ નિહાળો રે, મા'રા વ્રજના. ૪
દર્પણ લઇ મુખડાં નિહાળો રે, મા'રા વ્રજના. ૫
જળ જમુનાની તીરે રે, મા'રા વ્રજના. ૬
મહી લુંટયાં હલધર વીરેરે. મા'રા વ્રજના. ૭
વૃંદા તે વનની વાટેરે. મા'રા વ્રજના. ૮
દાણ માગો છે શેના માટેરે. મા'રા વ્રજના. ૯
તમો તે ક્યાંથી પધાર્યારે, મા'રા વ્રજના. ૧૦
મારા મારગ વચ્ચે વસીઆરે. મા'રા વ્રજના. ૧૧
તમે તો સોળ સહસ્ત્ર નારી વચ્ચે ધસીઆરે. મા'રા વ્રજના. ૧૨
તોયે કહેવાય બ્રહ્મચારીરે. મા'રા વ્રજના. ૧૩
ગોકુળીયે ગૌ ધેનું ચારીરે. મા'રા વ્રજના. ૧૪
તમે તો ક્યાંના દાણીરે. મા'રા વ્રજના. ૧૫
મા'રી નવરંગ ચુંદડી તાણીરે. મા'રા વ્રજના. ૧૬
માધવદાસ જાય બલિહારીરે. મા'રા વ્રજના. ૧૭
લીલા અતિ કુંજબિહારીરે. મા'રા વ્રજના. ૧૮

## પદ ૭૬ મું.

અમે આવ્યાં તમારે આશરે અલબેલાજી;
હવે શું કરીયે જઇ સાસરે અલબેલાજી. ૧
ફેરા તણું ફલ એ મળ્યું અલબેલાજી,

મન ગમતું મુજને મળ્યું અલબેલાજી. ૨
હીરલો લાધ્યો હાથમાં અલબેલાજી.
તમે શોભો સૈયરના સાથમાં અલબેલાજી. ૩
તમારૂં શ્યામળું અંગ અડશોમાં અલબેલાજી;
ગુણવંતીને લાંછન લગાડશોમાં અલબેલાજી. ૪
જો જાણશે મારી માવડી અલબેલાજી;
કાન્હા સાથે પ્રીત શી આવડી અલબેલાજી. ૫
અમે કાજળ આંખમાં આંજશું અલબેલાજી;
તમે નૈણાની ચોટો નાંખોમાં અલબેલાજી. ૬
હુંતો દાન નહિ આપું દોકડો અલબેલાજી;
અમે જવાબ આપીશું રોકડો અલબેલાજી. ૭
હું બ્હીવરાવી બ્હીતી નથી અલબેલાજી,
હું ઓશીયાળી કોઇની:નથી અલબેલાજી. ૮
હું ઓશીયાળી પ્રભુ:તમ તણી અલબેલાજી;
વલ્લભના સ્વામી છો ધણી અલબેલાજી. ૯

## રાગ લાવણી. ધોળ ૭૭ મું.

વ્રજમંડલમેં શ્રીદાઉજી બિરાજે, કરે વ્રજકી રખવારીરે (૨) ટેક.
કરે રખવારી, મહિમા ભારી, સંગ રેવતી પ્યારીજી; દેખો સંગ;
લટપટી પાગ કેસરીયા વાગા, ચંદન તિલક ખોર લગીજી; દેખો ચંદન. ૧
મયુર મુકુટ પીતાંબર સોહીએ, હીરા પટકા રતન જડયો; દેખો હીરા,
કાનન કુંડલ ગલેમેં માળા, હીરા ચિબુક રત્નજડીજી; દેખો હીરા. ૨
પાયન ઝાંઝર, હાથન કડુલા, કુંદની હીરા રત્ન જડીજી; દેખો કુંદની,
વૈષ્ણવ આવે દર્શન પાવે, ભીર ભઈ અતિભારીજી; દેખો ભીર. ૩
હાંડા કરાવે છત્ર ધરાવે, બોલે જે જેકારીજી; દેખો બોલે, ૪

માંખનમીશ્રી ભોગ લગાવે, ભાંગ પીવે અતિ ભારીજી; દેખો ભાંગ. ૫
**પુરૂષોત્તમ** પ્રભુકી છબી નિરખત, ચરણકમલ અનુરાગીજી; દેખો. ૬

### ઘોળ ૭૮ મું.

સખી સોહામણું નંદનું આંગણું રે, પ્રકટયા પૂર્ણ બ્રહ્મ. ૧
ખેલે બાલચરિત્ર બાલમાંરે. તેનો કોઇ ન જાણે મર્મ. ૨
નચાવે નંદરાણી આનંદમાંરે, કાંઇ તાનમાં તાળી લેઇ. ૩
નાચે નાથ વ્રજનારનોરે, કાંઇ થનક થનક થેઈ થેઇ. ૪
વાગે વાજાં વિધવિધનાંરે, કાંઇ ધમકે ઘુઘર માલ. ૫
પહેરી લે'રમાં આછાં આંગલાંરે, કાંઇ નાચતી દોડી તેમ. ૬
ગડે પડે ખાય ગોટીકલાંરે, આનંદમાં ઉભા થાય. ૭
તેનો ભેદ ન જાણે વેદમાંરે, વા'લો માગી માંખણ ખાય. ૮
લીલા લાડકડાની જોઇનેરે, કાંઇ મોહીને રહ્યું મન. ૯
**વલ્લભ**ના સ્વામી રસીયારે, કાંઈ વસીયા મા'રે મન. ૧૦

### ઘોળ ૭૯ મું.

સખી સોહામણું નંદનું આંગણુંરે, કાંઇ મળ્યો ગોપીનો સાથ.
ઉભી લે છે આલિંગન રે, કાંઇ નિત્ય નેમ છે મંન;
વારો વારો માતાજી કા'નનેરે, આતો બહુ કરે ભંજવાડ.
મેલે માંકડલાંની મંડલીરે, કાંઇ ગિરધારી ગોપાલ;
મોટા હોય તો તેને વારીએરે, આતો થઇને છુટે બાળ.
જતન કરીને જાળવજોરે, એને રાખજો ઘેરને ઘેર;
હવે રાખશે નહિ કોઈ સુંદરીરે, એની કરશું રૂડી પેર.
અટકચાળો શો એવડોરે, એને દેખીને શું થાય;
**વલ્લભ**ના સ્વામી રસિયારે, કાંઇ વસીયા ગોકુલ ગામ.

---

આ સિવાય બીજાં બારમાસિક સઘળા ઉત્સવોનાં પદ, કીર્તન જોવાં હોય તેમણે અમારૂં " **વિવિધ ઘોળ તથા પદસંગ્રહ ભાગ ૨ જો** " એ પુસ્તક જોવું.



# પ્રકરણ ૬ ઠું.

## શ્રી આચાર્યજી મહાપ્રભુજીની વધાઈ તથા ધોળ.

### રાગ દેવગંધાર. પદ ૧ લું.

આજ જગતિ પર જય જયકાર.
પ્રકટ ભયે શ્રીવલ્લભ પુરુષોત્તમ, વદન અગ્નિ અવતાર. ૧

ધન્ય દિન માધવ માસ એકાદશી, કૃષ્ણપક્ષ રવિવાર;
શ્રીમુખ વાક્ય કલેવર સુંદર, ધર્યો જગમોહન માર. ૨

શ્રીભાગવત આત્મ અંગ જીનકે, પ્રકટ કરણ વિસ્તાર;
દુંદુભિ દેવ બજાવત ગાવત, સુરવધુ મંગલ ચાર. ૩

પુષ્ટિ પ્રકાશ કરેંગે ભૂપર, જનહિત જગ અવતાર;
આનંદ ઉમગ્યો લોક તિહુંપુર, જન ગિરિધર બલહાર. ૪

### પદ ૨ જું.

પ્રકટે કૃષ્ણાનન દ્વિજરૂપ,
માધવ માસ કૃષ્ણ એકાદશી, આયે અગ્નિ સ્વરૂપ. ૧

દૈવી જીવ ઉદ્ધારણ કારણ, આનંદમય રસરૂપ,
**વલ્લભ** પ્રભુ ગિરિધર પ્રભુ દોઉ, તેઈ એઇ એક સ્વરૂપ. ૨

## પદ ૩ જું.

સુનોરી આજ નવલ બધાયો હે.
શ્રીલક્ષ્મણગૃહ પ્રકટ ભયે હેં, શ્રીવલ્લભ મન ભાયો હે. ૧
બાજત આવજ ઢોલક મહુવર, ધન જ્યોં ઢોલ બજાયો હે;
કોકિલ કંઠ નવલ વનિતા, મિલ મંગલ ગાયો હેં. ૨
હરદિ તેલ સુગંધ સુવાસિત, લાલન ઉબટ ન્હવાયો હે;
નખ શિખલોં આભૂષણ ભૂષિત પીતાંબર પહરાયો હે. ૩
અસન વસન કંચન મણિ માણિક, ઘર ઘર યાચક પાયો હે;
શ્રીવિઠ્ઠલ ગિરિધર કૃપાનિધિ, પલનામાંજ ઝુલાયો હે. ૪

## રાગ બિલાવલ. પદ ૪ થું.

શ્રીલક્ષ્મણગૃહ આઇ નવનિધિ. ટેક.
પ્રકટે જાન પૂરન પુરૂષોત્તમ, દ્વાર બુહારત ફિરત અષ્ટ સિદ્ધિ. ૧
બજત નિશાન ભેર સહેનાઈ, દેખિયત તહાંઇ સકલ રિદ્ધિ.
સગુણદાસ પ્રભુ જન્મ શ્રવણ સુન, દેખન કારણ આયે હર વિધિ. ૨

## પદ ૫ મું.

આયે દેવ વિમાનન ચઢ ચઢ.
મહામહોત્સવ દરશ કરનકોં, એક એકતેં આગેં બઢ બઢ. ૧
બિન ગિરધર ઇન સબ કોઉ નાહીં, કહો કોઉ બાતેં કછુ ગઢ ગઢ;
સગુણદાસ પ્રભુ જન્મ શ્રવણ સુન, દેત આશીષ મુનિ મંત્રન પઢ પઢ. ૨

રાગ આસાવરી. પદ ૬ ઠું.

માધવમાસ એકાદશી શુભદિન, શ્રીલક્ષ્મણ કુલ આયે હો,
નંદનંદન જાસેં કહિયત સો દ્વિજવરરૂપ કહાયે હો. ૧
બાલકલીલા વ્રજમેં કીની, સોઈ આય ફિર કીને હો;
યશોમતિ જો સુખ પાવત, સોઇ ઇલંમાકો દીને હો. ૨
બકી વિદારણ તબહી કીનો, અબે અવિદ્યા ગમાયે હો;
શકટ વિભંજન વ્રજમેં કીનો, અબ સંસાર નસાયેહો. ૩
તૃણાવર્તકોં મારે તબહી, અબ જન ભ્રમ મિટાયેહો,
નામકરણ તબ દ્વિજવર દીનોં, અબે અભયપદ પાયો હો. ૪
ચોરી કરી મન હર્યોજુ તબહી, અબ અનન્ય જન કીને હો;
તબ કુબેરસુતકોં ગતિ દીની, અબ વિષયિનકોં ગતિ દીને હો, ૫
તબ ધેનુક ગર્દભહી માર્યો, અબ માયાવાદ નિવાર્યો હો;
તબ કાલિયવિષધર વશ કીનો; અબ દુર્બુદ્ધિ પ્રહાર્યો હો. ૬
સખાસંગ વ્રજ ફેરે વનમેં, અબ ભવદુઃખ જો ટાર્યો હો;
પૃથ્વી પરિક્રમા અબ કરિ પ્રભુ, સબ અનર્થકો માર્યો હો. ૭
તબ દાવાનલ દુઃખ હરે અબ, ભવકે તાપ નસાયે હો;
તબ પ્રલંબ હત કિયો દુષ્ટમતિ, અબ સબ કપટ મિટાયે હો. ૮
વેણુનાદકર તબ વશ કીને, અબ ભાગવત વિચારે હો;
તબ વ્રજભક્તનકોં ફલ દીનો, અબ અન્યાશ્રયતેં ટારે હો. ૯
દ્વિજપત્નીકો લિયો તબહી અન્ન, અબ નિજજનકો સુખ દીયો હો;
ગોવર્દ્ધન તબહી કર ધાર્યો અબ, જગત ઉદ્ધારણ કીયો હો. ૧૦
રાસ રસિક સુખ ગોપીનકોં તબેં, બહુ વિધકર સુખ દીનોહો;
ભજનાનંદ બતાયકેં અબ; શ્રુતિ સ્મૃતિ દૃઢ કીનો હો. ૧૧
યહ વિધ ક્રીડા કરી મહાપ્રભુ, સબજન શુભપદ પાયો હો:
શ્રીવલ્લભપદ રજ મહિમાતેં, જન ગોવિંદ યશ ગાયો હો. ૧૨

## રાગ જેતશ્રી. પદ ૭ મું.

પ્રકટયા એમા શ્રીવલ્લભદેવ,
શ્રીલક્ષ્મણભટ ગૃહ હેં વધાઇયાં, મંગલ સુહેલરા. ૧
ગાવે એમાં ગીત રસાલ, સબે સુહાગિનિ આઇયાં. ૨
બ્રાહ્મણ એમા વેદ પઢાય, દેત અશીષ સુહાઇયાં. ૩
મોતિન એમા ચોક પુરાય, બંદનવાર બંધાઇયાં. ૪
ઘર ઘર એમા મંગલચાર, ધ્વજા કલશ ફેહેરાઇયાં. ૫
દેવન એમા દુદુંભિ બજાય, પોહોપ અંજુલી બરખાઇયાં. ૬
દિને એમા બહુ વિધ દાન, નરનારી પેહેરાઇયાં. ૭
ધન્ય ધન્ય એમા એલંમાગારૂ, આશા સબે પુજાઇયાં. ૮
સબદિન એમા સુખ સંપત્તિરાજ, હરિજીવન મન ભાઇયાં. ૯

## રાગ સારંગ. પદ ૮ મું.

કાંકરવારે તૈલંગતિલક દ્વિજ, વંદો શ્રીમદલક્ષ્મણનંદ.
શ્રીવ્રજરાજશિરોમણિ સુંદર, ભૂતલ પ્રકટે વલ્લભચંદ. ૧
અબગાહત શ્રીવિષ્ણુસ્વામિપંથ, નવધાભક્તિ રત્ન રસકંદ;
દર્શનહી પ્રસન્ન હોત મન, પ્રકટે પૂરણ પરમાનંદ. ૨
કીર્તિ વિશદ કહોંલોં વરણો, ગાવત લીલા શ્રુતિ સુર છંદ;
સગુણદાસપ્રભુ ષટગુણસંપન્ન, કલિજન ઉદ્ધરણ આનંદ કંદ. ૩

## પદ ૯ મું.

શ્રીલક્ષ્મણગૃહ મહામંગલ ભયો, પ્રકટે શ્રીવલ્લભ પૂરણકામ;
માધવમાસ કૃષ્ણપક્ષ શુભ લગ્ન ઉદિત એકાદશી દુસરો યામ. ૧
મંગલ કલશ ચોક મોતિનકે, વિવિધ વિચિત્ર ચિત્ર બને ધામ;
મંગલ ગાવત મુદિત માનિની, નખશિખ રૂપ કામસી વામ. ૨
મિટગો તિમિર દુ:ખદંદ જગતકો, ભોર ભયો માનોં મિટ ગઇ યામ;
માણેકચંદ પ્રભુ સદા બિરાજો, આય વસો શ્રીગોકુલ ગામ. ૩

પદ ૧૦ મું

ભક્તિસુધા બરખનકી પ્રકટે, શ્રીવલ્લભ દ્વિજરાજ;
માઘોમાસ કૃષ્ણ એકાદશી, પિય પુનીત દિન આજ. ૧
કરૂણાવંત અતુલ્લ સુખસાગર, સંગ લિયે સકલ સમાજ;
બંધુ કુમુદ અનુચર ચકોરકે, ભયે મનોરથ કાજ. ૨
આનંદરૂપ જગતકે ભૂષણ, લસત સજ્જન શિરતાજ;
**વિષ્ણુદાસ** ગુણ ગણિત થકિત ભયે, પંડિત પાવત લાજ. ૩

પદ ૧૧ મું.

કેસરકી ધોતી પહેરેં કેસરિ ઉપરના ઓઢે,
તિલક મુદ્રા ધરે બૈઠે શ્રીલક્ષ્મણભટ્ટ ધામ.
જન્મ ઘોસ જાન જાન અદ્ભૂત રુચિ માનમાન,
નખશિખકી શોભા ઉપર વારોં કોટિ કામ. ૧
સુંદરતા ધનિકાઇ તેજ પ્રતાપ અતુલતાઇ,
આસપાસ યુવતિજન કરતહેં ગુનગાન,
**પદ્મનાભ** પ્રભુ વિલોક ગિરિવરધર વાગધીશ,
યહ અવસર જે હુતે તે મહાભાગ્યવાન. ૨

પદ ૧૨ મું.

શુભ વૈશાખ કૃષ્ણ એકાદશી, શ્રીવલ્લભ પ્રભુ પ્રકટ ભયે;
દૈવી જીવન કે ભાગ્ય વિસ્તરે, નિરખત તનકે તાપ ગયે;
પુષ્ટિભક્તિ રસ નિજ દાસનકોં, અતિ ઉદાર મન દાન દયે;
**માણિકચંદ** હીયે વસો નિરંતર, શ્રીવલ્લભ આનંદમયે.

રાગ નટ. પદ ૧૩ મું.

જો પેં શ્રીવલ્લભ ધરતે ન રૂપ,
અર્થ શ્રી ભાગવતકો કહિ શકતો, પતિત પરતે સબ કૂપ. ૧

અધ ગજવન વપુ વસન ન પાવત, નામ સૂનત મૃગ ભૂપ;
વિષ્ણુદાસ ચરણન છાયા તર, અકુલાનો ભવ ધૂપ.

### રાગ ગોરી. પદ ૧૪ મું.

નાતર લીલા હોતી જુની.
જો પેં શ્રીવલ્લભ પ્રગટ ન હોતેં, વસુધા રહેતી સુની. ૧
દિન દિનપ્રતિ નઇ નઇ છબિ લાગત, જ્યોં કંચન નગ ચૂની;
સગુણદાસ યહ ધરકો સેવક, યશ ગાવત જાકો મુનિ. ૨

### રાગ કાન્હરો. પદ ૧૫ મું.

આજ પ્રકટ ભયે શ્રીવલ્લભરાજ;
સુત મુખ નિરખત અતિ મનહિ મન, ફુલે શ્રીલક્ષ્મણભટ્ટ દ્વિજરાજ. ૧
મંગલ કનક કલશ ધર નારી. લાઇ સબ મંગલકો સાજ;
દેત દાન કંચન મણી માણેક, પૂરે સબકે મનકે કાજ. ૨
નાચત ગાવત કરત કુલાહલ, ગિનત નહિ મન રાજા રાય;
શ્રીવ્રજપતિ પિય સદા બિરાજો, દાસરસિક જહાં બલ બલ જાય. ૩

### પદ ૧૬ મું.

શ્રીલક્ષ્મણગૃહ પ્રકટ ભયેહેં, શ્રીવલ્લભ પરમાનંદરૂપ,
બ્રહ્મવાદ ઉદ્ધારણ કારણ, ગોપીપદ પતિ રતિ પતિ ભુપ. ૧
મહાભાગ્ય પૂરણ દૈવી જન, જીનકે હિત અવતાર લિયો;
પ્રકટ અમલ દેખત નિજજનકો, માયામતકો તિમિર ગયો, ૨
અપને દીન જાન કરૂણામય, વચનામૃત પોખે સંતન સબ;
નંદરાયકી ફેરિ દિખાઇ, ગિરિધરકી લીલાહી જે તબ. ૩

### રાગ બિહાગ. પદ ૧૭ મું.

પ્રકટ વ્હે મારગ રીતિ દિખાઇ.
પરમાનંદ સ્વરૂપ કૃપાનિધિ, શ્રીવલ્લભ સુખદાઇ. ૧

કર શ્રૃંગાર ગિરિધરન લાલકો, જબ કર વેણુ ગહાઇ;
લે દર્પણુ સન્મુખ ઠાડે બ્હૈ, નિરખ નિરખ મુસકાઇ. ૨
વિવિધ ભાંત સામગ્રી હરિકોં, કર મનુહાર લિવાઇ;
જલ અચવાય સુગંધસહિત, મુખ બીરી પાન ખવાઇ. ૩
કર આરતી અનોસર પટ દે, બેઠે નિજ ગૃહ આઇ;
ભોજન કર વિશ્રામ છિનક લે, નિજ મંડલીજુ બુલાઇ. ૪
કરત કૃપા નિજ દૈવીજીવનપર, શ્રીમુખ બચન સુનાઇ;
વેણુગીત પુન યુગલગીતકી, રસ બરખા બરખાઇ. ૫
સેવા રીત પ્રીતિ નિજજનકી, જનહિત જગ પ્રકટાઇ,
દાસ શરણુ હરિ વાગધીશકી, ચરણુ રેણુ નિધિ પાઇ. ૬

### પદ ૧૮ મું.

પ્રકટે શ્રીવલ્લભ સુખરાશી,
પ્રાચી દિશા જ્યાં ચંદ્ર પ્રકટ હોઇ, ત્યાં શ્રીઅંગ પ્રકાશી. ૧
દેખ સ્વરૂપ રતિપતિ લાજતહેં, મોહિ સબ સુરવનિતા;
ભક્ત ચકોર મગ્ન રસ પીવત, તન શુદ્ધિ કોઉ ન જનિતા. ૨
બ્રહ્મવાદ દઢ ભૂપર કરકે, દુષ્ટન મતિકી વિદાર;
ગજગતિચાલ નિરખ વલ્લભકી ભીમ કીયો બલહાર. ૩

### ધોળ ૧૯ મું.

શ્રીલક્ષ્મણુ સુતને હું નમું, ને કરૂં તે પ્રણામ;
વાણી તે મુજને આપજો, જેમ ગાઉ જશ વિસ્તાર, ૧
મનમાં તે આનંદ અતિ ઘણો, મુખડે કહ્યો નવ જાય;
કૃપા હોય જો તમ તણી, તો દાસ કાંઇક ગાય. ૨
શ્રીલક્ષ્મણુભટ્ટજી તાત એમના, શ્રીઇલંમાજી માત;
પ્રકટ લીલા તમ તણી, સાંભળો કહું એક વાત. ૩

શ્રીલક્ષ્મણભટ્ટજીના સ્વપ્નામાં શ્રીજી પધાર્યા ઘેર;
બિશ્વાધાર તમ ઘેર પ્રકટશે, તેની કરજો પેર. ૪
કાશીએ જાઓ વેગે કરી, શ્રીઇલંમાજી લેજો સાથ;
પૂર્ણ પુરુષોત્તમ પ્રકટશે, માર્ગમાં એ નાથ. ૫
સાત વર્ષ અહીંયાં રહો, તોયે ન પ્રકટ થાય;
ગર્ભવંતાં દુઃખ પામશે, શ્રીઇલંમાજી માય. ૬
વચન લઇ માથે ચડાવ્યું, પ્રભુ તમે કહો છો સત્ય;
તમારૂં કહેવું સત્ય છે, અમારે ચાલવું નિરધાર. ૭
ત્યાંથી વહાલોજી પધારીયા, માળા તે આપી એ;
એક કંઠી કંઠ ધરી, બીજી જપ કરવાની જેહ. ૮
ભક્તિ સુંદરી ને ભાવરૂપી, મણિકા એકસો ને આઠ;
એ માળા નિત્ય ફેરવવી, ગ્રંથનો કરવો પાઠ. ૯
ઉપરણો શ્રીઅંગનો શ્રીજીએ આપ્યો સાર;
તે વસ્ત્ર લેઇ ઓઢાડજો, બાલકને વળી ત્યાંય ૧૦
નેત્ર ઉઘાડીનેજોયું, દીઠાં વસ્ત્ર અમૂલ્ય;
સ્વપ્નું અમારૂં સત્ય છે, હવે ચાલવું નિરધાર. ૧૧
ત્યાંથી પ્રભુજી પધારીયા, ચંપારણ્ય રહ્યું ગાઉ ચાર;
રાતે રસોઇ ત્યાં કરી, મનમાં કરી વિચાર. ૧૨
શ્રીકૃષ્ણજી ને શ્રીપ્રિયાજી બેઉ, સુંદરી સૌ સાથ;
બેઉને દર્શન આપીયાં, મળ્યા સ્વપ્નામાં એ નાથ; ૧૩
તંબોળ લઇ શ્રીપ્રિયાજીએ આપ્યું, જન્મ ઘુંટી બાળ;
રસના વળશે તે તણી, બીજી વાણી તણો નહિ પાર. ૧૪
પ્રાકટ્ય શ્રીવલ્લભ દેવનું, આનંદ કહ્યો નવ જાય;
દેવલોકે દુંદુભિ વાગીયાં, પુષ્પની વૃષ્ટિ થાય. ૧૫

પ્રકટ થઈ પરાક્રમ કીધાં, વળી આનંદ છે અપાર;
નામનિવેદન આપીને, કર્યો પુષ્ટિ અંગીકાર. ૧૬
સેવા વિવિધ કરી શીખવી, ભક્તની પૂરી આશ;
જુગ જુગ જીવો માહરા વહાલમા, બલિહારી તે માધવદાસ. ૧૭

ધોળ ૨૦ મું.

શ્રીલક્ષ્મણ ઘેર આજરે વધામણાં;
પ્રકટયા શ્રીવલ્લભરાયરે, સૈયર સૌ દીજીયે વધામણાં. ૧
પ્રથમ શ્રીનંદ ઘેર પ્રકટીયા વધામણાં, દ્વિતીયે દ્વિજવર અવતારરે. ૨
પંદરસેં પાંત્રીસ સંવતે વધામણાં, મધ્યાહ્ન સમે સુખરાશિ રે. ૩
વૈશાખ વદી એકાદશી વધામણાં, શુભ નક્ષત્ર શુભ વાર રે. ૪
ચંપારણ્ય સોહામણું વધામણાં, અગ્નિનો કુંડ ધન્ય ધન્ય રે. ૫
બાળસ્વરૂપે મધ્ય કુંડમાં વધામણાં, ચરણ અંગુષ્ઠ મુખ માંય રે. ૬
દેવનાં તે દુંદુભિ વાગીયાં વધામણાં, પુષ્પની વૃષ્ટિ થાયરે. ૭
માતે દીધા તાતના ઉછંગમાં વધામણાં, વર્ત્યો છે જય જયકાર રે. ૮
શ્રીલક્ષ્મણ તાત આનંદીયા વધામણાં, હરખ્યાં શ્રીઇલંમાજી માતરે. ૯
ધાઇને તે નંદ ઘેર આવીયાં વધામણાં, નાળ વધેરવાને કાજરે. ૧૦
ધાઇને તે પુત્ર લીધા ગોદમાં વધામણાં, મુખચુંબન છૂટી દુધ ધાર રે. ૧૧
શ્રીજીનો કેસરી ઉપરણો વધામણાં, કંઠીને ચર્ચિત ઓગાળ રે. ૧૨
રત્નજડિત કેરે પાલણે વધામણાં, ઝુલાવે શ્રીઇલંમાજી માત રે. ૧૩
નંદ યશોદાજી આવીયાં વધામણાં, ગોપી ગ્વાલ સકલ સમાજરે. ૧૪
એક નાચે ને ફરે ફુદડી વધામણાં, ગોરસની મચીયેલ કીચ રે. ૧૫
એક ગાયે ને સર્વે ઝીલતાં વધામણાં, મંગલ વધાઇ રસાલ રે, ૧૬
કદલીના સ્થંભ રોપાવીયા વધામણાં, તોરણ બાંધ્યાં છે દ્વાર રે, ૧૭
મોતીના ચોક પુરાવીયા વધામણાં, કુંકુંમ કેસર સાર રે. ૧૮

નામકરણ ગર્ગમુનિએ કર્યો વધામણાં, શ્રીવલ્લભ આચાર્ય સુખરાશિરે ૧૯
નામસમર્પણ આપીયાં વધામણાં, કરગ્રહી સોંપ્યા છે નિજ નાથરે.૨૦
ગૂઢ સ્વરૂપે નિજ સ્વામિની વધામણાં, નરદેહ ધરી છે અમ કાજરે. ૨૧
અંગીકૃત જન સર્વે જાણશે વધામણાં, વિમુખને એ રસ દૂર રે. ૨૨
અમૃત કલ્પવૃક્ષ દ્રુમ ફળ્યો વધામણાં, શાખા પત્ર ફલ રસરૂપરે. ૨૩
આપ સેવે ને સેવા શિખવે વધામણાં, શ્રંગાર ભોગ પ્રકાર રે. ૨૪
આપ ચરણ રજ કિંકરી વધામણાં, જન્મો જન્મની હું દાસરે. ૨૫
ગાય શિખે સુણે સાંભળે વધામણાં, હોય શ્રીવ્રજમાં વાસ રે. ૨૬

## ધોળ ૨૧ મું.

શ્રીલક્ષ્મણભટ્ટજીનું ધામરે, દીસે અતિ સુખકારી;
કાકરખંભાગામરે, તે ઉપર જાઉં વારી. ૧

છે તૈલંગા બ્રાહ્મણરે, મહાયુગ પવિત્ર જાણો;
એમના કુલ મધ્યેરે, શ્રીવલ્લભ પ્રકટયા જાણો. ૨

શ્રીવલ્લભ ગુણ ગાઉરે, આનંદ પ્રેમ ભરી; ૩
તૈલંગકુલમંડનરે, શ્રીલક્ષ્મણ તાત સહી;
શેષનાગ સરીખારે, જેહને મુખ સહસ્ત્ર ફણી. ૪

તે તો પાર ન પામ્યારે, લીલારસસિંધુ તણી;
અગ્નિકુંડ પ્રકટયારે, તે લીલા ન જાય કહી. ૫

અગ્નિ મધ્યે રમતારે, માતાજીએ દીઠા જ્યારે;
એ છે સુત માહારારે, ધાઇને આવ્યાં ત્યારે. ૬
અગ્નિએ માર્ગ દીધોરે, માતાજીને આવ્યાં જાણી;
બેઉ કર સાહીનેરે, કુંવરને લીધા તેડી. ૭
અમરાપતિ જુએરે, રત્ન વિમાન ચડી,

દેવદુંદુભિ વાજેરે ચહુંદીશ લાગી ઝડી. ૮
સુરવનિતા સહુકોરે, જોવાને આવ્યાં મળી;
અંજલિ ભરી ભરીનેરે, કે પુષ્પની વૃષ્ટિ કરી. ૯
સેવકસુખ સારૂરે, કે કરૂણાસિંધુ ભરી;
ફરી વ્રજ પ્રકટયારે, કે દ્વિજ વર રૂપ ધરી. ૧૦
એ શોભા જોઇનેરે, કહે હરિદાસ ફરી;
વ્રજમાં વાસ આપજોરે, કે વિનંતિ ચિત્ત ધરી. ૧૧

## પદ ૨૨ મું.

જીરે વૈશાખ વદી એકાદશી રે, જીરે શ્રીવલ્લભજી પધરાવ્યાની પેરરે;
શ્રીલક્ષ્મણભટ્ટ ઘેર સોહલોજી ૧
જીરે શ્રીએલંમાજીએ મનમાં વિચારીયુંરે,જીરે સુતને પધરાવીએ ઘેરરે;શ્રી. ૨
જીરે અગ્નિકુંડે માર્ગજ આપીઓરે, જીરે બેઉ સ્તને વહેછે પયની ધારરે.૩
જીરે નિજજન સરવે ઉદ્ધારવારે, જીરે ભક્તિનો કીધો ઉપદેશ રે. શ્રી ૪
જીરે બ્રહ્મસંબંધ કરાવીઆં રે; જીરે સેવા કરાવી છે પ્રીતરે. શ્રી ૫
જીરે પુષ્ટિમાર્ગની વિવિધ ગતિરે, જીરે કોને તે નવ કહેવાય રે. શ્રી ૬
જીરે એવા તે કુલમાં શ્રીકૃષ્ણ પ્રકટિયારે, જીરે અઢળક શ્રીવલ્લભરાયરે. શ્રી ૭
જીરે નિઃસાધન જનહિત એ પ્રભુરે, જીરે પ્રકટ દેખાડી છે રીતરે. શ્રી ૮
જીરે એહુના કારણ હરિએ દેહ ધરીરે, જીરે તેમાં તે સંશય નહિ લગારરે.૯
જીરે અધમ તે જીવ ઉદ્ધારવારે, જીરે શ્રીવલ્લભ શ્રી વિઠ્ઠલેશરે. શ્રી ૧૦
જીરે એઉના ચરણકમલ સેવીએરે, જીરે છાંડીએ સકલ કલેશરે. શ્રી ૧૧
જીરે હરિદાસ શોભા પ્રભુની નિરખતાંરે, જીરે ચરણકમલ ધરી ધ્યાનરે. ૧૨

## ધોળ ૨૩ મું.

શ્રીમદ્દવલ્લભ આજ પ્રકટ હુવારે, કૃષ્ણાનન દ્વિજવર અવતાર. ૧
તાત શ્રીલક્ષ્મણભટ્ટ અતિઆનંદ ભર્યારે; ધન્ય ધન્ય માત ઇલ્લમાગારુ.૨

માધવ માસ કૃષ્ણ એકાદશીરે, શુભ દિન શુભ નક્ષત્ર શુભ વાર. ૩
દૈવી જીવ અનેક ઉદ્ધારવારે, પૂર્ણ બ્રહ્મ પ્રકટયા નિર્ધાર. ૪
રાસરમણલીલા રસ રંગ ભર્યારે; સદા મન પ્રસન્નવદન રસરૂપ. ૫
શ્રીભાગવતપ્રતિપદમણિવરભૂષિતારે, રાજત સકલ શૃંગાર અનૂપ. ૬
ચરણકમલની શોભા શી કહુંરે, ઝગમગ દશ નખ ચંદ્રપ્રકાશ. ૭
ચરણકમલ કોમલ અતિ શોભિતારે, વૈષ્ણવજન શિર સદાનિવાસ. ૮
લલિત જુગ જુગ જગ સોહ્યામણાંરે, પૂરણ વેદ સકલ શુભ સાર. ૯
નાભિ ગંભીર વલિત રોમાવલીરે, શું કહું શોભાનો નહિ પાર. ૧૦
વિશદ ઉરઃસ્થળ પર મુક્તાવલીરે, યજ્ઞોપવીતની કાન્તિ અપાર. ૧૧
તીનરેખા ગ્રીવા સુંદર બનીરે, સોહિયે તુલસીની માળ સુધાલ. ૧૨
જુગ ભુજ દંડ અજાન અવિલંબિતારે, આપે ભક્ત અભયપદ દાન. ૧૩
સુંદર હસ્તકમલ લટકે કરીરે, કરે ભક્તને નાના ઉપદેશ. ૧૪
ચિબુક નાસા અધર અતિ મોહનીરે, અદભૂત ગોળ કપોલ સુભાલ. ૧૫
નેત્રકમલ ભ્રકુટી રળીઆમણીરે, કૃપાદષ્ટિ અવલોક વિચાર. ૧૬
વિશાળ ભાલ બીચ તિલક સોહ્યામણાંરે, કેશ અંબોડો ક્ર્યો સુઢાર ૧૭
કેસરીયા ધોતી ને ઉપરણારે, જય જય શ્રીલક્ષ્મણસુત મહારાજ. ૧૮
છોકર લેહેકે બેહેકે માધુરીરે, બિરાજે શ્રીગોવિંદ ઘાટ સમાન. ૧૯
વૈષ્ણવનાં મન અતિ આનંદ ભર્યારે, કરે વિવિધ મંગલ જશગાન ૨૦
બાજે તાલ મૃદંગ ગતિભેદશુંરે, વીણા તાનમાન બંધાન. ૨૧
ગોકુલ ઘરઘર અતિઆનંદ બહુરે, ભૂતલ વર્ત્યો જય જયકાર. ૨૨
જયજયજય કરી બોલે સૌ મલીરે, ઉચ્ચરે શ્રીલક્ષ્મણસુત ગાન. ૨૩
એ લીલા નિત્યપ્રતિ મનમાં વસોરે, જન્મોજન્મ આપો વ્રજવાસ. ૨૪
શ્રી વલ્લભગુણ ગાઉં પ્રેમશું રે, વ્રજાધીશ મન સદા હુલ્લાસ. ૨૫

## ઘોળ ૨૪ મું.

જીરે તમો શ્રીવિઠ્ઠલનાથજીના તાત; પ્રીતે શું પ્રણમુંજી;
તમો જીવોરે સોહ્યામણા નાથ પ્રભુ તમને નમુંજી. ૧
પધાર્યા શ્રીલક્ષ્મણ ઘેર વપુલીલા ધરીજી;
કલિજીવની કરવા પેર કરૂણા નિજ કરીજી. ૨
વિચારીજી અદ્‌ભુત વાત જગત ઉદ્ધારવાજી;
ભવસિંધુમાં થાતાંજી પાત જીવ નિસ્તારવાજી. ૩
સોહ્યામણા માધવમાસ વદ વૈશાખમાંજી;
કરંતાજી શુકપિક વાત આંબા શાખમાંજી. ૪
જીરે વદ પક્ષ વ્રત દિન સાર તિથિ એકાદશીજી;
આ દેવ પુરોહિત વાર લીલા મન વસીજી. ૫
આ ગગને દુંદુભિનાદ થાતાં સુરપતિજી;
ગાવંતાજી મધુરે સુર ગાન તે સુંદરીજી. ૬
અનુપમ રૂપ અગાધ શોભા સિંધુનીજી;
આ કારણ દૈવી કહાય બ્રહ્મસંબંધનાંજી. ૭
શ્રીવલ્લભ ધરીયાં નામ શ્રીવલ્લભ સર્વનેજી;
આ વારૂજી કોટિક કામ હરતા ગર્વનેજી. ૮
સ્વરૂપ ને સેવા દાન લીલામાં વર્યાજી. ૯
ઉપાસિક ભક્ત અનેક પદરજ જેહનાજી;
આ તે પ્રભુ પામીએ કેમ પ્રીત ને સ્નેહમાંજી. ૧
મારા વહાલા શું **માધવદાસ** માગે વળી વળીજી;
મુને આપો શ્રીવ્રજમાં વાસ એ સુખ ક્યાંઇ નહિજી. ૧

## ઘોળ ૨૫ મું.

શ્રીલક્ષ્મણભટ્ટજીને ઘેર એ કુલ દીવોરે,
ભલે પ્રકટ્યા શ્રીવલ્લભરાય એ ઘણું જીવોરે. ૧

એમના સુત છે બેઉ અતિશય રૂડારે,
નહિ નામે એમને શીષ તે જન કુડારે. ૨
શ્રીઅંકાંજી કૂખે અવતર્યા સુખકારીરે,
શ્રીગોપીનાથ શ્રીવિઠ્ઠલનાથ એ પરવારીરે. ૩
બલદેવ શ્રીગોપીનાથજીને જાણોરે;
શ્રીકૃષ્ણ શ્રીવિઠ્ઠલનાથ એ વ્રજરાણોરે. ૪
શ્રીપુરુષોત્તમજીને પ્રેમ ધરીને ગાયરે,
તેના જન્મો જન્મનાં પાપ સર્વે જાયરે. ૫
શ્રીવિઠ્ઠલનાથજીના સાત કુંવર સુખદાતારે,
કલિયુગમાં પુષ્ટિપ્રકાશ કરે વિખ્યાતારે. ૬
શ્રીગિરિધરજી ગુણવંત સહુને ગમતારે,
જઇ જુવો શ્રીજી નવનીતપ્રિયાશું રમતારે. ૭
શ્રીમથુરાનાથ મનોરથ પૂરે મનનારે,
સમરો શ્રીનટવરલાલ જાય દુઃખ તનનારે. ૮
શ્રીગોવિંદરાયજી રસમગ્ન રસ ભરી નિરખોરે,
એમને મંદિરે શ્રીવિઠ્ઠલેશરાય જોઇ જોઈ હરખોરે. ૯
શ્રીબાલકૃષ્ણજી કૃપા કરીને સુખ આપોરે,
શ્રીદ્વારિકાંનાથજીનાં રૂપ હૃદયમાં સ્થાપોરે, ૧૦
શ્રીવલ્લભ ગોકુલનાથે સેવ્યા ગિરિધારીરે;
જેણે રાખ્યો માલાપ્રસંગ તે પરવારીરે. ૧૧
શ્રીરઘુપતિજી છે રૂડા જોઇને મન મોહેરે,
એમને મંદિર શ્રીગોકુલચંદ્રમાજી સોહેરે. ૧૨
શ્રીજદુપતિજી છે જુગતે જોવા જેવારે,
એમને મંદિર શ્રીબાલકૃષ્ણજી કેરી સુંદર સેવારે. ૧૩

શ્રીઘનસ્યામ પૂર્ણકામ એ ઘણું રસીયારે,
શ્રીમદનમોહનજી મહારાજ મહારે મન વસિયારે. ૧૪
એ શોભા જોઇ હરિદાસ જાય બલિહારીરે,
એ લીલા ગાજો નિત્ય નરને નારીરે. શ્રીલક્ષ્મણ. ૫

## ધોળ ૨૬ મું.

આજ મહારે આનંદ ઉર ન સમાયજી, પ્રકટયા શ્રીવલ્લભરાજ સુકુમારજી. ૧
ભૂતલભાગ્યતણો નહિ પારજી, દૈવીતે જીવનો કરવા ઉદ્ધારજી. ૨
મંદિર માંહે તે ચોક પુરાયજી, તોરણ બારણીએ બંધાયજી. ૩
હુંએ કરૂં વિધવિધના શૃંગારજી, હરખે તેડાવું તે સૈયર સાથજી; ૪
નાચું ગાવું તાલી પાડું હાથજી, કોને કહું કહ્યું તે નવ કહેવાયજી. ૫
છબિપર જન રસિક બલિ જાયજી, આજ મારે આનંદ ઉર ન સમાયજી. ૬

## ધોળ ૨૭ મું.

શ્રીલક્ષ્મણસુતનેરે હેલી, એમને નિરખું સર્વે પહેલી. ૧
એમના ગુણનેરે ગાશે; તેહના ભવનો ફેરો જાશે; ૨
સુત ગોપીનાથ શ્રીવિઠ્ઠલ જાયા, જાણીએ કલ્પવૃક્ષની છાયા. ૩
પ્રકટયા દૈવીજીવ અધિકારી, મુખ છબી ઉપર જાઉં બલિહારિ. ૪
મારૂં ચિત્તડું એશું બાંધ્યું, એમની ચરણકમલ રજ માગું, ૫
ચરણે રાખો શ્રીવલ્લભનાથ, મહારે મસ્તક ધરજો હાથ. ૬
શ્રીમહાલક્ષ્મીજી મહાવર આપો, મારા ભવનાં બંધન કાપો. ૭
પૂરવા સેવક જનના કોડ, એમને સાતકુંવરની જોડ. ૮
સાતે કુંવરે છેરે એવા, સાતને સપ્તસ્વરૂપની સેવા. ૯
શ્રીગોવર્દ્ધનનાથજીરે બિરાજે, સેવા સાત સ્વરૂપની રાજે. ૧૦
એ શોભા જોઇ હરિદાસ ગુણ ગાએ, એ છબી લોચન માંહી સમાએ.

## ધોળ ૨૮ મું.

શ્રીલક્ષ્મણભટ્ટજીનાં ભાવે લીજે ભામણાં, તૈલંગતિલક ને વિપ્રશિરોમણિ ભૂપજો
એહુના સુત શ્રીવલ્લભનાં લેઉં વારણાં, દ્વિજવર રૂપે પ્રકટયા અનલ અનૂપજો.
ધર્મધુરંધર બે સુત શ્રીવલ્લભદેવના, પ્રકટયા કરવા વેદતણો વિસ્તારજો,
ગુણસમુદ્ર ભરિયા શ્રીગોપીનાથજી, હળ મુશળધર હળધરનો અવતારજો.
શ્રીગોવર્દ્ધનધરધીર વીર બલદેવના, રસના રૂપી કહીએ શ્રીનંદકુમારજો;
તે પુરૂષોત્તમ પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથજી, નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સ્નેહી સારજો.
શ્રીવિઠ્ઠલનાથજીના સાતેલાલ સોહામણા,સાથી મ્હોટાશ્રીગિરિધરજીમહારાજજો
શરણ ગયાને સોંપે તે શ્રીનાથજી, કરવા સુંદર સેવા કેરાં કાજજો. ૪
શ્રીગોવિંદરાય તણાં મન પ્રસન્ન હુલ્લાસમાં, આવે તેને આપે આનંદદાનજો;
શ્રીબાલકૃષ્ણજી કોમલ અંગે રસે ભર્યા, કરાવે છે અધરસુધારસપાનજો. ૫
શ્રીગોકુલનાથ જણાવે યુગમાં જીવને, એવા પોતે કહીએ શ્રીપરમ કૃપાલજો;
શ્રીરઘુપતિ રૂપે રૂડા નયને નિરખતાં, વદનસદનની ભુલ્યા લે સંભાળજો. ૬
જોવા સરખા દીસે શ્રીજદુનાથજી, એ છે બહેની અબલાનો આધારજો:
દેખી દૈવી જીવ સદા ઘનસ્યામજી, રેડે ઉપર અમૃત રસની ધારજો. ૭
સાતે સ્વરૂપ તણો વંશ સદા સંસારમાં, પ્રકટ બિરાજે શ્રીપુરૂષોતમ પરિબ્રહ્મજો;
**જમનાદાસ** અધમ તે છે આઘનો, તે શું જાણે શ્રીવલ્લભકુલનો **મર્મજો.**૮

## ધોળ ૨૯ મું.

શ્રીગોકુલ ગામ અતિ શોભિતાં, શોભિતાં મંદિર માળીઆં;
ચોક ચિત્રામણ શોભિતાં, શોભિતાં જડિત્ર ને જાળીઆં. ૧
મણિ માણેક સ્થંભ શોભિતા, શોભિતા હીંડોળા ખાટરે;
પાટીએ પચરંગી શોભિતા શોભિતા ઘુઘરીના ઘાટરે. ૨
ત્યાંહાંરે બિરાજે શ્રીવલ્લભરાજીયા, ભલી મળી વૈષ્ણવની જોડરે;
પ્રેમે પ્રભુજી પધારીઆ, પૂર્યા નિગમના કોડરે,

કુમ કુમ થાળરે કરે ધરી, ભરી મુક્તાફલ સારરે;
વ્રજ ત્રિયા વેગે વધાવાને, આવે છે માંડલા મોડરે. ૪
અગ્નિ થકી વાહાલો પ્રકટીયા, કીધો છે અતિ ઘણો શ્રમરે;
એવા પ્રભુજીને નિરખીને, કોઇ ના જાણે તેહનો મર્મરે. ૫
શ્રીવલ્લભચરણે જે નમે, તેની તે પોહોતે આશરે;
માધવદાસની વિનતિ રાખજો દઢ વિશ્વાસરે. ૬

## ધોળ ૩૦ મું.

હું બલિહારી તૈલંગકુલ દીપક, શ્રીલક્ષ્મણ તાતનેરે લોલ;
તે કુલ પ્રકટયા શ્રીવલ્લભદેવ, જગત્ હિત કારણેરે લોલ. ૨
એમના બે સુત પરમ કૃપાલ, કે ચતુર શિરોમણિરે લોલ;
શ્રીગોપીનાથ શ્રી વિઠ્ઠલનાથ, કે એમ શિર એ ધણીરે લોલ. ૨
તે શ્રીવિઠ્ઠલનાથને સાત, કુંવર પ્રકટયા સહીરે લોલ;
જાણીએ પોતે સાત સ્વરૂપ, કે ધરીને પ્રકટયા મહીરે લોલ. ૩
શ્રીગિરિધરજી પરમ સુશીલ, કે સુભટ અતિ શોભિતારે લોલ,
શ્રીગોવિંદરાય તણો મુખચંદ્ર, કે ભક્તજન લોભતારે લોલ. ૪
શ્રીબાલકૃષ્ણજીનાં અતિશય નીલ, કે ચરણચિત લાવીએરે લોલ;
શ્રીગોકુલનાથજીના ચરણની રેણુ, કે જગતમાં કહાવીયેરે લોલ. ૫
ચતુરશિરોમણી શ્રીરઘુનાથ, કે તેના ગુણ ગાઇએરે લોલ;
શ્રીયદુનાથજીના ચરણસરોજ, કે તેને દુર્લભ ધારીયેરે લોલ. ૬
સમર્થ વેદ તણો અતિ વર્ણવ, કે ગુણ ઘનશ્યામનારે લોલ;
રાખો ચરણકમલની છાંય, કે પોંહોચે મન કામનારે લોલ. ૭
સાત સ્વરૂપ તણો નિજ વંશ, કે જગતમાં બિરાજજોરે લોલ;
સકલ સ્વરૂપના ચરણની રેણુ, કે અમર શિર ગાજજોરે લોલ. ૮
એ શ્રીવલ્લભના નિજવંશ, કે જગતહિત કારણેરે લોલ;
શ્રીવ્રજભૂષણ જોઇ મુખચંદ્ર, કે જાયે વારણેરે લોલ. હું બલિહારી ૯

## ધોળ ૩૧ મું.

હું બલિહારી તૈલંગકુલ દીપક, શ્રીલક્ષ્મણ તાતનેરે લોલ;
જે કુલ પ્રકટયા શ્રીવલ્લભદેવ, જગત હિતકારણેરે લોલ. ૧
માધો માસ કૃષ્ણ એકાદશી ભર વૈશાખનીરે લોલ.
પ્રકટ ધરીયું અગ્નિ મધ્ય કે, અગ્નિરૂપ સહીરે લોલ. ૨
સવંત પંદરસેં પાંત્રીસ કે, વાર રવિ ખરોરે લોલ;
સર્વે સર્યાં સેવકનાં કાજ કે, વ્રજજન આવી મળ્યાંરે લોલ. ૩
જીવને આપ્યાં દાન અનેક, કે વાર ન લાગી ઘણીરે લોલ;
પુષ્ટિમાર્ગ ચાલ્યો મરજાદ કે, મરજાદા ક્ષણરે લોલ. ૪
જગતને દઢ કરવાને કાજ કે, શ્રીજી આવી મળ્યારે લોલ;
વાકય કહ્યું શ્રીકૃષ્ણની પ્રત્યે કે, બેઉ એકાંત મળ્યારે લોલ. ૫
જીવ હેત રાખ્યો નિર્ધાર, કે લઇ ચરણે ધરોરે લોલ;
લાવી સોંપો અમારા ચરણ, કે દઢ કર રાખશું રે લોલ. ૬
એવા વચન સુણીને હસીયા, કે જીવને દયા કરીરે લોલ;
નિશ્ચય વચન કહ્યાં પ્રમાણ, કે ત્રણવાર ફરી ફરીરે લોલ. ૭
પછી વિચાર્યું દીનદયાલ, કે તાંહાં હરસાણી સહીરે લોલ;
પુછવા લાગ્યા દીનદયાલ, કે કહો કછુ કહા સુનિરે લોલ. ૮
ત્યારે શિશ નમાવ્યું દાસ, કે હું સમજ્યો નહિરે લોલ;
કૃપાનાથે કૃપા કરી કહ્યું કે સાંભળ દઢ કરીરે લોલ; ૯
ભક્તજન ઉપર દયા ઘણેરી, કે હરસાણીયે લહ્યુંરે લોલ;
ભક્તને આપ્યાં દાન અનેક, કે મન આનંદ ઘણોરે લોલ. ૧૦
વહાલે ઉદ્ધાર્યા જીવ અનેક, કે જુગ વિસ્તારનેરે લોલ;
પ્રથમ હરિ હલધર પ્રકટયા, કે રસના શી કહુંરે લોલ; ૧૧
માંયાવાદીનો ટાળ્યો ભાર, કે પ્રભુ સમર્થ સહીરે લોલ;

ત્યાંથી આગળ ચાલ્યો વિસ્તાર, કે સાત મધ્યે રત્નમણિરે લોલ. ૧૨
વ્રજનો જીવન એ વિશ્રામ કે શ્રીગોકુલનાથ ધણીરે લોલ;
જેણે જીત્યા ખલ પાખંડ, શાહજહાંગીર સહીરે લોલ. ૧૩
આપી ગજમુક્તાની માળા કે, પ્રભુ રાખે નહીરે લોલ;
લઇને સોંપીશ્રીયમુના મધ્યે, કે શ્રીયમુનાજીએ હાથે ગ્રહીરે લોલ. ૧૪
ત્યારે કહી જહાંગિરને વાત, કે શાહે માની સહીરે લોલ;
માળા દેજો અમારી નાથ, કે બદલે ફરી કરૂંરે લોલ. ૧૫
શાહને લઈ બેઠા પ્રભુ નાવ, કે રૂપ જમુનાએ ધર્યુંરે લોલ.
માળા આપી તત્ક્ષણ હાથ કે શાહ રીઝયો ઘણું રે લોલ. ૧૬
એ સુખ નિરખે **વલ્લભ**દાસ, કે મન આનંદ ઘણોરે લોલ. હું બલિ૦

## ધોળ ૩૨ મું.

શ્રીવલ્લભ નંદનરે વાહાલા લાગો છો,
જેહનું સ્મરણ કરતાં રે દુ:ખડાં ભાગો છો. ૧
પુરૂષોતમલાલજીરે પ્રીતે આવો છો
જોઇ રૂપ રસાળુંરે મનમાં ભાવો છો. ૨
માહારા કીયા જન્મનાંરે, સુકૃત ફળીયાં છે,
મહારાં જન્મ જન્મનાંરે દુ:ખડાં ટળીયાં છે, ૩
અમને નામસમર્પણરે વહાલે આપ્યાં છે,
મારા પૂર્વજન્મનાંરે પ્રાયશ્ચિત કાપ્યાં છે. ૪
મારા મંદિર પધારોરે મનડામાં વસીયા છો,
વહાલા હેત કરીનેરે હૈયામાં હસીયા છો. ૫
મેં તો રૂપ રસાળુંરે જુગતે જોયું છે,
હરિ હૈયે વસીયારે મનડું મોહ્યું છે. ૬

વહાલે પાઘ સોરંગીરે શિરપર ધરીઓ છે,
આભૂષણ અંગેરે આપે ધરીઆં છે. ૭
કુમકુમનાં તિલકરે ભાલે કરીઆં છે,
વહાલો મંદિર અમારેરે મલપતા આવે છે, ૮
**પ્રભુદાસ**ને પ્રીતેરે લાડ લડાવે છે,

## ધોળ ૩૩ મું.

શ્રીલક્ષ્મણભટ્ટને દ્વાર ચાલો તો જોવા જઇએજી,
જન્મદિવસ છે આજ મળીને ગાઇએજી. ૧
વાજે છે ઢોલ નિશાન નોબત વાજે અતિ નવી,
થાય દુંદુભિના નાદ વેદની ધ્વનિ ત્યાં હવી. ૨
બંદીજન બહુ કરે ગાન વૈષ્ણવ જાય વારણે,
મોતીના ચોક પુરાય તોરણ બાંધ્યાં બારણે. ૩
શ્રીવલ્લભને નવરાવ્યા, કેસરચંદન ધર્યાં;
મર્દન કર્યાં ફુલેલ, સેવકજનનાં મન હર્યાં, ૪
ઉષ્ણોદક પ્રભુજી નાહી, અંગવસ્ત્ર કર ધર્યાં;
કેસરી ધોતી ઉપરણા સાર, પ્રભુજીએ પહેર્યાં. ૫
કુમકુમ ભાલ તિલક અક્ષત સોહે પીળા;
પીઢાયે બેઠા શ્રીવલ્લભ, વૈષ્ણવ નિરખે લીલા. ૬
જોવાને દેવતા આવ્યા, માર્કંડની પૂજા સમે,
શ્રીફલ ફોફળ સાર, દક્ષિણા જે જેને ગમે. ૭
સગાં કુટુંબ સહુ સાથ, ભોજન કીધાં પ્રીતશું;
બંદીજન વિવિધ પ્રકાર, બીડાં આપ્યાં રીતશું. ૮
સર્વ વૈષ્ણવજનને પ્રસાદી જુઠણ દીધી છે;
એ શોભા જોઇ **હરિદાસ પ્રીતે કરી પીધી છે,** ૯

## ધોળ ૩૪ મું.

શ્રીવલ્લભ પ્રકટયા એ પ્રકટયા, શ્રીલક્ષ્મણભટ્ટજીને ઘેરરે.
થઈ રહી છે લીલા લેહેરરે, પુષ્ટિની કરવા પેરરે, શ્રીવલ્લભ૦ ૧
થયાં અવનિ ઉપર અજવાળાંરે, ત્રિલોકનાં તિમિર ટાળ્યાંરે:
વાહાલે વેણુ અમારાં પાળ્યાંરે. શ્રીવલ્લભ૦ ૨
આદરથી આવ્યા હરિ ઘેરરે, પોતાનાંની કરવા પેરરે;
શિખવી સેવા કીધી મેહેરરે. શ્રીવલ્લભ૦ ૩
માયામત કીધો ખંડરે, પાખંડીને દીધો દંડરે:
એહુનો યશ વાધ્યો નવ ખંડરે. શ્રીવલ્લભ૦ ૪
એ શ્રીલક્ષ્મણભટ્ટજીના નંદરે, વાહાલોપૂર્વ જન્મના ચંદરે:
વરતાવે છે અતિ આનંદરે. શ્રીવલ્લભ૦ ૫
એ શ્રીઇલ્માગારૂજીના લાલરે, વાહાલે વૈષ્ણવ ઉપર કીધો વાહાલરે;
વાહાલે દાન દીધાં કીધાં ન્યાલરે. શ્રીવલ્લભ૦ ૬
નવખંડમાં નવા નવા દેશરે, એમના ગુણ ગાય નિગમ મહેશરે;
એમનો પાર ન પામે શેષરે. શ્રીવલ્લભ૦ ૭
સુખડાંની લેહેરો જાયરે, ત્યાંતો આનંદ ઉર ન સમાયરે,
હરિદાસ વલ્લભના જશ ગાયરે. શ્રીવલ્લભ૦ ૮

## ધોળ ૩૫ મું.

શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીજી શ્રીયમુનાં શ્રીનવનીતપ્રિયાજી,
સેવા કરો આનંદમાં ભીજી તો, રીઝશે શ્રીગોપીપતિજી, ૧
દૃઢ આશ્રય શ્રીમહાપ્રભુજીનો રાખો, અષ્ટાક્ષર નિશદિન મુખ ભાખો:
અણુસમર્પિત વસ્તુ રખે ચાખો તો રાખજો ગુરુ ચરણે મતિજી. ૨
ભગવદીયનો સત્સંગ જ કરજો, દયા સર્વે કોઈ ઉપર ધરજો;
વૈષ્ણવની રીતે અનુસરજો; તો ધરજો ટેક ધણી એકનીજી, ૩

હરી ગુરૂ વૈષ્ણવ સરખા લેખો ભિન્ન ભાવ રૂદે નવ દેખો;
દાસપણું ત્રણેનું ગ્રહજો, તો તન મન ધન વિવેકશુંજી. ૪
પ્રફુલ્લિત મને હરિના ગુણ ગાજો, કપટ દંભથકી અળગા રહેજો;
દુષ્ટસંગથકી દુર પળાજો, તો ન્હાજો પદરજ હરિ ભકિતમાંજી. ૫
દીનતા ભાવ અંતરના સ્નેહી, પ્રભુ પ્રસન્નતાનું કારણ એહી;
નિશ્ચય માનજો નહી સંદેહ તો, દેહ દમો શા કારણેજી. ૬
મનુષ્યજન્મ મહાદુર્લભ જાણો, તેથી દુર્લભ હરિના ચરણ વખાણો;
એ બે પામી સેવારસ માણો તો, જાણજો જીવ્યા જગતમાંજી. ૭
શ્રીવલ્લભપ્રભુ માહારા સ્વામી, પ્રાણજીવન ધન્ય અંતર્યામી;
અક્ષરબ્રહ્મ તણા એ ધામીતો, દાસ હૃયો જાય વારણેજી. ૮

## ધોળ ૩૬ મું.

વૈશાખ વદી એકાદશી, પ્રકટયા શ્રીવલ્લભરાય; (૨)
સુરિનર મુનિજન હરખીયા, હરખ્યો વ્રજ સહુ સાથ. (૨) વૈશાખ. ૧
દેવનાં દુંદુભિ વાગીયાં, ગાજીયાં ભેરી મૃદંગ; (૨)
અપ્સરા નૃત્ય કરે ઘણું, ગાન તે ગાંધર્વ સંગ. (૨) વૈશાખ. ૨
નિજ સ્વરૂપે પધારીયા, ચંપારણ્ય મોઝાર; (૨)
સિંહાસને પધરાવીયા, કીધો અનમંડલાકાર. (૨) વૈશાખ. ૩
તાત નિરખી વિસ્મય થયા, મંડલ મધ્ય સ્વરૂપ; (૨)
મુખપર રવિ શશિ વારણે, શોભા અતિશય અનુપ. (૨) વૈશાખ. ૪
શ્રીલક્ષ્મણજીભટ્ટજી વિમાસીને, ઓળખ્યા પુનમચંદ; (૨)
પુત્રભાવે હુલરાવીયા, ઉછંગે ગોવિંદ. (૨) વૈશાખ. ૫
વ્રજની માંહે ગુપ્ત, પ્રકટયા બીજી તે વાર; (૨)
લોક પ્રસિદ્ધ જણાવીયું, આવ્યા ગર્ભવાસ. (૨) વૈશાખ. ૬
મંડલ દર્શનમાત્રથી, ઉદ્ધાર્યા જીવ અનેક. (૨)
શ્રીવલ્લભ નામ ધરાવીને, રાખ્યો સર્વેનો ટેક. (૨) વૈશાખ. ૭

પાર ન પામું લીલા તણો, રસના એ ક્યમ કહેવાય; (૨)
**હરિદાસ** શોભા નિરખીને, પ્રેમ મુદિત ગુણ ગાય. (૨) **વૈશાખ. ૮**

## ધોળ ૩૭ મું.

ઠકરાણી ઘાટ રળીયામણોરે, છોકર લહેકે બહારરે.
મારૂં શ્રીગોકુલ રળીયામણું રે. ટેક.
શ્રીવલ્લભ બિરાજતારે, શ્રીવિઠ્ઠલનાથજીના તાતરે. મારૂં શ્રીગોકુલ. ૧
ગુણવંતા શ્રીગોપીનાથજીરે, અગ્રજનો અવતારરે, મારૂં શ્રીગોકુલ. ૨
ગુણનિધિ શ્રીવિઠ્ઠલનાથજીરે, શ્રીકૃષ્ણ તણો અવતારરે. મા. ૩
શ્રીગિરિધર, ગોવિંદરાયજીરે, શ્રીભામની, રાણીજીના કંથરે. મા. ૪
બલવંત શ્રીબાલકૃષ્ણજીરે, શ્રીકમલાવતી વહુજીના કંથરે. મા. ૫
ગુણનિધિ શ્રીગોકુલનાથજીરે, શ્રીપાર્વતી વહુજીના કંથરે. મા. ૬
યવનને જીતી વળ્યારે. રાખ્યો માલાનો ધર્મરે. મા. ૭
શ્રીરઘુપતિ, યદુપતિ જન્મ્યારે, શ્રીજાનકી, મહારાણીજીના કંથરે મા. ૮
ગુણવંત શ્રીઘનશ્યામજીરે, શ્રીકૃષ્ણાવતી વહુજીના કંથરે. મા. ૯
શ્રીલક્ષ્મી ને સત્યભામા બેઉરે, અગ્રજને અનુહારરે. મા. ૧૦
શ્રીનવનીતપ્રિયાજીને રીઝવ્યારે, સેવા કરે સુખસારરે. મા. ૧૧
શોભા, યમુના, કમલા, દેવકારે, શ્રીકમલા બેટીજીના તાતરે. મા. ૧૨
શ્રીગોકુલથી શ્રીજી આવતારે, ચઢતાં શ્રીગોવર્દ્ધન નાથરે. મા. ૧૩
શૃંગાર ધરીને દર્પણ કરેરે, શ્રીમદનમોહન મુસકાયરે. મા. ૧૪
ભોગ ધરાવે શ્રીજીને ભાવતારે, શ્રીયમુના જળઝારી હાથરે. મા. ૧૫
આરતિ ઉતારી દંડવત્ કરેરે. માલા ધરે વ્રજરાજરે. મા. ૧૬
પાટ અનુસર ત્યાં થયારે નમી નમી દંડવત્ થાયરે. મા. ૧૭
શ્રીગોવર્દ્ધનથી શ્રીજી ઉતરેરે, સાતે કુંવરની છે જોડરે. મા. ૧૮
બંસી તે બટના ચોકમાંરે, વહાલે કર્યો વેણુનાદરે. મા. ૧૯

શ્રી વૃંદાવનની કુંજમાંરે, રાધા રમે સુખરાશરે. મા. ૨૦
રમશું રાધાજીના રાસમાંરે, તાલી શ્રીગિરિધર હાથરે. મા. ૨૧

## ઘોળ ૩૮ મું.

શ્રીવલ્લભ વર ઘેર આવીઆ, આજ સખી શ્રીવલ્લભ વર ઘેર આવીઆ,
દૈવીજીવનાં ભાગ્ય વિસ્તરીયાં, પોતે તે પ્રકટ પધારીયા. આજ સખી. ૧
કેસરી તે ધોતીને કેસરી ઉપરણા, કુમકુમને પગલે પધારીયા. આજસખી. ૨
**પુરુષોત્તમ** પ્રભુકી છબી નિરખત, ચરણકમલ શિરનામીયા. **આજસખી.** ૩

## ઘોળ ૩૯ મું.

શ્રીલક્ષ્મણભટ્ટજીના નંદરે, સમરૂં શ્રીવલ્લભને;
શ્રીએલંમાગારૂજીના લાલરે, સમરૂં શ્રીવલ્લભને;
શ્રીતૈલંગકુલ દ્વિજ નાયકરે, સમરૂં શ્રીવલ્લભને;
સાખી—શ્રીવલ્લભ વિઠ્ઠલને નમું, શ્રીગુરુને લાગું પાય;
કરજોડી કરૂં વિનંતિ, દયા કરો શ્રીયમુનાયરે- સમરૂં. ૧
સાખી—ભૂતલદ્વિજ વપુધારીકે, શરણે લીધા નિજદાસ:
બ્રહ્મસંબંધ કરાવીને ઉદ્ધાર્યો જીવ અપારરે. સમરૂં. ૨
સાખી—શ્રીમદ્‌વિઠ્ઠલનાથજી, શ્રીગોપીનાથ સોહાય;
ચરણકમલની રજ થકી, મહાપતિત પાવન થાયરે. સમરૂં. ૩
સાખી—શ્રીમદ્‌વિઠ્ઠલનાથના, સાતે લાલ સોહાય:
દર્શન કરતા માત્રમાં, નસાડે અઘ અજ્ઞાનરે. સમરૂં. ૪
સાખી—શ્રીગિરિધર ગોવિંદજી, શ્રીબાલકૃષ્ણ રસરંગ;
શ્રીગોકુલપતિ અતિ ગુણનિધિ, જેણે રાખ્યો માલાનો પ્રસંગરે. ૫
સાખી—શ્રીરઘુપતિ, યદુપતિ જોઇને, મન મારૂં હરખાય:
શ્રીઘનશ્યામ સ્વરૂપની લીલા વરણી ન જાય રે. સમરૂં. ૬
સાખી—સાતે સ્વરૂપ સોહામણાં, લીલા અપરમપાર:
દાસ ઉપર દયા કરો, આપો ચરણકમલમાં વાસરે. સમરૂં. ૭

## ધોળ ૪૦ મું.

ભજ શ્રીવલ્લભ: શરણં મમ:
કર કરુણા ભૂતલમેં પ્રકટે, દૈવી કાજ શરણં મમ. ૧
આજ્ઞા દઇ દયા કરીકે પ્રભૂ, તુમ બિન બને નહિ કાજ;
વૈશાખ વદિ એકાદશી દિન, આપે આપ શરણં મમ. ૨
તીન બેર પૃથ્વિ પરિક્રમા, સ્થાવર જંગમ કાજ;
માયાવાદકો કર ખંડન, સ્થાપી ભક્તિ શરણં મમ. ૩
અષ્ટાક્ષર પંચાક્ષર દેકે, કીને ભક્ત સનાથ;
દેવદમનકે સાન્નિધ્ય સોંપે, હાથોહાથ શરણં મમ. ૪
પરમ અનુગ્રહ કરકે આપે, સેવા સકલ સમાજ;
તાદશીઓં બુઝ લીલ મીલકે, પ્રસાદ કાજ શરણં મમ. ૫
અન્યાશ્રયકો લેશ જીન કરો, પુષ્ટિપ્રયોગ દિનરાત:
વૃથા કાલ જીન જાન દેહો, તુમ કાલ ઘાત શરણં મમ. ૬
કથાશ્રવણ કીર્તન મુખતે કહો, યા સમાન નહિ ઓર:
મુખ શિશ ચરન ધર સેવ, નહિ ઠોર શરણં મમ. ૭





# પ્રકરણ ૭ મું.

## શ્રીગુસાંઇજીની વધાઈ તથા ધોળ.

### રાગ દેવગંધાર. પદ ૧ લું.

આહોરી કૃષ્ણ શ્રીગોકુલ પ્રકટે, શ્રીવિઠ્ઠલનાથ હમારે.
દ્વાપર વસુધાભાર હર્યો હરિ, કલિયુગ જીવ ઉદ્ધારે. ૧
તબ વસુદેવગૃહ પ્રકટ હોયકે, કંસાદિક રિપુ મારે;
અબ શ્રીવલ્લભગૃહ પ્રકટ હોયકે, માયાવાદ નિવારે. ૨
એસો કવિકો હે જગ મહિયાં, વરણે ગુણજન તિહારે.
માણેકચંદ પ્રભુકો શિવ ખોજત ગાવત વેદ પુકારે. ૩

### પદ ૨ જું.

ચહું જુગ વેદવચન પ્રતિપાર્યો.
ધર્મગ્લાનિ ભયો જબહી જબ, તબતબ તુમ વપુ ધાર્યો. ૧
સત્યયુગ સેત વારાહરૂપ ધર, હિરણ્યાક્ષ ઉર ફાર્યો,
ત્રેતા રામરૂપ દશરથગૃહ, રાવણકુલ સિંધાર્યો. ૨

દ્વાપર વ્રજ ગુડતતેં રાખ્યા, સુરપતિ પાયન પાયો;
કંસાદિક દાનવ સબ મારે, વસુધાભાર ઉતાર્યો. ૩
કલિયુગ શ્રીવલ્લભગૃહ પ્રકટે, માયાવાદ નિવાર્યો;
**માણિકચંદ** પ્રભુ શ્રીવિઠ્ઠલ, પુરૂષોત્તમરૂપ નિહાર્યો. ૪

### પદ ૩ જું.

આજકેં દ્વિજવર ઓહે સુખદીનેં.
તાકેં નંદ યશોદાનંદન, ઓ હરિ આનંદ કીનેં. ૧
તબ કીનો ગોપાલરૂપ અબ, વેદસ્મૃતિ દ્દઢ ચીનેં;
**છીતસ્વામી** ગિરિધરન શ્રીવિઠ્ઠલ, ભક્તિ સુધારસભીનેં. ૨

### રાગ રામકલી. પદ ૪ થું.

સુનોરી આજ નવલ બધાયો હે.
શ્રીવલ્લભગૃહ પ્રકટ ભયે, પુરૂષોત્તમ જાયો હે. ૧
નયનંકો ફલ લેઉ સખી, ભયો મનકો ભાયો હે;
શ્રી ગિરિધરલાલ ફેર પ્રકટે હેં, ભાગ્યનેં પાયો હે. ૨
મણિમાલા વંદન માલા, દ્વાર દ્વાર બંધાયો હે;
શ્રીગોકુલમેં ઘરન ઘરન, પ્રતિ આનંદ છાયો હે. ૩
દ્વિજકુલચંદ્ર ઉદિત સબ વિશ્વકો, તિમિર નસાયો હે;
ભક્ત ચકોર મગન આનંદિત, હીયો સિરાયો હે. ૪
મહારાજ શ્રીવલ્લભજી, દાન દેત મન ભાયો હે;
જો જાકે મન હુતી કામના, સો તિન પાયો હે. ૫
જાકે ભાગ્ય ફલે યા કલિમેં, તિન દરશન પાયો હે;
કર કરૂણા શ્રીગોકુલ પ્રગટે, સુખ દાન દિવાયો હે. ૬
મર્યાદા પુષ્ટિપંથ સ્થાપનકાં આપતેં આયો હેં;
અબ આનંદ વધાયો હેરી, દુઃખ દૂર વહાયો હે. ૭

રાણી ધન્ય ધન્ય ભાગ્ય, સુહાગ ભરીજન ગોદ ખિલાયો હે,
**રસિક** ભાગ્યતેં પ્રકટ ભયે, આનંદ દરસાયો હે. ૮

## રાગ બિલાવલ. પદ ૫ મું.

સુખદ સ્વરૂપ શ્રીવિઠ્ઠલેશરાય.
વેદ વદત પૂરણ પુરૂષોત્તમ, શ્રીવલ્લભગૃહ પ્રગટે આય. ૧
લટપટી પાઘ મહારસ ભીને, અતિસુંદરવર સહજ સુભાય;
**છીતસ્વામી** ગિરિધરન શ્રીવિઠ્ઠલ,અગણિત મહિમા વરનિ ન જાય. ૨

## પદ ૭ મું.

શ્રીવલ્લભરાજકુમાર જે જે શ્રી.
જે જે ગિરિધર શ્રીગોવિંદ, શ્રીબાલકૃષ્ણ રસાલ. ૧
શ્રીગોકુલપતિ, રઘુપતિ યદુપતિ, શોભિત શ્રીઘનસ્યામ;
કરૂણામય કલ્યાણરાય પ્રભુ, ભકતન પૂરન કામ. ૨
મુરલીધર આદિ સબ બાલક, યહ સબ બ્રહ્મસમાન;
**સગુણદાસ** યા ઘરકો સેવક, ગાવત વેદ પુરાન. ૩

## રાગ આસાવરી. પદ ૮ મું.

પૌષકૃષ્ણ નવમીકો શુભ દિન, પૂત અંકાજૂ જાયો હે.
સુન સુન નિજ જન સબ આનંદે, હરખત કરત વધાયો હો. ૧
નારદાદિ બ્રહ્માદિક હરખે, શુક મુનિ અતિ સચુ પાયે હો;
શ્રીભાગવત વિવેચન કરકે, ગૂઢ અર્થ પ્રકટાયે હો. ૨
કલિકે જીવ ઉદ્ધારણ કારણ, દ્વિજવપુધર ભુવ આયે હો;
અતિ ઉદાર શ્રીલક્ષ્મણનંદન, દેતદાન મન ભાયે હો. ૩
કરત વેદ ધ્વનિ વિપ્ર મહામુનિ, જાતિ કર્મ કરવાયે હો;
**માણિકચંદ** શ્રીવિઠ્ઠલપ્રભુકે, વિમલ વિમલ યશ ગાયે હો. ૪

## પદ ૯ મું.

શ્રીમદ્‌વલ્લભકે ઘર પ્રભુ જો, ફિર અવતાર ન ધરતે હો. ૧
તો હમસરિખે મૂઢ પતિત જન, કહો કેસેં વિસ્તરતે હો;
બિન પાયે વ્રજપતિપદપંકજ, કહોકી સેવા કરતેહો,
શ્રીગિરિધરન રાધિકા વર વિના, રસના કહા ઉચ્ચરતે હો. ૨
શિવ સુરેશ દિન મણિ ગણેશકે, હોય કનોડે ડરતે હો;
અતિ આતુર પુન અર્કે તુલસે, શાલિગ્રામકે પાયન પરતે હો. ૩
જૈસે હમ હું લોગનકી નાઇ ઘર ઘર ભટકત ફિરતે હો;
કર્મયોગ પુન જ્ઞાન ઉપાસન, ઇનહિમેં પચિ મરતે હો. ૪
કહા ભયો નિજ બિરદ જાનકે, પતિત જાન ઉદ્ધરતે હો;
રૂચિરરૂપ બલ દાસનારાયણ, ત્રિષિત નયન કયાં ઠરતે હો. ૫

## રાગ ધનાશ્રી. પદ ૧૦ મું.

દાન દેનકો શ્રીવલ્લભ પ્રભુ, બોલ બોલ સબહિનકો લેત;
મણિ માણિક ગહનો પટ ભૂષણ, મનવાંછિત ફલ સબહિન દેત. ૧
બહોર્યો ગોકુલદ્વિજ વપુ ધાર્યો, પ્રગટ ભયે નિજજનકે હેત;
દાસ ગોપાલ આજતેં સબ વ્રજ, પ્રેમકે પુંજકો બાંધ્યો સેત. ૨

## રાગ સારંગ. પદ ૧૧ મું.

શ્રીલક્ષ્મણસુતકેં સુત જાયો, મંગલ ચાર બધાઈ બાજત;
દુંદુભિ ભેર ઢોલ સહનાઇ, વીણા વેણું મધુર અતિ રાજત. ૧
યહ સુન દેવ કુસુમ બરખાવત, વ્યોમાવમાન ભીર ભઇ છાજત;
જયજય શબ્દ હોત પુર વીથન, માનો સંખ ગુંજારત ગાજત. ૨
થાપે દેત દ્વારદ્વારન પ્રતિ, કેસર હરદ દૂધ દધિ રાજત;
શ્રીવિઠ્ઠલકો જન્મ ભયો સુન દુઃખ સંતાપ દૂર ભય ભાજત. ૩

### પદ ૧૨ મું.

જે વસુદેવ કિયે પૂરણ તપ, સો ફ્લ ફલિત શ્રીવલ્લભ દેહ;
જે ગોપાલ હુતે ગોકુલમેં તે અબ આન વસે કર ગેહ. ૧
જે વે ગોપવધુહી વ્રજમેં, સો અબ વેદઋચા ભઇ હેં:
છીતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્લ, તેઈએઇ એઇ તેઇ કછૂ ન સંદેહ ૨

### પદ ૧૩ મું.

પોષ નિર્દોષ સુખ કોશ સુંદર માસ, કૃષ્ણ નૌમી સુભગ નવ ધરિ દિન આજ
શ્રીવલ્લભ સદન પ્રકટ ગિરિવરધરન,ચારુ વિધુવદન છબિ શ્રીયવિઠ્ઠલરાજ. ૧
ભીર માગધ ભઇ પઢત મુનિજન વેદ, ગ્વાલ ગાવત નવલ વસન ભૂષણસાજ;
હરદ કેસર દહી કીચકો પાર નહી, માનો સરિતા વહી નીર નિર્જર બાજ. ૨
ઘોષ આનંદ ત્રિય વૃંદ મંગલ ગાવે, બજત નિર્ઘોષ રસ પુંજ કલમૃદુ ગાજ:
વિષ્ણુદાસ શ્રીહરિપ્રગટ દ્વિજરૂપધર, નિગમપથદઢથાપ ભક્તપોષણકાજ.૩

### પદ ૧૪ મું.

ગોવલ્લભ શ્રીગોવર્દ્ધનવલ્લભ, શ્રીવલ્લભ ગુણ ગણે ન જાઇ;
ભૂવકી રેણુ તરૈયા નભકી, ઘનકી બુંદે પરત લખાઇ. ૧
જીનકે ચરણકમલરજ વંદિત, સંતત હોત સદા ચિત્ત ચાઇ;
છીતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્લ, નંદનંદનકી સબપર છાઇ. ૨

### પદ ૧૫ મું.

આપનસોં રતિ ગોકુલસોં રતિ, ગોવર્દ્ધનસોં પ્રીતિ નિવાહી.
શ્રીગોપાલ ચરણ સેવારતિ, ગોપસખા સબ અમિત અથાઇ. ૧
ગોવાણી જો વેદકી કહિયત, શ્રીભાગવત ભલે અવગાહી;
છીતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્લ, નંદનંદનકી સબપર છાંહી. ૨

### પદ ૧૬ મું.

શ્રીવલ્લભનંદન રૂપ અનૂપ, સ્વરૂપ કહ્યો ન જાઇ.

પ્રકટ પરમાનંદ ગોકુલ બસતહું, સબ જગતકે સુખદાઇ.
ભકિત મુકિત દેત સબનકાં, નિજજનકાં કૃપા પ્રેમ બરખત અધિકાઇ;
સુખમેં સુખરૂપ સુખદ એક રસના, કહાંલોં વરનો ગોવિંદ બલજાઇ. ૨

પદ ૧૭ મું.

શ્રી વિઠ્ઠલેશ ચરણકમલ પાવન ત્રૈલોક કરણ,
દરસપરસ સુંદરવર વારવાર વંદે.
સમરથ ગિરિરાજધરણ લીલા નિજ પ્રગટ કરણ,
સંતન હિત માનુપતનું વૃંદાવન ચંદે. ૧
ચરણોદક લેત પ્રેત તત્ક્ષણતેં મુક્ત ભયે,
કરુણામય નાથ સદા આનંદનિધિ કંદે;
વારને ભગવાનદાસ વિહરત સદા રસિક રાય,
જય જય યશ બોલ બોલ ગાવત શ્રુતિ છંદે. ૨

પદ ૧૮ મું.

કેસરકી ધોતી કટિ કેસરી ઉપરેના ઓઢે,
તિલક મુદ્રા ધરે ઠાડે મંદિર ગિરિધરકે.
દોઉ જનકી પ્રીતિ કછુ કાહુપેં ન કહી જાત,
ઉત નંદનંદન ઇત વલ્લભ વરકે. ૧
કરકે શૃંગાર આજ લાડિલે ગોપાલ જૂકે,
લેતહું બલાય વારવાર દોઉ કરકે;
બેઉ મુસિકાત જાત ફૂલે ન સમાત ગાત,
કહે હરિદાસ મેં નિહારે દગ ભરકે. ૨

પદ ૧૯ મું.

જયતિ રૂકમણિનાથ પદ્માવતી પ્રાણપતિ, વિપ્રકુલ છત્ર આનંદકારી,
વલ્લભવંશ જગત નિસ્તમ કરન, કોટિ ઉડુરાજ સમ તાપ હારી. ૧

જયતિ ભક્તજન પતિ પતિતપાવન કરન, કામીજન કામના પૂરણચારી.
મુક્તિકાંક્ષીયજન ભક્તિદાયક પ્રભુ, સકલ સામર્થ્ય ગુણ ગણનભારી. ૨
જયતિ સકલતીરથ ફલિત નામ સ્મરણ માત્ર, વાસ વ્રજ નિત્ય ગોકુલ વિહારી
**નંદદાસ**નિનાથ પિતા ગિરિધર આદિ, પ્રકટ અવતાર ગિરિરાજધારી.

## પદ ૨૦ મું.

શ્રીગોકુલ યુગયુગ રાજ કરો.
યહ સુખ ભજન પ્રતાપ તેજનતેં, છિન ઇત ઉત ન ટરો. ૧
પાવનરૂપ દિખાય મહાપ્રભુ, પતિતન પાપ હરો;
વિશ્વ વિદિત દીની ગતિ પ્રેતન, કયોં ન જગત ઉદ્ધરો. ૨
શ્રીવલ્લભકુલકમલ અમલ રવિ, યશ મકરંદ ભરો;
**નંદદાસ** પ્રભુ ષડ્ગુણ સંપન્ન શ્રીવિઠ્ઠલેશ વરો. ૩

## પદ ૨૧ મું.

વિહરત સાતોં રૂપ ધરેં.
સદા પ્રકટ શ્રીવલ્લભનંદન, દ્વિજકુલ ભક્તિ વરે. ૧
શ્રીગિરિધર રાજાધિરાજ, વ્રજરાજ ઉદ્યોત કરે;
શ્રીગોવિંદ ઈંદુ જગદિનન, સિંચત સુધા અધરેં. ૨
શ્રીબાલકૃષ્ણ લોચન વિશાલ, દેખી મન્મથ કોટિ ડરેં;
ગુણ લાવણ્ય દયાલ કરુણાનિધિ શ્રીગોકુલનાથ ભરેં. ૩
શ્રી રઘુપતિ યદુપતિ ઘનસાંવલ મુનિજન ચરણ પરેં;
**છીતસ્વામી** ગિરિધરન શ્રીવિઠ્ઠલ, જિહિં ભજ અખિલ તરેં. ૪

## રાગ નટ. પદ ૨૨ મું.

શ્રીવિઠ્ઠલનાથ અનાથકે તારણ,
શ્રીવલ્લભગૃહ પ્રકટરૂપ યહ, ધર્યો ભક્ત હિત કારણ. ૧
દીનબંધુ સહજહી, જગત ભક્તિ વિસ્તારણ;
દાસ **ચતુર્ભુજ** પ્રભુકે નિજમત, ચલત લાલ ગિરિધરણ. ૨

## પદ ૨૩ મું.

જોપેં શ્રીવિઠ્ઠલ રૂપ ન ધરતે.
તો કેસેં યા ઘોર કલિયુગ કે, મહાપતિત નિસ્તરતે. ૧

સેવા રીતિ પ્રીતિ વ્રજજનકી, શ્રીમુખતેં વિસ્તરતે;
શ્રીવિઠ્ઠલ નામ અમૃત જિન લીનોં રસના સરસ સુફલતે. ૨

કીર્તિ વિશદ સુનિ જિન શ્રવણન, વિષયવિષ પરહરતે;
ગોવિંદ બલ દરશન જિન પાયો, ઉમંગ ઉમંગ રસ ભરતે. ૩

## પદ ૨૪ મું.

હમતો શ્રીવિઠ્ઠલનાથ ઉપાસી.
સદા સેવું શ્રીવલ્લભનંદન, કહા કરૂં જાય કાશી. ૧

ઇનકી છાંડ જો ઔર ધાવે, સો કહીએ અસુરાસી;
**છીતસ્વામી** ગિરિધરન શ્રીવિઠ્ઠલ, બાની નિગમ પ્રકાશી. ૨

## પદ ૨૫ મું.

હોં ચરણાર પત્રકી છૈયાં.
કૃપાસિંધુ શ્રીવલ્લભનંદન, વહ્યો જાત ગહિ બહિયાં. ૧

નવનખ ચંદ્ર શરદ મંડલ છબિ, હરત તાપ સ્મરત મનમહિયાં;
**છીતસ્વામી** ગિરિધરન શ્રીવિઠ્ઠલ, સુયશ વખાન સકલ શ્રુતિ નહિયાં. ૨

## પદ ૨૬ મું.

જયતિ નાથ વિઠ્ઠલ નવલ ચારૂ લોચન કમલ અમલ રસ તાહિકોં સર્વ વ્યાપી.
જીત મયાવાદ દશોં દિશ વિધ્વંસ કર, લાલ ગિરિધરન દૃઢ ભક્તિ સ્થાપી. ૧

જયતિ શુકવચન શ્રુતિવચન તાહિકો સાર, ભજન વિસ્તાર કર કૃષ્ણ જાપી;
અભય દીનોં લેખ હરિદાસ વર્ય ભેખ, કૃષ્ણદાસ પંચવર્ણ છાપ છાપી. ૨

## પદ ૨૭ મું.

શ્રીવલ્લભલાલકે ગુણ ગાઉં.

માધુરી માધુરી મૂર્તિ દેખે આનંદસદન મદનમોહન, નયન ચેન પાઉં ૧

શ્રીવલ્લભનંદન જગતવંદન શીતલ ચંદન તાપ હરણ,

એહી મહાપ્રભુ ઇષ્ટ કરન ચરણન ચિત્ત લાઉં;

**છીતસ્વામી** મન વચ કર્મ પરમ ધર્મ એહી મેરે, વલ્લભ લાડિલો લડાઉં. ૨

## પદ ૨૮ મું.

ગયે પાપ તાપ દૂર દેખત દરસ પરસ ચરણ.

હોં તો એક પતિત તિહારો પતિતપાવન બિરદહો તુમ,જગતકે ઉદ્ધરણ.૧

સ્તુતિ શેષ કર ન સકે, સકલ કલા ગુણનિધાન,

જાનતહોં તિહારી સબ વિધિ અનુસરણ;

**છીતસ્વામી** ગિરિવરધર તેસેઇ શ્રીવિઠ્ઠલેશ,

હોંતો તિહારી જન્મ જન્મ શરણ. ૨

## રાગ કાન્હરો. પદ ૨૯ મું.

શ્રીવિઠ્ઠલપ્રભુ જગત ઉદ્ધારણ, દેખો ભૂતલ આયેરી:

નખશિખ સુંદર રૂપ કહા કહું, કોટિક કામ લજાયે. ૧

અનેક જીવ કિયે જન કૃતાર્થ, શ્રવણ સુનત ઉઠ ધાયે;

શરણમંત્ર શ્રવણ સુનાઇકે, પુરૂષોતમ કર ગૃહ આયે. ૨

શેષ સહસ્ર મુખ નિશદિન ગાવે, તેઉ પાર ન પાયેરી:

**છીતસ્વામી** ગિરિધરન શ્રીવિઠ્ઠલ, પ્રેમ પ્રતિત સબ ધ્યાયેરી. ૩

## પદ ૩૦ મું.

આજ ધન્ય ભાગ્ય હમારે, પ્રકટે શ્રીવિઠ્ઠલનાથ,

દર્શન માત્ર તાપ તનકે ગયે, ભવસાગર તેં તારે. ૧

શામલ અંગ વદન પૂરણ ચંદ. દેખિયત જગ ઉજિયારે,

**છીતસ્વામી** ગિરિધરન શ્રીવિઠ્ઠલ, વલ્લભરાજ લલારે.

## રાગ નાયકી. પદ ૩૧ મું.

સુઘર સહેલી મિલ આવો ગાવો મંગલ ગીત;
પુત્ર ભયો શ્રીવલ્લભપ્રભુકે, જો ચાખત નવનીત.
આંગન મોતીન ચોક પુરાવો, ચીતો ભીંત પછીત;
સાંધે કુંકુંમ ઉબટ ન્હવાવો, પહરાવો પટ પીત.
પૌષ અસિત નોમીકો શુભ દિન, લગે સરસ જહાં સીત;
**શ્રીવિઠ્ઠલ** ગિરિધારી કૃપાનિધિ, વાજે વધાવો જીત.

## પદ ૩૨ મું.

શ્રીવલ્લભ ઘેર આજ વધામણાંરે. મલિયો રસિક વૈષ્ણવનો સાથ;
પોષમાસ વદ નોમે શ્રીનાથજીરે, ભૂતલ પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથ. ૧
મદનભેરિ સરણાઇયો ને દુંદભિરે, વીણા તાલ મૃદંગ ઉપંગ;
શ્રીમંડલ સારંગી ને ખંજરીરે, વાજે પંચ શબ્દ દરબાર. ૨
નભ નિશાન બજાવે શુર સુરીરે, હરખ્યા વરખે કુસુમ સુદેશ;
નાચે નટ દેશાગત્ય ભેદસુંરે, ગાંધર્વ ઉલટિત સંગીત રસાલ. ૩
ષોડશ વર્ષની સકલ વ્રજસુંદરીરે, નવસત અંગ સજ્યા શણગાર;
નવરંગ લેહેંગા ચોલી ને ચુંદડીરે, પાયે નૂપુરનો ઝણકાર. ૪
કટિ કેસરિ ને સોહે કિંકિણિરે, કંકણ ચુડી ખલકે પાણ;
દાડમ દંત ચિબુક મધ્ય બિંદુકારે, કોકનિપુણ ગુણ ચતુર સુજાણ. ૫
સુર વનિતા સમોવડ આવે નહિરે, મૃગમદ અધર પ્રવાલ સુરંગ;
લોચન અંજન રંજીત રસ ભર્યારે. વારૂ ખંજન મીનકો રંગ. ૬
નકવેસર મુક્તામણિ ફરહરેરે, કુંકુંમ રંજીત તિલક સુભાલ;
કનક કલશ કેસર રસ ભર્યારે, શ્રવણ જડિત મણિ કંચન ઝાલ. ૭
કુચ જુગ મેં સંગીત બીચ સુરસુરીરે, સુખદ જલ જમુના કંચન માલ;
કુમોદ વિમાન ચઢીને જાણે આવીયારે, કરપર સોહે વનિતા વૃંદ, ૮

કંચન થાલ ભરી ગજમોતીયેરે, પ્રેમ વિવશ ફુલ્યાં અંગો અંગ;
ચાલે મદ ગજ હંસ સોહામણાંરે, ઉડુગણ આવત પૂરણ ચંદ. ૯
ગાતા મંગલ ધોલ સોહામણાંરે, આવ્યાં શ્રી અંકાજીને પાસ:
સકલ મનોરથ આજ સફલ થયારે, નિજ જન વાધ્યો મન હુલ્લાસ.૧૦
તિલક કરે ને વધાવે પ્રેમશુંરે, આરતી ઉતારે વ્રજની નાર;
તનમન પ્રાણ કરે બલિહારનેરે, મુખ જોઈ સુંદરવર સુકુમાર. ૧૧
ચોવા ચંદન કેસર છાંટણાંરે, મંડપ બાંધ્યો વિવિધ વિતાન;
ધ્વજા પતાકા તોરણ બારણેરે, મુનિ જન કરે વેદ ધ્રુનિ ગાન. ૧૨
જોતિષ નિપુણ ગર્ગમુનિ આવીયારે, જન્મપત્રિકામાં લખ્યો વિચાર;
સાત લાલ એ પ્રભુ ઘર પ્રકટશેરે, તેનો થાશે બહુ વિસ્તાર. ૧૩
કલિના જીવ અનેક ઉદ્ધારશેરે, દશેદિશ થાશે જશ વિસ્તાર;
કેવલ દૈવી જીવ ઉદ્ધારવારે, ભૂતલ પ્રકટયા શ્રીકૃષ્ણ અવતાર. ૧૪
બંદી માગધ ભાટ જાચક મળ્યારે, આપે શ્રીવલ્લભરાજ ઉદાર;
મનવાંછિત પટ ભૂષણ ધન બહુરે, ગાવે ગુણીજન કરે ઉચ્ચાર. ૧૫
ગુણ ગાયે શ્રીવલ્લભનાથનારે, દ્વારે ઉભા દીએ આશિષ;
સાંભળીને જાચક આવ્યા સર્વે દેશનારે, પ્રકટયા પૂર્ણ બ્રહ્મ જગદીશ.૧૬
શ્રીગિરિધરણ શ્રીવિઠ્ઠલનાથશુંરે, જે જન જાણે મનનો ભેદ;
તે ખળ અસુર કહીએ તેની ગતિ નહિરે, કહે પુરાણ પુકારે વેદ. ૧૭
પ્રભુજી મારી મતપત રાખજોરે, જ્યાં લગી પ્રાણ રહે આ દેહ;
શ્રીવિઠ્ઠલનાથ સદા ચિત્તમાં વસોરે, નિત્ય પ્રતિ ક્ષણુંક્ષણું અધિક સ્નેહ.૧૮
ધર્મ વિમુખ બહુ આ કલિકાલમાંરે, કલ્પિત કરે મહાપાખંડ;
તેનો સંગદોષ લાગે નહિરે, માગુ અવિચલ ભક્તિ અખંડ. ૧૯
શ્રીવિઠ્ઠલનાથ સદા મનમાં વસોરે, વૈષ્ણવપદરજ વલ્લભદાસ;
કરો કૃપા હું કરૂં વિનતિરે, જુગ જુગ દેજો વ્રજમાં વાસ. ૨૦

## ધોળ ૩૩ મું.

પોષ નોમે શ્રીવિઠ્ઠલનાથજી, હાંરે વહાલો પ્રકટયા શ્રીવલ્લભદ્વારજો;
એમને જોવાને થઇ વ્યાકુલી, હાંરે વહાલે કીધી સેવકની સારજો. ૧

પ્રથમ શ્રીનંદઘેર પ્રકટીયા, હાંરે વહાલે પૂર્યા શ્રીયશોદાજીના કોડજો;
રમતાં સખા સહુ સાથમાં, હાંરે વહાલો હરિહલધરજીની જોડજો. ૨

હવે વલ્લભસુત એ થયા, હાંરે વહાલો શ્રીગોપીનાથજીનાભ્રાતજો;
ગોદમાં લેઇને હુલરાવતા હાંરે ધન્ય ધન્ય શ્રીઅંકાજી માતજો. ૩

ગોકુનાં સુખ કોઇ કહી નવ શકે, હાંરે ધન્ય ધન્ય શ્રીયમુનાજીની રેતજો. ૪

જ્યાં વહાલો ધેનુ ચરાવતા, હાંરે વહાલે કીધો છે રાસવિલાસજો;
વેણુ વગાડી વૃંદાવનમાં, હાંરે વહાલે પૂરી વ્રજસુંદરીની આશજો. ૫

રાસબિહારી વ્રજવલ્લભા, હાંરે મને આપો શ્રીવ્રજમાં વાસજો;
કરજોડીને કરૂં વિનતી, હાંરે વહાલા શોભા જુએ છે **હરિદાસ** જો. ૬

## ધોળ ૩૪ મું.

આવોને પરમ સોહાસણી, મળી મંગલ ગાઇએ;
આજ આનંદ મહારે અતિ ઘણો, સર્વે વાજીંત્ર વાઇએ. ૧

પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથજી, જન્મનો છે દહાડો;
મોતી તે કેરા સાથીઆ. મંદિર માંહે કઢાડો. ૨

મણિમુક્તાફલ કેવડો, વચ્ચે ચોક પુરાવો;
શ્રીવલ્લભજી દાન આપે ઘણાં, કહેતાં ન આવે પાર. ૩

ભાટ યાચકો મળી ઘણા બોલે જયજયકાર
ભગવદીય મન આનંદ ઘણો, ફુલ્યાં અંગ ન સમાય. ૪

**માધવદાસના પ્રભુના, યશ સહુ કોઇ ગાય.**

## ધોળ ૩૫ મું.

આજ સૈયરરે વધામણાં, વ્રજ વાગ્યાં નિશાન;
પ્રકટ્યા શ્રીવિઠ્ઠલનાથજી, થયાં કોટિ કલ્યાણ. ૧
ચાલની ચાલ ઉતાવળી, લાલને જોવાને જઇએ,
તન તલપે મન ભેળીને, આપણે આનંદ લઇએ. ૨
અમીરે ભરી હરિની આંખડી, નેણાં છે રે રસાલ;
ચરિત્ર કરે મન ભાવતાં, પારણે પોહોડયા દયાલ. ૩
એ તો નિંદ્રા નહી કરે, સેવાના છે રસીયા;
**માધવદાસના** પ્રભુજી, મહારે મન વસીયા. ૪

## ધોળ ૩૬ મું.

પ્રથમ સ્મરૂં શ્રીવલ્લભનો પરિવારરે વહાલાજી;
કંઇ તમથકી ઉતરવું મારે પાર મારા વહાલાજી. ૧
પ્રથમ પડવે શ્રીગોવર્ધન ગિરિધારીરે વહાલાજી,
જીરે તમ દીઠે સુખ થાય હૃદેમાં ભારી મારા વાલાજી. ૨
બીજે શ્રીનવનીતપ્રિયાજીને ગાઉંરે વહાલાજી,
જીરે હરખી નિરખી હર્ષ હૈયામાં લાઉં મારા વહાલાજી. ૩
ત્રીજે શ્રીમથુરાંનાથ છબિલો બિરાજેરે વહાલાજી;
જીરે પૂર્યા મનોરથ પૂર્ણ અમ શિર છાજે મારા વહાલાજી. ૪
ચોથે શ્રીવિઠ્ઠલેશરાય રસિલાને નિરખોરે વહાલાજી;
જીરે જુગલસ્વરૂપ બિરાજે સરખા સરખો મારા વાહાલાજી. ૫
પાંચમે શ્રીદ્વારિકાનાથજી કરે રાજ્યધાનીરે વહાલાજી;
જીરે શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં મનમાંની મારા વહાલાજી. ૬
છઠે શ્રીગોકુલનાથ ધર્યો ગિરિરાજરે વહાલાજી;
જીરે ઇંદ્રદમન મદ મોડયો સરિયાં કાજ મારા વહાલાજી. ૭

સાતમે શ્રીગોકુલચંદ્રમાજી વેણુધારીરે વહાલાજી;
વહાલે કર્યો છે રાસ વિલાસ તેડયાં વ્રજનારી મારા વહાલાજી. ૮
આઠમે શ્રીમદનમોહનજી ગોરે તન સોહેરે વહાલાજી;
જીરે યુગલ સોહામણા સંગે વ્રજવધુ મોહે મારા વહાલાજી. ૯
નવમે શ્રીગિરિધરજી છે ગુણના ભંડારરે વહાલાજી;
જીરે શરણે જઇ રહીયે તો ઉતરીએ ભવપાર મારા વહાલાજી.૧૦
દશમે શ્રીગોવિંદરાય રસિલાને નિરખુંરે વહાલાજી;
વહાલે સેવ્યા શ્રીવિઠ્ઠલેશરાય હૈયામાં હર્ખુ મારા વહાલાજી. ૧૧
એકાદશી મેં શ્રીબાલકૃષ્ણજી દિઠારે વહાલાજી;
કાંઇ દર્શન કરતાં લાગો છો ઘણા મીઠા મારા વહાલાજી: ૧૨
દ્વાદશી શ્રીગોકુલનાથજી સુખકારીરે વહાલાજી;
વહાલે રાખ્યો માલાનો ધર્મ તે પરવારી મારા વહાલાજી. ૧૩
ત્રયોદશી શ્રીરઘુનાથજીને ગાઉંરે વહાલાજી;
જીરે જાનકી જીવનનાથ ચરણ ચિત્ત લાઉં મારા વહાલાજી. ૧૪
ચતુર્દશી શ્રીયદુનાથજી જુગ જાણોરે વહાલાજી:
એને નમે છે મ્હોટા ભૂપ રાય ને રાણા મારા વહાલાજી. ૧૫
પૂનમે શ્રીઘનસ્યામજી રૂપની રાશરે વહાલાજી:
એ શોભા જોઇ બલિ જાયે **માધવદાસ** મારા વહાલાજી. ૧૬

## ધોળ ૩૭ મું.

શ્રીગોકુલગામને ગોંદરે સાહેલીરે આશી ઝાકઝમાળ;
શ્રીગુસાંઇજી ગોકુલમાં પધારીયા સાહેલીરે. ટેક. ૧
મંડપ છાયા મોઘરે સાહેલીરે, મોતીના ચોક પુરાય;
તોરણ બાંધ્યાં બારણે સાહેલીરે, કદલિના સ્થંભ રોપાય. ૨
રંગીલી ગલી રળીઆમણી સાહેલીરે, ભીતર ભીડ ન માય;

ગુજરાતી આવે મલપતા સાહેલીરે, વૈષ્ણવ સોરઠ દેશ. ૩
ગોકુલ ગામ રળીયામણું સાહેલીરે, શ્રીયમુનાજી લહેરે જાય.
વૃંદાવન સોહામણું સાહેલીરે, બંસીબટનો ચોક. ૪
**માધવદાસ** માગે સદા સાહેલીરે, શ્રીગોકુલમાંહી વાસ. ૫

## ધોળ ૩૮ મું.

આવો મળો સાહેલડીરે. હૈડે હરખ ન માય:
માંહોમાંહે વધામણાંજી પ્રકટયા શ્રીવિઠ્ઠલરાય. ૧
નવસત આભરણ અંગે સજયાંજી, ચાલ્યાં શ્રીવ્રજની નાર;
અતિ આનંદ ઉમંગે ભર્યાંજી, પહોંચ્યાં શ્રીવલ્લભદ્વાર. ૨
ધન્ય ધન્ય શ્રીવલ્લભ ધણીજી, ધન્ય શ્રીઅંકાજી માત;
શ્રીગોકુલચંદ્ર પ્રકટીયાજી, શ્રીગોપીનાથજીના ભ્રાત ૩
માગશર માસ સોહામણોજી, સોહામણો નવમીનો દિન:
કૃષ્ણપક્ષે ઉદે હવાજી, શ્રીગોકુલ માંહી રત્ન. ૪
દ્વાપર માંહી ઓળખ્યાજી, હૈડે હતી હામ;
તે પ્રભુજી પધારીયાજી, પૂરવા મનના કામ. ૫
રાત દિવસ સેવે સદાજી, બ્રહ્માદિક મહેશ;
દર્શન માત્ર પામે નહી જી, સ્વપ્નાંતર લવલેશ. ૬
શેષ સહસ્ત્ર મુખ સ્તુતિ કરે જી, નિગમ ન પામે પાર;
તે પ્રભુજી પધારીયાજી ટાળવા ભૂમિનો ભાર. ૭
સેવકને સુખ આપવાજી, અબલાના આધાર;
ઘેર ઘેર ઉત્સવ અતિ ઘણોજી, મોતીના ચોક પુરાય. ૮
કેસર કુમ કુમ છાંટણાંજી, તોરણ બાંધ્યાં દ્વાર;
દૈવીનાં દુ:ખ ટાળવાજી, પ્રકટયા બીજી વાર. ૯
વાજીંત્ર વાગે અતિ શોભીતાંજી વીણા તાલ મૃદંગ,
માનિની મંગલ ગાયેજી, હૈયે ધરી ઉમંગ. ૧૦

ગાયે ગીત સોહામણાંજી, પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથ;
દાન આપે વિવિધ તણાંજી, ઉદાર શ્રીવલ્લભનાથ. ૧૧
તૈલંગતિલક ત્રિભુવન ધણીજી, શ્રીગોકુલપતિ આધાર:
બંદીજન બહુ યશ ભણેજી, ચિરંજીવો રાજકુમાર. ૧૨
શ્રીવલ્લભજીના લાડીલાજી, શ્રીપદ્માવતી વહુજીના કંથ;
ભગવંત ભાવે ભેટતાજી, એવા અઢલક કરૂણાવંત. ૧૩
વદન કમલ અવલોકતાંજી, પહોંચી મારા મનડાની આશ;
**માધવદાસ** માગે સદાજી, શ્રી ગોકુલ માંહી વાસ. ૧૪

## ધોળ ૩૯ મુ..

શ્રી વલ્લભ રાજકુમાર તમે કાંઇ કીધું રે.
મ્હારૂં ચિત્તવિત્ત શ્રીગોકુલનાથ હરીને લીધું રે. ૧
ગિરિધારીએ ઘેલી કરી મને આજ ન ભાવે અંન્ન રે;
ધન્ય કુંવર શ્રી અકાંજીના જાયા, તેથી મોહ્યું મારૂં મન. તમે. ૨
લોભાણાં લોભી રહ્યાં, ને નંદકુંવર રંગ રેલરે;
રસીયા ઠાકોર **ભીમના** મારી અરજ સુણો અલબેલ. તમે. ૩

## ધોળ ૪૦ મું.

હરખે શ્રીવલ્લભનંદન ગાવુંજી, શ્રીવિઠ્ઠલનાથને વારણે જાવુંજી. ૧
એમના તે નામ તણો મહિમાયજી, સકલ અમંગલ અળગાં થાયજી ૨
વહાલે મારે પુષ્ટીનાં દીધાં દાનજી, ટાળ્યાં ટાળ્યાં જીવતણાં અજ્ઞાનજી. ૩
કીધો કીધો મહામ્હોટો ઉપકારજી, દૈવી તે જીવનો કીધો વિસ્તારજી. ૪
મનડાની આશા પુર્ણ કીધીજી, શિક્ષા તે સેવા કરવાની દીધીજી. ૫
મીટયો મીટયો અસુર તણો આવેશજી, કીધોકીધો ભક્તિ તણો ઉપદેશજી ૬
જીવને બ્રહ્મસંબંધ કરાવ્યાંજી, જે થકી પુરુષોત્તમ મન ભાવ્યાંજી. ૭
વાર્યાવાર્યા અન્યઆશ્રયે જીવ જાતાજી,રાખ્યારાખ્યાઅસમર્પિતવસ્તુખાતાજી ૮
શ્રીમદ્‌ભાગવતરૂપ પ્રકાશ્યુંજી, તે થકી તત્ત્વ વેદનું ભાષ્યુંજી. ૯

બાંધી બાંધી ભક્તિસિંધુની સેતજી, કીધું કીધું દૈવી જીવનું હેતજી. ૧૦
સાત કુંવરતણા એ તાતજી, શ્રીગોપીનાથજી કેરા એ ભ્રાતજી. ૧૧
શ્રીઅંકાજીના ગર્ભતણા એ રત્નજી, પધાર્યાછે ભક્તોનું કરવા જત્નજી. ૧૨
તે મણિ ભક્તતણે શિરસોહીએજી, નિરખતાં નિજજનનાં મનમોહીએજી. ૧૩
શ્રીમદ્‌વિઠ્ઠલના જે દાસજી, તેમના તે પદરજની આશજી. ૪
વળી વળી એહજ વિનતિ કીજેજી, **દાસરસિકને** અભયપદ દીજેજી. ૧૫

## ધોળ ૪૧ મું.

શ્રીવિઠ્ઠલનાથ નામ રસ અમૃત, પાન સદા તું કરરે રસના.
વારંવાર કહું હું તોસું, યેહી નેમ જો ધરરે રસના. ૧
એ રસમાં પ્રતિબંધ પડે તો તાસું તું અતિ ડરરે રસના. ૨
હરિકો વિમલ યશ ગાને નિરંતર, જાત વિઘ્ન સબ ટળરે રસના. ૩
**ચતુર્ભુજ** પ્રભુ ગિરધરનલાલકો, આનંદ ઉરમાં ભરરે રસના. ૪

## ધોળ ૪૨ મું.

જે જે લાલ ગોવર્ધનધારી, સુંદર રૂડાં નામજી:
શ્રીપુરુષોત્તમ પ્રકટ થયા, શ્રીવિઠ્ઠલ રૂપનિધાનજી. ૧
ટોળે મળી સર્વ તારુણીને, સજોની સોળે શૃંગારજી;
થાળ ભરી મુક્તાફળેને, વધાવો શ્રીવલ્લભલાલજી. ૨
વધાવીને શ્રીમુખ નિરખો, નિમિષ ન અળગા થાઓજી;
પ્રેમસુધારસ પીઓરે પદ્મિણી, હળી મળી મંગલ ગાઓજી. ૩
શ્રીવ્રજસુંદરીના જીવન વહાલા સેવકના સુખકંદજી;
બત્રીશમાં એકો નહીં ઓછું, સોળ કળા મુખ ચંદજી. ૪
શ્રીવલ્લભસુત જો વહાલા કરીએ, તો ભવસાગર તરીએજી;
અન્ય દેવ ઉપાસના તજીએ, તો વર વિઠ્ઠલ વરીએજી. ૫
તન મન ધન સમર્પણ કરીએ, વૈષ્ણવને અનુસરીએજી;
**માધવદાસ** એટલું માગે, શ્રીગોકુલમાં અવતરીએજી. ૬

## ધોળ ૪૩ મું.

આપણે જઇએરે શ્રીગોકુલ ગામ, સાહેલીરે શ્રીજીને નિરખીએ:
જીરે જુવતિનાં જૂથ ટોળે મળ્યાં, ગોપીએ સજ્યારે નવસત શૃંગાર. સા. ૧
ગોપી વેગે તે ચાલી ઉતાવળાં, જઇ જોઇએરે અનુપમ નાથ. સા. ૨
ગોપીએ કંચન થાળ કરે ગ્રહ્યો, માંહી ભરીયાંરે મુક્તાફળ સાર. સા. ૩
મહારૂં મનરે મથુરાં ચિત્ત ગોકુલમાં મ્હારો જીવડોરે રહ્યો શ્રીજીની પાસ ૪
ગોપી ચરણકમલ રજ લેઇ રહ્યાં, વહાલો આપેરે અભયપદ દાન. ૫
ત્યાં તો સાત મંદિર સોહામણાં, ગોપી આવ્યારે ઠકરાણીને ઘાટ. સા. ૬
મથુરામાં તે વાજીંત્ર વાગીયાં, ગોકુલમાંરે ગડગડીયાં નિશાન. સા. ૬
વારિજાઉં શ્રીવલ્લભ સુતને વારણે, બલિહારીરે જાય **માધવદાસ.** સા. ૮

## ધોળ ૪૪ મું.

આજ મ્હારે આનંદ ઉર ન સમાયજી. પ્રકટયા શ્રીવર વલ્લભ સુકુમારજી. ૧
ભૂતલ ભાગ્યતણો નહી પારજી, દૈવી તે જીવનો કરવા ઉદ્ધારજી. ૨
મંદિર માંહે તે ચોક પૂરાયજી, તોરણ બારણીએ બંધાયજી. ૩
હુંએ કરૂં વિધવિધના શણગારજી, હરખે તેડાવું તે સહીઅર સાથજી. ૪
નાચું ગાવું તાળી તે પાડું હાથજી. કાને કહું કહ્યું તે નવ કહેવાયજી. ૫
છબિપર જન રસિક બલિજાયજી, આજ મહારે આનંદ ઉર ન સમાજી ૬

## ધોળ ૪૫ મું.

મોહન મલપંતા ઘેર આવ્યારે,
મહારે ઘેર પુરુષોત્તમ પધાર્યારે, મેં તો લઇને મોતીડે વધાવ્યારે. ૧
વહાલે મહારે કરૂણાની દૃષ્ટિએ જોયુંરે, બાઇ મ્હારે એ વરશું મનમોહ્યુંરે ૨
પડયું મ્હારે નંદના કુંવર સાથે પાનુંરે, હવે હું તો કયમકરી રાખીશ છાનુંરે ૩
દુર્જનને કહેવું હોય તે કહેજોરે, વ્હાલા મ્હારા હૃદયકમલ વચ્ચે રહેજોરે. ૪
ધન્ય ધન્ય ગોકુલના ગિરધારીરે, વહાલાને જોતા મળી વ્રજનારીરે. ૫

હાંરે હું તો વલ્લભકુલની દાસીરે, હાંરે વહાલા કૃપા કરો વ્રજવાસીરે. ૬
વહાલે મ્હારે વ્રજમાં તે આપ્યો વાસરે,હાંરે બલિહારીજાય **માધવદાસરે.** ૭

## ધોળ ૪૬ મું.

આજ સખી વ્રજમાં તે આનંદહુવોરે, આપણા શ્રીનાથજીને જઈ જુઓરે.
જેને કાજે તલસંતા બહુ દહાડીરે, તે દ્વાર મેલ્યાં છે ઉઘાડીરે. ૧
વ્રજત્રિયા વેગે કેરો શૃંગારરે, પહેરોને નૌતમ મોતીના હારરે. ૩
આવે છે વ્રજસુંદરીનો વહાલોરે, તેને તે નયણાં ભરિ નિહાળોરે. ૪
માનિની હળીમળી મંગલ ગાયરે, **માધવદાસ** તે બલિહાર જાયરે. ૫

## ધોળ ૪૭ મુ.

વહાલો શ્રીવલ્લભ ગ્રહે પ્રગટીયા, સુંદિર વરજી.
શ્રીવિઠ્ઠલ ધરીયાં નામરે, સુંદિર વરજી. ૧
એમનું રૂપ રસાલ ઘણી ચાતુરી, સુંદિર વરજી;
એમનું મુખ જોવાને થઇ આતુરી, સુંદિર વરજી. ૨
એમને સહેજ કસ્તુરી તિલક ભાલરે, સુંદિર વરજી;
એમનાં લોચન લાલ ગુલાલરે, સુંદિર વરજી. ૩
એમને આજાન બાહુએ હરી, સુંદિર વરજી;
એમની કટિ પર વારૂં કેસરી, સુંદિર વરજી. ૪
એમના ચરણકમલ શોભા ઘણી, સુંદિર વરજી;
વૈષ્ણવજન માથે એ ધણી, સુંદિર વરજી. ૫
એમને કેસરી ધોતી સોહીએ, સુંદિર વરજી;
એમને તેજે ત્રિભુવન મોહીએ, સુંદિર વરજી. ૬
એમનો ઉપરણો છે જરકશી, સુંદિર વરજી,
સુરવનિતા છબી દેખી હસી. સુંદિર વરજી. ૭
એમ કહી પુષ્પવૃષ્ટિ કરે, સુંદિર, એ સુખ જોઇ હૈડું ઠરે સુંદિરવરજી
પુષ્પલતા બહુ પાસરે, સુંદિર; ત્યાં શ્રીહરી રમીયા રાસરે. સુંદિરવરજી.

ભાગ્યબડાં વ્રજવાસીનાં સુંદિર વરજી.
વાહાલા શું રમતાં રાસરે, સુંદિર વરજી. ૧૦
બેઉ કરજોડીને વિનવું, સુંદિર: શ્રીયમુનાજીને હું નમું. સુંદિરવરજી. ૧૧
શ્રીયમુનાજી જોયાની આશરે, સુંદિર વરજી;
મુને આપજો વ્રજમાં વાસરે સુંદિર વરજી. ૧૨
**હરિદાસ** શોભા જોતાં સુંદિર વરજી;
**મહારા મનના મનોરથ** સહુ પોહોત્યા સુંદિરવરજી. ૧૩

## ધોળ ૪૮ મું.

શ્રીવિઠ્ઠલનાથજી સોહામણારે, એમના લીજીએ પેરે પેરે ભામણાંરે. ૧
દ્વિજ કુલમાં વહાલો પ્રકટીયારે, દેખી નિજજન મન અતિ હરખીયાંરે. ૨
રાજ્ય શિરોમણિ રાજીયારે, દેખી સોળ કળા શશી લાજીયારે ૩
સજ્જન સર્વ સંતોખીયારે એતો અમૃત વાણીએ પોખીયાંરે. ૪
તન મન ધન કરૂં વારણેરે પ્રભુ પ્રકટયા ભક્તોને કારણેરે. ૫
કોડ પૂર્યા વહાલે ભક્ત તણારે સુખ પામ્યા માંહોમાંહે અતિ ઘણારે. ૬
**દાસનો** દાસ કરે વિનતિરે, ચિરંજીવો શ્રીગોકુલપતિરે. ૭

## ધોળ ૪૯ મુ.

ધન્ય ધન્યરે આજનો દિન, આજની રાત્રિ રળીઆમણીજી;
પધાર્યા શ્રીવિઠ્ઠલનાથ, વેગે તે આપો વધામણીજી; ૧
જીરે ઉલટ અંગ ન માય આજની શોભા અતિ ઘણીજી;
જીરે માનિની તે મળીરે આજ છબી નિર્ખવા પ્રભુ તણીજી. ૨
જીરે હીંડે તે માંડલા મોડ કનક કલશ શિરપર ધરીજી;
જીરે એક કરે પુષ્પની માલ બીજે કરે કુમકુમ ભરીજી. ૩
જીરે તે ઉપર શ્રીફલ સાર મુક્તા થાળ સંગે ભરીજી;
મ્હારા વહાલાને વધાવાને જાઉં ઉમંગી ઉમંગી આનંદ ભરીજી. ૪

જીરે ચિરંજીયોરે શ્રીયુગલકિશોર આ જોડી અવિચલ સદાજી;
બલિહારી **શ્રીવિઠ્ઠલનાથ** કોડ પૂરો મહારા મન તણાજી. ૫

### ધોળ ૫૦ મું.

જીરે ધન્ય ધન્ય આજનો દિન, શ્રીવિઠ્ઠલનાથ પધારીયાજી;
સુણી સુરનર હરખ્યા મન કલિયુગ જીવ ઉદ્ધારીયાજી. ૧
જીરે ધન્ય ધન્ય શ્રીવલ્લભ તાત, પ્રકટ પુરુષોત્તમ સુત હવાજી;
જોતાં જાણુંરે અદભુત વાત, પૂરણ પ્રીતે પામવાજી. ૨
જીરે ધન્ય ધન્ય શ્રીઅંકાજી માત, કુંવર કર હુલરાવીયાજી;
જીરે એના મુખમાં તે સાયર સાત, શ્રીયશોદાજીને દેખાડીયાજી. ૩
જીરે એના મુખમાં તે બીડી બરાસ, વૈષ્ણવજનને આપીયાજી;
વહાલે આપ્યાં તે ચવિંતનાં દાન, ભવનાં બંધન કાપીયાંજી. ૪
જીરે ધન્ય ધન્ય શ્રીયમુનાજીનાં નીર, નિત્ય નિત્ય નાથ ક્રીડા કરેજી;
વહાલો ઓઢેરે ઉપરણા સાર દીઠડે મારાં મન ઠરેજી. ૫
જીરે ધન્ય ધન્યરે વ્રજવાસી લોક વદન નિહાળે વળી વળીજી;
જોતાં જાણું તે કારણ કાંય મંગળ ગાએ હળી મળીજી. ૬
જીરે ધન્ય ધન્યરે શ્રીગોકુલગામ, વ્રજ નાયક વાસો વસેજી;
હવે સરીઆંરે સેવકનાં કાજ, મરજાદી મનમાં હસેજી. ૭
જીરે ધન્ય ધન્યરે ઓચ્છવ આજ, શ્રીવલ્લભજીને બારણેજી;
ત્યાંહાંતો વાગેરે તાલ પખાજ, બંદીજન બહુ જશ ભણેજી; ૮
જીરે ધન્ય ધન્ય માગસરમાસ, ઉત્તમ વદ નવમી ભલીજી;
સુખ પામ્યોરે સહીયર સાથ, લીલા દેખી નિત્ય નવી નવીજી. ૯
બલીહારીરે જાય **માધવદાસ** એ શોભા મહારે મનવસીજી.
સેવકજનનાં સરીયાં કાજ એ લીલા સઉને મન ઠસીજી. ૧૦

### ધોળ ૫૧ મું.

ધન્ય ધન્ય તે આજનો દિન, આજની રાત્રિ રળીયામણીજી;

પધાર્યા શ્રીવિઠ્ઠલનાથ, વેગે તે આપો વધામણીજી. ૧
આપણે સદારે સોહાગણી નાર આપણા શિર પર એ ધણીજી;
તમો પહેરોને નૌતમ ચીર સુંદરી નવસપ્ત વર્ણ તણીજી; ૨
તમો પેહેરોને આભરણ અંગ સરખા સરખી સહચરીજી;
સખી એક કરે પુષ્પની માલ બીજે તે કરે કુમકુમ ભરીજી. ૩
ઉપર શ્રીફળ ફોફળ સાર કનક કલશ કેસર ભર્યાજી;
માહારા વાહાલાજીને નિરખવા જાઉં નિરખી હરખી મહારસ ભર્યાજી. ૪
જઇ જોયા શ્રીયુગલકિશોર દેહની દશા ગઇ વીસરીજી;
જોયા શ્રીરુક્મિણીવહુજીના કંથ ઉર ઉપર અમી ભરીજી. ૫
જોયા શ્રીપદ્માવતી વહુજીના કંથ તે દીઠે મહારાં મન ઠરેજી;
મહારૂં માંગ્યું આપોને મહારા નાથ મનડા તણાં કારજ સરેજી. ૬
સદા શ્રીગોકુલ માહરો વાસ પ્રભુની છબી માહારે મન વસીજી;
બલિહારી તે **માધવદાસ** એ લીલા માહારે મન વશીજી. ૭

## ધોળ ૫૨ મું.

હરખે શ્રીવલ્લભનંદને ગાવુંજી શ્રીવિઠ્ઠલનાથને વારણે જાઉંજી.
જેહેના નામ તણો મહિમાયજી સકલ અમંગલ અળગાં થાયજી ૨
જેણે તે પુષ્ટિનું કીધું છે દાનજી ટાળ્યું જીવતણું અજ્ઞાનજી. ૩
કીધો કીધો મહામોહોટો ઉપકારજી દૈવી તે જીવનો કીધોવિસ્તારજી ૪
મનડાંની આશા પુરણ કીધીજી શિક્ષા તે સેવાકરવાની દીધીજી. ૬
મટયો મટયો અસુરતણો આવેશજી કીધા કીધો ભકિતતણો ઉપદેશજી ૭
જીવને બ્રહ્મસંબંધ કરાવ્યાજી જે થકી પુરૂષોત્તમ મન ભાવ્યાજી ૭
વાર્યાવાર્યાઅન્યઆશ્રયજીવજાતાજી રાખ્યારાખ્યાઅસમર્પિતવસ્તુખાતાજી૮
શ્રીમદભાગવત રૂપ પ્રકાશજી તેહ થકી તત્વ વેદનું ભાષ્યજી ૯
બાંધી બાંધી ભકત સિંધુના સેતજી કીધું કીધું દૈવી જીવનું હેતજી ૧૦

સપ્ત તે લાલ કેરા તાતજી શ્રીગોપીનાથ તણા જે ભ્રાતજી. ૧૧
શ્રીઅંકાજીના ગર્ભતણા અંશ્નાજી પધાર્યા ભકતાનું કરવા જતનજી ૧૨
તે મણિભકત તણે શિર સોહીએજી નિરખતાં નિજ જનનાં મનમોહીએ
શ્રીમદવિઠ્ઠલના જે દાસજી તેમના તે પદ રજની આશજી ૧૪
વળી વળી એહ જ વિનતિ કીજેજી, નિજ સેવકને અભયપદદીજેજી ૧૫
હરખે તેડાવું તે સહીયર સાથજી નાચું ગાઉં તાળી તે પાડું હાથજી ૧૬
કોને કહું કહ્યું તે નવ કહેવાયજી. છબીપર જનરસિક બલ જાયજી ૧૭

## ધોળ ૫૩ મું.

શ્રીવલ્લભ ઘેર પ્રકટીયા, શ્રીગોકુલનારે નાથ
એવા પ્રભુજીને નવ ઓળખ્યા, પછે ઘસશો બેઉ હાથ.
પ્રાણી પરાક્રમ તેં શું કર્યું. ૧
પામ્યો ઉત્તમ દેહ, જુગમાં જીવન શ્રીનાથજી,
નયને નિરખ્યા નહી તે, કલિમાં કારણ શ્રીનાથજી. ૨
પ્રાતઃસમે નવ ઉઠીઓ, નવ ગાયા ગુણરે ગોવિંદ:
મંગળા આરતિ ઉતારતાં, ન જોયા શ્રીમુખચંદ. પ્રાણી. ૩
શ્રીમુખની શોભા શી કહું, મહારે મુખ રસના છે એક:
મન્મથ દેખીને લાજીઓ, પાતળે પેઠા જઇ શેષ. પ્રાણી. ૪
કાને તે કુંડલ શોભિતાં, શિરપર શોભે છે પાગ:
ઉપર ચંદ્રિકા મયુરની વેણી વાસુકી નાગ. પ્રાણી. ૫
નયનાં તમારાં શ્રીનાથજી, જોઇ જોઈ શું કરું વખાણ;
જોતાં શુધબુધ ભુલી ગયો, હૈયામાં ઉપજ્યું હેત. પ્રાણી. ૬
નાકે તે નકવેસર શોભિતાં, લલાટે તિલક રસાલ:
તે પર સોહે અલકાવલી, લટકણ લટકે છે ભાલ પ્રાણી. ૭
અધરની ઉપમા હું શી કહું, ચિબુક ઝલકે છે કાન;
કંઠે સોહે હાંસડી, ઉરગજ મોતીના હાર. પ્રાણી. ૮

મોહન મુરલી વગાડતાં, કંઠે વૈજંતી માલ. પ્રાણી ૯
બાંહે બાજૂબંધ બેરખા, ફરકે ફુમતાં ચાર;
હાથમાં હેમની કલ્લી, પહોંચી છે હીરાજડાવ. પ્રાણી. ૧૦
કોમલ કરપર ઝમમગે, રત્નજડિતના ચાક;
તાપર અનુપમ મુદ્રિકા, દેખી મોહ્યા ત્રૈલોક. પ્રાણી. ૧૧
બીજી શોભા હું શી કહું, નખશિખ હીરાના હાર;
રવિશશી કોટિક વારણે છબી ઉપર જાઉં બલિહાર. પ્રાણી. ૧૨
વામભુજાએ વિઠ્ઠલેશ, લટકે ધર્યો ગિરિરાજ;
ઇંદ્રતણો મદ મોડીયો, સાર્યા વ્રજજનનાં કાજ. પ્રાણી. ૧૩
કેહેડે સોહે કટિમેખલા, ઘુઘરી ઘમકે બેઉ પાસ;
કંચનવરણી છે કાછની, ચંદ્ર પ્રકટયો આકાશ. પ્રાણી. ૧૪
યુગલચરણે પહેર્યાં જોડલાં, મોજડીએ મોતીની હાર;
રમકઝમક વાગે ઘુઘરી, અણવટ વીંછુવા રસાલ. પ્રાણી. ૧૫
એવા પ્રભુજીને નવ ઓળખ્યા, નવ કીધી હૈડામાં હામ;
ભૂતલ મધ્યે અવતર્યો, કરવા માતાને ભાર. પ્રાણી, ૧૬
વ્રજની રજમાં લોટયો નહિ. ન કીધાં શ્રીયમુનાજલપાન;
મોહન મુરલી વગાડતાં નવ કીધા સન્મુખ કાન. પ્રાણી. ૧૭
કાલિંદીને કાંઠડે સુંદર યમુનાને તીર;
શ્રીગિરિધર ગાયો ચરાવતા, ન જોયા હલધરવીર. પ્રાણી. ૧૮
સંકેતવનની શોભા ઘણી ત્યાં પ્રભુ ખેલે છે રાસ;
એ સુખ અબલાને આપીએ, બલિહારી **માધવદાસ** પ્રાણી. ૧૯

## ધોળ ૫૪ મું.

આજ આનંદ માહારારે અંગમાં, રસ વાધ્યો રૂડા રંગમાં;
**પધાર્યારે શ્રીવિઠ્ઠલનાથ, નજરે ભરી ભરી નિરખીએ.** ૧

ધન્ય ધન્ય શ્રીવલ્લભતાતને, ધન્ય ધન્ય શ્રીઅંકાજી માતને:
જેણે જાયારે શ્રીજગના આધાર નજરે. ૨
ધન્ય ધન્ય શ્રીયમુનાજીનાં નીરને, ધન્ય ધન્યરે લહેર તોરંગને;
ધન્ય ધન્યરે શ્રીઠકરાણી ઘાટ, નજરે. ૩
ધન્ય ધન્ય શ્રીવૃંદાવનને, ધન્ય ધન્ય કદમ કેરી છાંયને;
વહાલે કીધોરે કાંઈ વેણુનો નાદ. નજરે. ૪
ધન્ય ધન્ય ગોકુલીયાની ગલીયોને, ધન્ય ધન્ય શ્રીશ્યામાજીના જુથને:
ગોપી મળીનેરે મંગલ ગાય. નજરે. ૫
ધન્ય ધન્ય શ્રીવ્રજના જીવણને, ધન્ય ધન્ય વ્રજ સર્વ સાથને:
બલિહારીરે જાય **માધવદાસ.** નજરે. ૬

## પદ ૫૫ મું.

વંદુ શ્રીવલ્લભનાથજીનો વંશજી, પૂરણ બ્રહ્મ શ્રીકૃષ્ણનો અંશજી;
જેમ રવિકુલ રઘુ રાઘવજી, વળી ચંદ્રવંશી જદુ જાદવજી
તેમ છે તેલંગતિલક કુલજી, શ્રીવિઠ્ઠલનાથજી પ્રકટયા ગોકુલજી.
સંવત પંદરસેં બોતેરની સાલજી' માગશર વદ નવમીને ભ્રગુવારજી
ઘડી એકવિશને પલ પચીશજી, હસ્ત નક્ષત્ર ઘડી સાડત્રીશજી;
પદ્મ ચુંવાલી તેતલ કર્ણજી, જન્મ્યા તે સમે શ્રીશામલ વર્ણજી;
જેમ નંદરાય જસોદાજી હરખ્યાજી, તેમ શ્રીવલ્લભ અંકાજીએ નિરખ્યાંજી
બાલ લીલા કરીને લાડ લડાવ્યાજી, પછી તો વહુજી બે પરણાવ્યાંજી.
વડાં વહુજી શ્રીરૂકમણીજી કહીએજી, પુત્ર છ ને બેટી ચાર તે તણાંજી.
શોભા, કમલા બેટી બે વડેરાંજી, જમના, દેવકા બેટી બે નાનેરાંજી.
બીજાં શ્રીપદ્માવતી વહુજી, તેહુના પુત્ર એક શ્રીઘનસ્યામજી;
શ્રીરૂકમણી વહુજીએ પુત્ર ખટજાયાજી, યુગલ સેવા સહિત લખાયાજી,
પ્રથમ પ્રકટયા શ્રીગિરિધારીજી, સેવા શ્રીનવનીતરાયની ધારીજી;

શ્રીમથુરાંનાથ સદાએ સુખકારીજી, શ્રીનટવરલાલ તે કુંજબિહારીજી.
બીજા તે પુત્ર શ્રીગોવિંદરાયજી, સેવા શ્રીવિઠ્ઠલનાથજી મુકુંદજી,
ત્રીજા તે પુત્ર શ્રીબાલકૃષ્ણજી સેવા શ્રીદ્વારકાંનાથજી સમર્થજી.
ચોથા તે પુત્ર શ્રીગોકુલનાથજી, સેવા શ્રીગોકુલનાથજીની સાથજી;
પાંચમા પુત્ર શ્રીરઘુવીર કહીએજી, સેવા શ્રીગોકુલચંદ્રમાજીની લઇએજી
છઠ્ઠા પુત્ર શ્રીયદુનાથજી મહારાજજી. સેવા શ્રીબાલકૃષ્ણજીની બિરાજેજી;
શ્રીપદ્માવતી વહુજીના તન ઘનશ્યામજી,શ્રીમદનમોહનજી લીલાસુખધામજી,
એ લીલાએ શ્રીગોકુલ ઓપ્યુંજી, તૈલંગ બીજું વૃન્દાવન રોપ્યુંજી;
મૂલ શ્રીવલ્લભરાય કૃપાલજી, શ્રીવિઠ્ઠલકલ્પવૃક્ષ રસાલજી.
પ્રસર્યો તે સપ્ત શાખાએ જગતજી, નિત્ય નવાં નવાં ફુલ ને પત્રજી;
એ સ્વાદ પ્રસર્યો અંગો અંગજી, નિરખ્યા તે નિત્ય નવલા તોરંગજી,
સુણી ધાયાં ચોદિશાથી નરનારજી, આવ્યા છે ચરણ શરણ વર્ણ ચારજી
પ્રાપ્ત ભાગ્ય હોય તો થાયજી. પ્રીત પ્રીત વીના કયાંથી થાયજી.
દયા કરી દાન શ્રીકૃષ્ણજીએ દીધાંજી, તે તો મેં શ્રવણ ઇંદ્રિયે કહી લીધાંજી
રાખવી તે મનમાં ઘણી ઘણી આશજી,નિશ્ચય કરવો એ તરુતળે નિવાસજી
જઇ અહી પાંચમી જે ડાલેજી. છાયા કરી શ્રીદેવકીનંદ લાલજી;
જેમ રઘુકુલ યદુકુલ આનંદજી, ગંગા પ્રભુ શ્રીગોકુલચંદ્રજી.

## પદ ૫૬ મું.

શ્રીમદવલ્લભ ઘેર પ્રકટ્યા સહીરે, શ્રીવિઠ્ઠલવર નંદકુમાર;
આ ગુપ્ત ભાવ રસ જગત પ્રકટ કર્યોરે, કલિયુગમાં દ્વિજવર અવતાર. ૧
આજ્ઞા પ્રથમ કરી પ્રકટ્યા હરિરે, તમઘેર અમ પ્રાકટ્ય નિર્ધાર;
આજ દૈવીજન મન અતિઆનંદ થયોરે, જગમાં થાશે જશ વિસ્તાર ૨
આ શુદ્ધ ધામ ચરણાટ વખાણીએરે, ચરણચિન્હ અંકિત સુખકંદ;
આ લીલા સૃષ્ટિ તે પ્રકટિ નિકુંજનીરે, ત્યાં પ્રકટ્યા શ્રીવૃંદાવન ચંદ ૩.

આ **પોષ** કૃષ્ણ **નવમી** દિન શુભ ઘડીરે, **સંવત પંદરસેં ઓતેર;**
કરી કરુણા ભૂતલ પ્રકટયા હરિરે, કરવા દૈવી જનપર મેહેર. ૪
આ આપ રૂપ કહિએ નિજ સ્વામીનીરે, પ્રકટરુપ શ્રીગોવર્દ્ધનનાથ:
તેથી મૃગમદ તિલક સોહામણારે, છબિ નિરખી જન થાય સનાથ. ૫
આ સેવકસેવ્યભાવથી ઉદય થયારે, શ્રીવલ્લભ ઘેર શ્રીવિઠ્ઠલેશ:
આ કમલ લોચન કરુણા રસથી ભર્યારે, મુખ જોતાં દુઃખ જાય કલેશ ૬
આ બાલસ્વરૂપ ભૂપ ત્રીલોકનારે' પ્રકટયા પુષ્ટિ કરવા પ્રકાશ;
શ્રીવૃંદાવન લીલા નિજ રૂપથીરે, જ્યાં રસિક રસ રમતાં રાસ. ૭
આ કોટિ તિમિર અઘ હર્તા એ પ્રભુરે, નિત પ્રતિ કરીએ સ્મરણ ધ્યાન,
**નિજજન** નિજરસ રસના તો લહેરે, કરીએ નિજ લીલાનું દાન. ૮

## ધોળ ૫૭ મું.

આજ આનંદ રે આજ આનંદ ઉર ન સમાય રે,
વ્રજ ઘેર ઘેરરે વ્રજ ઘેર ઘેર ઉત્સવ થાય રે. ૧
એવા સુંદિર રે એવા સુંદિર શ્રીવલ્લભ લાલ રે.
વ્હાલો નખશિખ રે વ્હાલો નખશિખરૂપ રસાલ રે, ૨
આંગણીયામાં રે આંગણીયામાં કેસર છિરકયાં રે,
નિરખી વૈષ્ણવ રે નિરખી વૈષ્ણવનાં મન હરખ્યાં રે. ૩
ધન્ય ધન્યરે ધન્ય શ્રીઅક્કાજી બડભાગીરે,
એઉની રત્નરે એઉની રત્નકુખ જોત જાગી રે. ૪
પારણિયે રે પારણિયે તોરણ સોહામણાં રે,
શોભા જોઇને રે શોભા જોઈ **હરિદાસ** લિયે ભામણાંરે. ૫
હરિદાસરે હરિદાસ પ્રભુના ગુણ ગાય રે,
મહારા મનનારે મહારા મનના મનોરથ થાય રે ૬





# પ્રકરણ ૮ મું.



## શ્રી ગોકુલનાથજીની વધાઇ તથા ધોળ.



### રાગ દેવગંધાર. પદ ૧ લું.

આગમ જનમ મહોત્સવકે દિન ભયો સઘન ઉચ્છાહ:
મંગલ સાજ કરત મનોરથ, અપને અપને ચાહ. ૧
નિત નૌતમ સિંગાર કરત મન, બાઢયો મોદ અથાહ:
આઇ આઇ બહુ ભાંતિ સુહાગિની, નિરખત વલ્લભનાહ. ૨

### પદ ૨ જું

આજ જનમ દિન વલ્લભલાલ.
તેલ સુગંધ ચુપરી સોંધેસો, ન્હાયે રસિક રસાલ. ૧
કેસર રંગ ઉપરના ધોતી: ઓર મુક્તાફલ માલ;
આરતીકો સુખ દેહું વૃંદાવન, ભકત જનન પ્રતિપાલ. ૨

### રાગ સારંગ. પદ ૩ જું.

રુકિમનિ જાયો શ્રીવલ્લભલાલ.
અગહન સુદી સાતમ શુભ દિન, અતિ પ્રકટયો ભકતન પ્રતિપાલ. ૧
કોન સુકૃત કીને શ્રીવિઠ્ઠલ, શ્રીગોકુલનાથ નિહાર્યો બાલ:
વૃંદાવનકો ચંદ ઉભય ભયો, ભકત જનન પ્રતિપાલ. ૨

## પદ ૪ થું.

પ્રાકટય અતુલ પ્રકટ ભયો સુનીકે, જહાં તહાંતેં સુંદરી ઉઠ ધાઇ;
બધાઇ બધાઇ બધાઇ કહતહે, મોદ ભરી મંદિરમેં આઈ. ૧
ધનિ રુકમણી તેરી કૂખ સુહાગીન, ભાગ્યન યહનિધિ ભૂતલ આઈ;
અષ્ટસિદ્ધિ નવનિધિ અલૌકિક, યા દેખત હમ પાઇ વધાઇ. ૨
મગન ભઇ નિજ અંગ ન સમારતી વારત તનમન પ્રાન સમેતી;
અનેક મનોરથ કીયે ભાવતે ન્યોછાવર કરી સંપત્તિ દેતી. ૩
ચિરંજીયો જુગ જુગ યહ બાલક, યા ઘરકી સુખ સંપત્તિ બાઢો;
દર્શન દાનકી ભિક્ષા માગત દાસ ગોપાલ દ્વાર રહ્યો ઠાડો. ૪

## પદ ૫ મું.

સખ ઉચ્છવકો ઉચ્છવ આયો.
અતિપ્રફુલ્લિત આનંદ મગન મન, છિન છિન બઢત સવાયો ૧
જરતારી પાટંબર અંબર, ઢેરહી ઢેર લગાયો,
નિર્મૌલિક આભુષણ લેલે, પ્રાનપ્રિયા પહેરાયો. ૨
કાહુ કછુ અભિલાષ ન રાખ્યો, જો જાકે મન ભાયો·
આરતિ કરી કરી નિરખી નિરખી મુખ, સબકે, હીયો સીરાયો. ૩
ત્રરસ ઘોસલાં ઘર ઘર મંગલ મંગલ સાજ બનાયો;
વૃંદાવન મનોરથ પૂરન કરી, શ્રીવલ્લભલાલ લડાયો. ૪

## પદ ૬ ઠું.

પૂત ભયોરી શ્રીવિઠ્ઠલગ્રહ, બાજત બાજે તાલ;
નરનારી મિલ નાચત ગાવત, વારત મુકતા માલ. ૧
છીરકત કેસર ચંદન વંદન, સોંધે સગવગી રંગીહે બાલ,
વૃન્દાવનકો ચંદ પ્રકટ ભયો, ભકતજનન પ્રતિપાલ. ૨

## પદ ૭ મું.

ઘર ઘર અતિઆનંદ વધાયો.

શ્રીવિઠ્ઠલનાથગુસાંઈકે ઘર, રુકિમની ઢોટા જાયો. ૧
નરનારી મિલી નાચત ગાવત, ભયો ભકતન મન ભાયો:
અપને પ્રાણનાથકો નેનન, નિરખત હીયો સીરાયો. ૨
દેત આશીષ રહસી મન સુંદરી, આનંદ મંગલ ગાયો;
ધનિ ધનિ માત તાત તુમ યહ સુત, પૂરે ભાગીન પાયો. ૩
રહ્યો ન મન અભિલાષ કછુ અબ, શ્રીવલ્લભલાલ લડાયો;
શ્રી વૃંદાવનકો ચંદ હમારે, શ્રીગોકુલનાથહી આયો. ૪

પદ ૮ મું.

પ્રકટયો સબકો વલ્લભ માઈ.
આનંદહુકે આનંદ ઓચ્છવ, ઘરઘર હોત વધાઈ. ૧
નરનારી મિલ નાચત ગાવત, ફુલી અંગ ન સમાઈ;
વૃન્દાવનકો ચંદ બિરાજે, શ્રીગોકુલમની રાઈ. ૨

પદ ૯ મું.

સબ લે ચલોરી વધાઈ,
શ્રીરુકિમનીજુકે પુત્ર પ્રકટ ભયો, દેખોરી તુમ માઈ. ૧
મંગલ સાજ સમારી આરતી, નિરખો સુંદરતાઈ;
વૃંદાવનકો ચંદ પ્રકટ ભયો, ભક્તજનન સુખદાઈ. ૧

પદ ૧૦ મું.

એસો પૂત કાહૂ નહિ જાયો,
જેસો રાની તેરો ઢોટા, ભાગ્ય બડેતેં પાયો. ૧
જાકો અંત ન કોઈ પાવત, સો તેરે ઘર બેઠેઈ આયો;
વૃંદાવનકો ચંદ પ્રકટ ભયો; જાન્યો તાહી જનાયો. ૨

પદ ૧૧ મું.

શ્રીવલ્લભ પ્રકટે ભાગ્ય હમારે, પ્રગટે ભાગ્ય હમારે,
ભયે મનોરથ મનકે ચીતે, શ્રીરૂકિમણીલાલ નિહારીયે. ૧

કહી ન જાય અંગો અંગકી શોભા ઉમંગી રસની ધારે;
શ્રીગોકુલપતિકી યા છબી ઉપર, વ્રજદાસ અપનપો વારે. ૨

પદ ૧૨ મું.

અંગોઅંગ આનંદ ફુલી, શ્રીરુક્ષ્મણી.
નિરખતહી શ્રીવલ્લભ વલ્લભ મુખ. ગયો સકલ દુઃખ ભુલી. ૧
એસો ઢોટા ભયો ન દેખ્યો, કાહુદેવ સમતૂલી;
શ્રીવૃંદાવનકો ચંદ પ્રકટ ભયો, ભકતન જીવન મૂલી. ૨

પદ ૧૩ મું.

શ્રીવિઠ્ઠલનાથ વધાઈ, દીજે શ્રીવિઠ્ઠલનાથ:
રાણી રૂક્ષ્મણીજીએ ઢોટા જાયો, નિરખી લાલ હું આઈ. ૧
જાકે લીયે શ્રીગોવર્દ્ધન આયો, તાકે નિજ ઘર બેઠે પાયો:
શ્રીવૃંદાવનકો ચંદ પ્રકટ ભયો, શ્રીગોકુલમણિરાય. ૨

પદ ૧૪ મું.

કેસરકી ધોતી કટિ કેસરી ઉપરના ઓઢે
ગોકુલેશ ઠાડે નિજ મંદિરમેં સોહે. ૧
સુંદર વિશાલરૂપ ભૂખન સોહે અનુપ,
અંગ અંગ શોભા દેખી કોટિક મદન મોહે. ૨
કુંડલ બિરાજે કાન ઉપમાકો નાહીન આન:
ભાવ ભરે લટકતહે, યા છબીકો કોહે. ૩
ઘંટા ઝાલર બાજે આરતિ હાથ ન રાજે;
વાર વાર નિરખ નિરખ વ્રજપતિકો જોહે. ૪

પદ ૧૫ મું.

મંગલ ગાવત દેત આશીષ;
નિરખ નિરખ ઉર લેત બલૈયા, જીવો કોડ વરિશ. ૧

ધન રૂકમની તેરી કુખ સુહાગિની, એસો પુત્ર દીયો જુગદીશ;
રાજકરો વૃંદાવન વલ્લભ શ્રીગોકુલકે ઇશ. ૨

પદ ૧૬ મું.

શ્રીવલ્લભસુતકે સુત જાયો, શ્રીગોકુલેશ સુખ રાસ:
પુષ્ટિમાર્ગ પથ દઢ કર રાખ્યો, ગોકુલ કીનો વાસ ૧
સેવા કર નિજ જનહી શિખાવત, બસે આય હરિ પાસ;
શ્યાંમસુંદર પદરજ પ્રતાપતે, ગાવત હેં **નિજદાસ.** ૨

પદ ૧૭ મું.

શ્રીગોકુલનાથ પ્રકટ થયારે. આયો મહા ઓચ્છવ;
મહારા તનના તાપ ગયારે. ૧
સખીયો સર્વ મળી ઘેર આવોરે, મોતીના ચોક પુરાવોરે. આયો. ૨
કંકુના હાથ દેવરાવોરે. મંગલ કલશ ભરાવોરે. આયો. ૩
કદલી ખંભ રોપાવોરે, તરીયા તોરણ બંધાવોરે. આયો. ૪
રૂડા મંડપ રચાવોરે, ચીરના ચંદરવા બંધાવોરે. આયો. ૫
શેરીયે કાચ ઢળાવોરે, સુગંધ અગર ઉખેવોરે આયો. ૬
મોટા સમીયાના બંધાવોરે, મોતીની ઝાલરો ટકાવોરે. આયો ૭
સખીયો સહુ મળી ઘેર આવોરે, મંગળ ધોળ ગવરાવોરે. આયો ૮
મોટી જાજમો પથરાવોરે, ગાદી મુંડા બીછાવોરે. આયો ૯
દીવા જ્યોત પ્રકટાવોરે, આજ આનંદ વધાવોરે. આયો ૧૦
શ્રીગોકુલનાથને પધરાવોરે, એ છે શ્રીરૂક્મિણીજીના જાયારે. આયો ૧૧
એ છે વૈષ્ણુવજનનાવહાલારે,એ છે શ્રીવિઠ્ઠલનાથજીના લાલારે. આયો ૧૨
વહાલે પુષ્ટિપ્રાકટ્ય કીધું રે, વહાલે ભકતને દાન દીધું રે. આયો ૧૩
વહાલે વ્રજમાંપૂર્યો વાસરે,જન્મ્યા સુદીસાતમ માગશર માસરે.આયો ૧૪
વાહાલે સહુની પુરી આશરે, બલિહારી માધવદાસરે. આયો. ૧૫

## ધોળ ૧૮ મું.

ભલે જન્મ્યા શ્રીગોકુલનાથજીરે જોવા આવ્યો આવ્યો વ્રજવાસીનો સાથજીરે
સેવક જન સર્વે ઉભા છે દ્વારજીરે, દર્શન દીજે હમારા આધારજીરે. ૨
મલી માનુની મંગલ ગાયજીરે, ત્યાં તો ઘેર ઘેર ઓચ્છવ થાયજીરે ૩
વાજીંત્ર તે બહુ વિધનાં વાજેજીરે, શ્રીગોકુલ સઘળેડું ગાજેજીરે. ૪
એવું શ્રીવિઠ્ઠલજીને દ્વારે છાજેજીરે, પ્રકટયા સેવક જનને કાજેજીરે. ૫
મલી માગધ આંગણે આવેજીરે, અતિ આનંદે વ્રજજનને પહેરાવેજીરે ૬
દે આશિષ દ્વિજ કુલમાં પ્રકટયો દીવોજીરે,
સદા શ્રીવિઠ્ઠલજીનો કુંવર ચિરંજીવોજીરે, ૬
વહાલે મારે શ્રીગોકુલમાં કીધો છે વાસજીરે,
જન્મ્યા સુદી સાતમ માગશર માસજીરે. ૮
સેવક જનની પોહોચાડી મારે વાલે આશજીરે,
બલીહારી જાય માધવદાસજીરે. ૯

## ધોળ ૧૯ મું.

આજ મહારે શ્રવણે સાંભળ્યું હેલીરે, પધાર્યા શ્રીગોકુલનાથ મહારી બેહેનીરે;
ચાલો જોઇએ શ્રીગોકુલનાથને. ૧
તોડે તે તોરણુ બાંધીયાં હેલીરે, ચોક ચિત્રામણુ સાર. મારી બેહે. ચાલો.૨
પીળાં પીતામ્બર પહેરીયાં હેલીરે, સજ્યા તે સોળ શણુગાર. મારી બેહેનીરે.
કોણે તે હસ્તી શણુગારીયા, હેલીરે,
કોણુ રાય તેજી તોખાર મારી બેહેનીરે. ચાલો. ૪
કોણે તે ઘોડવેલ જોતરી હેલીરે,
કોણુ રાય રથે સુખપાલ, મારી બેહેનીરે. ચાલો. ૫
શ્રીગોકુલગામને ગોંદરે હેલીરે, થઇ રહ્યો ઘેંઘાટ; મારી બેહેનીરે ચાલો. ૬
વિપ્ર તે વેદ ધુનિ ઓચરે, હેલીરે,

જશ બોલે ચારણ ભાટ, મહારી બેહેનીરે. ચાલો. ૭
શિળી કદમકેરી છાંયડી, હેલીરે,
સુંદર શ્રીયમુનાનાં તીર, મહારી બેહેનીરે. ચાલો. ૮
શ્રીગિરિધારીજી ગજે ચડયા, હેલીરે,
શ્રીગોવિંદરાયજી તેજી તોખાર, મારી બહેનીરે. ચાલો. ૯
શ્રીબાલકૃષ્ણજી બાલુડા, હેલીરે, ઘોડવેલે અસવાર, મહારી બેહેનીરે. ૧૦
શ્રીગોકુલપતિ મધ્યમણિ, હેલીરે,
રાખી નિગમકેરી લાજ, મારી બેહેનીરે. ચાલો. ૧૧
શ્રીરઘુપતિ જદુપતિ ઝુમણાં, હેલીરે,
શ્રીઘનસ્યામલાલજી કંઠ કેરા હાર, મહારી બહેનીરે. ચાલો. ૧૨
બેઉ બાંધવ બેઠા ગોડડી, હેલીરે, વહુ બેટી દે છે આશીષ, મહારી બહેનીરે.
વ્રજ મંડળ સહુ ઉલટયું હેલીરે, સેવક પાળા સાથ, મહારી બહેનીરે. ૧૪
શુકન તો સામા મળ્યા, હેલીરે, ગોપ વધુ વચ્છ ગાય. મહારી બહેનીરે ૧૫
માર્ગમાં માલણ મળી, હેલીરે, કંઠ આરોપ્યા હાર. મહારી બહેનીરે. ૧૬
માલા જીતીને ઘેર આવીઆ, હેલીરે, વર્ત્યો છે જેજેકાર, મહારી બહેનીરે
દેવનાં દુંદુભિ વાગીયાં હેલીરે, પુષ્પની વૃષ્ટિ થાય મહારી બહેનીરે. ૧૮
કંચન કલશ કેસર ભર્યા હેલીરે, મોતીડે પૂર્યા થાલ. મહારી બહેનીરે. ૧૯
સોહાસણ આવે સહુ મળી, હેલીરે,
વધાવા શ્રીવલ્લભલાલ. મહારી બહેનીરે. ચાલો. ૨૦
માધવદાસની વિનતિ, હેલીરે,
આપો શ્રીગોકુલવાસ, મહારી બહેનીરે. ચાલો. ૨૧

## ધોળ ૨૦ મું.

માગસર માસે અતિ અનુપમરે આજે સોહેલો;
તેહું અભિનવું રૂપરે આજે. સોહેલો. ૧

તેમાં જન્મ્યા શ્રીગોકુલભૂપરે, પ્રકટ્યા ભકતના આધારરે. આજે. ૨
ધન્ય ધન્ય સપ્તમી શુભ સારરે, તેહેનું વચન ન આવે રૂપરે. ૩
તે ધન્ય કૃષ્ણદાસી ભક્તરે, જે છે વહાલાસું અનુરક્તરે. ૪
ઉદરપર ફેર્યો હાથરે. આવો મેરે શ્રીગોકુલનાથરે. ૫
ત્યારે શ્રીરૂકિમણી એમ બોલ્યાંરે, ગુંજ અંતરપટ ખોલ્યાંરે. ૬
તે ભલે ગોકુલનાથ પાયારે, મેરે જીયામેં જીય આયારે. ૭
પ્રકટ્યો આનંદનો ઉદ્યોતરે, તેની અભિનવી જોત્યરે. ૮
શ્રીશોભાજીએ આરતિ કીધીરે, અચલ સુહાસણી આશીષ દીધીરે. ૯
ગાયે ગીત બહુ પેરરે, હોય શ્રીવિઠ્ઠલજીને ઘેરરે. ૧૦
વાજીંત્ર વાજે અવનવી ભાંતરે, પૂર્યા ચોક સાથીયા દ્વારરે. ૧૧
ધન્ય ધન્ય સપ્તમી મહાભાગ્યરે, પ્રકટ્યો ભકતનો સુહાગરે. ૧૨
ધન્ય ધન્ય શ્રીરૂકિમણીજી માતરે, જન્મ્યા જગત વિખ્યાતરે. ૧૩
પ્રયાગ નગર રસભર્યુંરે, પ્રાકટ્ય અભિનવું કર્યુંરે. ૧૪
ભકતના ભાવ શું કહુંરે, તેનો કહેતાં પાર ન લહુંરે. ૧૫

## ધોળ ૨૦ મું.

શ્રીગોકુલિયું મૂકીને કંઈ જઇએ નહિ,
વાસો વસીએ ચરણકમલની છાંય જો;
શ્રીયમુનાજીનાં સુંદર તટ રળિયામણાં.
ત્યાં માહરા વાહાલાજીના પરમ રમણ સુખધામજો. શ્રીગોકુલ. ૧
જસોદા ઘાટે આનંદસાગર ઉલટ્યો,
સુખસાગરમાં ઝીલે ભકતસમાજ જો;
શ્રીઠકરાણી ઘાટે બેઠક સુંદર શોભતી,
સદા બિરાજે શ્રીવલ્લભ પરમ ઉદાર જો. શ્રીગોકુલ. ૨
શ્રીગોકુળીયાની વૃક્ષલતા સહુ નમી રહી,

ચરણસ્પરશવા શ્રીગોકુલપતિ મહારાજ જો;
ગિરિગોવર્દ્ધન રત્નખચિત સોહે ઘણું,
આઘવૃંદાવન નિત્ય રમણના ઠામ જો. શ્રીગોકુલ. ૩

આનંદ મંગલ મહારસસિંધુ ઉલટ્યો,
કુંજકુંજ પ્રતિ ખેલે શ્રીનંદકુમારજો;
જે નયણે શ્રીગોકુળીયું નિરખ્યું સહી,
તે નયણાંના ભાગ્ય તણો નહિ પાર જો. શ્રીગોકુલ. ૪

શ્રીવલ્લભઘાટે પ્રીતમજી બેસે ઘણું,
કુંજગલીમાં ભીડ તણો નહિ પાર જો;
રંગીલી ગલી શ્રીગોકુલપતિ મંદિર જતાં,
પ્રીતમજી ત્યાં વળી લે છે દાન જો. શ્રીગોકુલ. ૫

જગમોહનમાં બેઠક સુંદર શોભતી,
મનોરથ પૂરે શ્રીગોકુલનો નાથ જો;
રમણરેતીમાં રાસમંડલ રચના કરી,
નિરખી હરખી જીવ કૃતાર્થ થાય જો. શ્રીગોકુલ. ૬

ભેટ પહેરામણી ભાવ સહિત સહુ ત્યાં કરે,
તેને વહાલો આપે વ્રજમાં વાસ જો
પહેરાં જલ અતિ દીસે સુંદર શોભિતાં,
એવી રીતે કહે છે શ્રીવલ્લભિદાસ જો. શ્રીગોકુલ. ૭

બેર બેર શ્રીયમુનાજીને વિનતિ કરૂં,
નિત્ય પ્રતિ રાખો ચરણકમલની છાંય જો;
નિજભક્તનકી નિજ દાસી હું તમતણી,
શાંકરી કહે મને આપો શ્રીવ્રજમાં વાસ જો. શ્રીગોકુલ. ૮

## ધોળ ૨૨ મું.

શ્રીરૂકમણી જાયો શ્રીવલ્લભ પુત્ર, વધાવો વ્રજરાયને.
સખી શ્રીગોકુલના ભૂપ, વધાવો વ્રજરાયને.
એમનું મહામનોહર રૂપ, વધાવો વ્રજરાયને. ટેક.
એક સકલ સોહાસણી, મળી વ્રજ કેરી નાર:
એક આવે ઉતાવળી, વિસરી વિવેક વિચાર;
એકના મનમાં મોદ ભર્યા, મળી મંગલ ગાયે ચાર. વધાવો. ૧
એક એકની ઝાલે આંગળી , પહેર્યા પીતાંબર સાર;
એકે દક્ષણીનાં ચીર પહેર્યાં, ચોળીએ મોતીના હાર;
એકને ચરણે ચુંદડી, એકે સજ્યા સોળે શણગાર. વધાવો. ૨
એક નાચે ને એક ગાય, એક બજાવે તાલ:
એકને વાગે ઘુઘરા, તેનો શબ્દ રસાલ;
એક નાર ના બદે કોઇને, ઉમંગી ઉમંગી જશ ગાય. વધાવો. ૩
એક કુમકુમ હાથા દેતી, તોરણ બાંધ્યાં છે દ્વાર;
એકે કદળીના સ્થંભ રોપ્યા, સાથીયા શુભ સાર;
એક અતિ આનંદશું બોલે છે જેજેકાર. વધાવો. ૪
એક ચોક ચંદને પુરતી, ગોત્ર ભાલ છત્રીશ,
એક કુમકુમ તિલક કરતી, એક દેતી આશીષ;
એક ઉતારે આરતી, જીયો શોભા બેટીજીના વીર. વધાવો ૫
એમ કહે છે વ્રજસુંદરી, પ્રકટ્યા ભક્તને કાજ;
એક વદન નિહાલતી, અવલોકે વારંવાર;
એક માગે વધામણી, બલિહારી માધવદાસ. વધાવો ૬

## ધોળ ૨૩ મું.

આજ જનમદિવસ છે રે હેલી. શણગાર સજું સર્વે પહેલી. ૧

જાઉં શ્રીવિઠ્ઠલજીને દ્વાર, ત્યાંતો ભકતની ભીડ અપાર. ૨
વાજે તાલ ને ઝાંઝ મૃદંગ, વળી વાજે છે માંગલી સંગ. ૩
વાજે ઢોલ દમામા ને ભેરી. મોટી નોબત ધુમે છે ઘેરી. ૪
ત્યાંતો તો નૃત્ય કરે નરનારી, આભૂષણ શોભે છે ભારી. ૫
નારી ધોળ ગાયે ગુજરાતી, ફુલી ફરતી ને અંગ ન સમાતી ૬
ત્યાંતો મોતીના ચોક પુરાયે શ્રીવલ્લભવર કેસરે ન્હાયે. ૭
ઘસી ચંદન કેસર ઘોળ્યાં, ફુલેલ શ્રી અંગે ચોળ્યાં. ૮
ઉષ્ણુ જલશું સ્નાન તે કીધાં, વૈષ્ણુવજને ચરણામૃત લીધાં. ૯
અંગવસ્ત્ર શ્રીઅંગેજ કરીયાં, ધોતી ઉપરણા કેસરી ધરીયાં. ૧૦
મારે વાધે આભૂપણુ ધરીયાં, દેખી વૈષ્ણુવનાં મન ઠરીયાં. ૧૧
માર્કંડની પૂજારે કીધી, વિપ્રજનને દક્ષિણા દીધી, ૧૨
ઈંડીપીંડી ને આરતિ કીધી, ન્યોછાવરી વારીને દીધી. ૧૩
હરિદાસ શોભા સુખકારી, હરખી નિરખીને જાઉં બલિહારી. ૧૪

## ધોળ ૨૪ મું.

અગહન માસ મહાબડભાગી, આજે સોહેલો.
સુદી સપ્તમી સુહાગી, આજે સોહેલો. ૧
વાર ભલો બ્રગુવાર આજે સોહેલો:
નિશ ઘટિકા છપ્પન પલ અનુરાગી. આજે સોહેલો. ૨
સંવત સોલસેં શુભ અષ્ટ, આજે સોહેલો;
પ્રાદુર્ભાવ ભયો પુષ્ટ પુષ્ટ, આજે સોહેલો. ૩
દૈવી જીવ લખે પ્રભુ સ્પષ્ઠ, આજે સોહેલો;
મીટયો વિરહાનલકો કષ્ટ, આજે સોહેલો. ૪
કૃપા શક્તિ કૃષ્ણુદાસી, આજે સોહેલા;
શ્રીગોકુલ પતિજુકી ઉપાસી, આજે સોહેલો. ૫

પ્રાગટ્ય સમય જાણી રહી પાસે, આજે સોહેલો;
શ્રીરૂક્મિણીજી જન્મે સુખરાશી, આજે સોહેલો. ૬
શ્રીમુખ નિરખી હરખ ભેર ફુલી, આજે સોહેલો;
કૃષ્ણદાસી અંતર પટ ખોલી, આજે સોહેલો ૭
આયો શ્રીગોકુલનાથ યોં બોલી, આજે સોહેલો;
સુણી ધાઇ વ્રજજનકી ટોલી, આજે સોહેલો. ૮
ધન્ય શ્રીવિઠ્ઠલનાથ ગુસાંઇ, આજે સોહેલો;
સુત પાયે શ્રીવલ્લભરાય, આજે સોહેલો. ૯
ધન્ય ધન્ય શ્રીરૂક્ષ્મણીજી માઈ. આજે સોહેલો;
જીનકી અમૃત કુખ સિરાઇ, આજે સોહેલો. ૧૦
ગામ અડેલ ત્રીવેણી તીર, આજે સોહેલો;
સુંદર શ્રીયમુનાજીકો નીર, આજે સોહેલો. ૧૧
પ્રકટ્યો શ્રી શોભાજીકો વીર આજે સોહેલો;
મીટી રસભક્તનકી પીર આજે સોહેલો. ૧૨
સુંદર રૂપ અનુપમ સોહે આજે સોહેલો;
વ્રજજન નિરખી હરખી મન મોહે, આજે સોહેલો. ૧૩
ઉમંગ ભરી સબ શ્રીમુખ જોયે, આજે સોહેલો;
ઇનકે ભાગ્ય સમોવડ કો હે, આજે સોહેલો. ૧૪
સુની ધાઈ સબ વ્રજકી નારી, આજે સોહેલો;
ગાવતી ગીત બજાવત તારી, આજે સોહેલો. ૧૫
નાચત ઉમંગ ભરી સુકુમારી, આજે સોહેલો;
સંગ ઝાંઝ પખાવજ થારી, આજે સોહેલો. ૧૬
દેત આશીષ સબ વ્રજબાલ, આજે સોહેલો;
જીવો શ્રીરુક્ષ્મમણીજી તિહારો લાલ, આજે સોહેલો. ૧૭

દ્વારન બાંધત બંદનમાલ, આજે સોહેલો,
તિલક દીયો ભક્તનકે ભાલ, આજે સોહેલો. ૧૮
મિશ્રી વદનકમલમેં ધરહી, આજે સોહેલો;
મિલત પરસ્પર અંકજ ભરહી, આજે સોહેલો. ૧૯
ઉત્સવ ઘર ઘર પ્રતિ સબ કરહી, આજે સોહેલો;
શ્રીગોકુલપતિ પદ અનુસરહી, આજે સોહેલો. ૨૦

## ધોળ ૨૫ મું.

આનંદસાગર ઉલટયો સખી આજ મ્હારે મન માંહ્યરે,
અંગો અંગ ફુલ્યાં અતિ ઘણાં સખી કહ્યાં તે કોનાં નવ જાયરે
ભલે પ્રકટયારે શ્રીગોકુલનાથ, શ્રીવિઠ્ઠલનાથ, ઘો હેલી હરિને વધામણાં. ૧
બાવન ચંદન બહુ વળી વચ્ચે ચોક નાવલી ભાતરે
પાછળ ફરતાં ફુલડાં વચ્ચે વેલડીની ભાતરે:
સોહાસનરે સોહાસનરે મેલો ઢળકંતા હાથ: લટકતા હાથ. ઘો હેલી. ૨
બહુ રત્નમાલહીરે જડયાં મોતીડે પૂર્યાં થાળરે;
કુમકુમ ભર્યાંરે કચોલડાં માંહી પુષ્પ કેરી માળરે;
સોહાસણુરે સોહાસણુરે ગાય મંગલચાર, ગીત રસાલ. ઘો હેલી. ૩
આનંદ ઉપન્યો અતિ ઘણો સખી આણીએ નવરંગરે;
વાજીંત્ર વાગે અવનવાં સખી ઢોલ ભેર મૃદંગરે;
આજ મન ઉપન્યોરે મન ઉપન્યોરે સખી અતીશે આનંદ. ઘો હેલી ૪
પ્રીતે પ્રભુજી નિરખીયા શ્રીગોકુલપતિ મહારાજરે;
હરિદાસ કહે મહારા તન તણા પહોત્યા મનોરથ આજરે;
હવે સરીયાંરે, હવે સરીયાંરે, સેવકનાં કાજ, વૈષ્ણવનાં કાજ. ઘો હેલી. ૫

## ધોળ ૨૬ મું.

શ્રીગોકુલ જોવા સરખુંરે, રૂડા રસ રંગ ભર્યા:

એવાં જોઈ જોઇ મનડાં હરખ્યાંરે ભાગ્ય સાભાગ્ય ભર્યાં; ૧
શ્રીયમુનાજી વહે છેરે નિરખતાં મહારાં મન ઠર્યાં;
એ તો સદા નિરંતર રમણુ કરે છેરે ભક્તનાં કારજ સર્યાં. ૧
શ્રીયમુનાજી નિર્મલ ન્હાજોરે અતિ અનુરાગીયાં;
ભાવોભવ ભય નિવારોરે શિરપર ગાજીયાં ૩
અંગીકૃત કીધાંરે વહાલે મારે દાન આપ્યાં;
શ્રીગોકુલપતિ મહિમા ભારીરે શ્રીવલ્લભવર નામ ધર્યાં ૪
એવા પ્રભુ મંગલકારીરે પ્રેમે અમો વર વર્યાં
મને વેગે આણાં મોકલજોરે પ્રભુ હું તમારી સેવા કરૂં;
કાંઇ કિંકર દાસ તમારોરે ચરણુરજ શીશ ધરૂં.

## ધોળ ૨૭ મું.

વહાલા લાગોછો ઘણું વહાલા વલ્લભલાલ વહાલા લાગો છો,
કેસરીયા ધોતી માહારા પ્રભુજીને સોહીયે છૂટા મહેલ્યા છે કેશરે ૧
કેસરી ઉપરણા માહારા વાહાલાજીને સોહીએ ચાલ લટકતી ચાલે. ૨
કેસરીયા પાઘ મારા પ્રભુજીને સોહીએ મુખડાં છે પુનમ ચંદ. ૩
શ્રીવિઠ્ઠલનાથજીના લાલાજ કહીયે રાણી રૂક્ષ્મણીજીના જાયા. ૪
શોભા બેટીજીના વીરજ કહીયે પારવતી વહુજીના કંથ. ૫
કીકીમાં કામણુ કીધું માહારા વહાલા મારૂં મન હરિને લીધું. ૬
દૈવી જીવને હિત પ્રાક્ટય લીધું અનેક જીવ ઉદ્ધાર્યા. ૭
કર જોડીને કહે ગોપાલદાસ રાખો ચરણુની પાસ. વલ્લભલાલ ૮

## ધોળ ૨૮ મું.

શ્રીગોકુલ સાસરીયે જાવું આણું તો મોહનવરનું આવ્યું;
લખ્યું શ્રીહસ્તતણું લાવ્યું. શ્રીગોકુલ ૧
જાવું છે લટકે ને મટકે મોહનવર જોઈ જોઇ મન અટકે

પાયે નૂપુરીયાં ઠમકે. શ્રીગોકુલ. ૨
આભરણ પહેર્યાં છે અંગે, સખીજન શોભે છે સંગે;
મોહન વર જોઇ જોઇ મન રંગે, શ્રીગોકુલ. ૩
વાટલડી તો જોવે છે વહાલો, સખી વેગે વહેલેરાં ચાલો;
નૈણાં ભરી પ્રીતમજી નિહાળો. શ્રીગોકુલ. ૪
સાસરીયું મને વહાલેરૂં લાગે, ત્યાં મારી કામવાસના ભાગે;
મોહનવર જોઈ જોઇ રઢ લાગે; શ્રીગોકુલ. ૫
સખી મહારે આ અવસર રૂડો, અવિચલ અખંડ પહેર્યો ચુડો;
મહારે શ્રીગોકુલપતિ વર રૂડો. શ્રીગોકુલ. ૬
અદ્ભુત લ્હેર તરંગ ભારી, શ્રીયમુનાજલ ભરવી છે ઝારી;
મોહનપર વારંવાર વારી. શ્રીગોકુલ. ૭
શ્રીવલ્લભ નામ સદા રટવું, નિત્ય સુજાતિમાં રહેવું;
સદા શ્રીચરણ કમલ સેવું. ૮

## ધોળ ૨૯ મું.

વારી વારી શ્રીગોકુલનાથ તમારા લટકાને. ટેક.
લટકે શ્રીગોકુલ ગામ વસાવ્યું ને, મોટા મંદિરનું રાજરે;
સહુ સેવકને ચરણે રાખો, ચૌદ ભુવનના નાથ દરશન જઇએરે. વારી. ૧
પીળાં પીતાંબર પરવટવાળી, ઓઢ્યા ઉપરણા સારરે;
કેસર કેરાં તિલક બિરાજે, શિરપર કેસરી પાઘ. દરશન૦ વારી. ૨
કંઠે સોહીએ ડુગ ડુગી ને, હીરાકંઠી અતિ ભારીરે;
કંઠે મોતનકી માલા બિરાજે, કુંડલ ઝળકે કાન. દરશન૦ વારી. ૩
સુંદર સારાં કડાં બિરાજે, પહોંચી રત્ન જડાવરે;
બાંહે બાજુબંધ બેરખા બિરાજે, એવા વહાલાને શણગાર. દરશન. ૪
શ્રીમદનમોહનજી આપ બિરાજે ને, શ્રીબાલકૃષ્ણ નાનાની જોડરે;

શ્રીનવનીતપ્રિયાજી આપ બિરાજે, બડાં વૈષ્ણવનાં ભાગ્ય. દરશન૦ ૫
સાતે સ્વરૂપ શ્રીગોકુલમાં બિરાજે, જાણીએ ગૌલોક પુરીરે;
મોટે મંદિર શ્રીગોકુલનાથજી બિરાજે, સામા શ્રીવિઠ્ઠલનાથજીના લાલ. ૬
શ્રીગોકુલનાથજીને પાર્વતીવહુજી, નિત્ય નવી આરતી પૂરેરે:
લટકે શ્રીગોકુલનાથ આરતિ ઉતારે. સેવકને સુખ આપે. ૭

## ધોળ ૬૦ મું.

આજે આનંદનો ભાણુ ઉદય થયોરે, પોતે પ્રકટયા શ્રીગોવર્દ્ધનનાથ,
હેતે પ્રીતેથી વધાવીયે શ્રીનાથનેરે.

**સાખી**—શ્રીગોકુલગામ સોહામણું, તટ જુમનાને ત્યાંય:
સુંદર જલ શીતલ ઘણાં, કાલિંદીનાંત્યાંય.
એવા રમણ સ્થલમાં બિરાજે મારો વા'લમોરે, ત્યાંતો થઈ રહ્યો.
આનંદ અપાર, હેતે પ્રીતેથી. ૨

**સાખી**—ચૌદ લોકના રાજીયા. વહાલા અવળ સવળ કરનાર,
ધર્મ ધોરિંધર પ્રકટીયા, એવા શ્રીવિઠ્ઠલ પ્રાણાધાર.
એવા શ્રીનાથજીના ચરણકમળમાં આપણેરે, નીતિભક્તિથી વસીયે સદાય.

**સાખી**—નિજ તિલક માલા ધરી, જાણે વર્ત્યો જે જે કાર:
અન્ય ધર્મ અળગા કરી, રાખી વેદ મરજાદ.
એવા શ્રીવલ્લભવિઠ્ઠલ પ્રભુજીને હું નમુંરે, એતો વારી વારી લેછેરે દાણુ. ૪

**સાખી**—વ્રજ ઉપર ઈંદ્ર કોપીયો, ગિરિ લીયો ઉઠાય;
મદ ઉતાર્યો મઘવાતણો, એવા શ્રીકુંજબિહાર.
એવા શ્રીગોવર્દ્ધનધારી પ્રભુને વિનવુંરે, વાસો વસીયે વ્રજમાં સદાય. ૫

**સાખી**—સરખા સરખી આપણે, મળી સહુ સમાજ;
પ્રીતેથી નિહાળીએ, શ્રીવલ્લભવરને આ'જ.
એતો પ્રકટયા છે ભક્તહિત કારણેરે, જઇ નમીયે વારંવાર. હેતે. ૬

## ધોળ ૩૧ મું.

આંવાજી અચલ સોહાસણી, મલી સહીઅર સમાણી;
શ્રીગોકુલનાથજીને નિરખીએ, જગવલ્લભ જાણી. ૧
કાલિંદીજીને કાંઠડે, શ્રીગોકુલ ગામ;
ત્યાં બિરાજે શ્રીવલ્લભરાજ્યા, પરિપૂરણ કામ. ૨
શ્રીવલ્લભકુલમંડન, ખંડન પાખંડી;
જેણે જીત્યો કલિકાલમાં, કલિરૂપ કુદંડી. ૩
નખ શીખ સુંદરતા તણો, કોઇ પાર ન જાણે;
સુર મુનિ નારદ શારદા, કવિ કોણ વખાણે. ૪
સુરલ સુદેશ સોહામણો, શિર વાળ વિશાલ;
વદનકમલ પત્સે રહે, જાણે મધુકર માલ. ૫
લલિત લલાટ રસ ભર્યું, હરિચંદન રેખા;
ભ્રકુટી કામ કમાનની, વિંધે પ્રાણ વિશેખા. ૬
વાધ્યો વ્રજવનિતાઓને, ઉર અંતર ભેદ;
તત્ક્ષણ નયન નિરખતાં, કુલસંકલ છેદ. ૭
લોચન લાલ પ્રસન્નતા, શ્રુતિમંડલ પરસ;
કરૂણાભર શિંગાર સાર, બહુ રસ વરસ. ૮
નવલ નિરૂપમ નાસિકા, ગલસ્થલ ઝલક;
કંચનમણિ કુંડલતણી, આભા અતિ ચલક. ૯
અધર અમૃત ભર્યા, દંત દાડમ ખીલ્યાં;
વાક્યસુધારસ વૃષ્ટિથી, બ્રહ્માદિક ભૂલ્યા. ૧૦
કરપદ ગ્રીવા ઉદરની, ઉપમા શી દીજે;
ત્રિભુવન માંહે કોઇ નહિ, એઉની સમોવડ કીજે. ૧૧
શોભા જોતાં સુખ હોય તેતો મન જાણે;

ગુંગો મિઠાઇ તણો, કેમ સ્વાદ વખાણે. ૧૨
અનુભવી વિણુ આનંદનું, કેમ રૂપ જણાય;
જ્ઞાની વિરમી રહ્યા, ત્યાં કવિ કેમ ગાય. ૧૩
જુગ જુગ જીવો જગત પ્રભુ, સેવક સુખકારી;
નારાયણ ગુણરૂપની, જાય બલિહારી. ૧૪

## ધોળ ૩૨ મું.

ચાલોજી રસભરી સુંદરી, જઇ જોઇએ વલ્લભજી;
અગમ નિગમ જાણે નહિ, એવા છે રે દુર્લભજી. ૧
કંદર્પ કોટિલાવણ્ય કહીયે, મયાવાદ ખંડનજી;
ગુણનિધિ ગોકુલનાથજી ઘણી શોભા સુંદરજી. ૨
વ્રજસુંદરીજીનો વા'લમો, શ્રીવિઠ્ઠલ સુત કહીયે;
તેણે ત્રિભુવન મોહી રહ્યા એહને જોવાને જઇએ. ૩
બાળ ખેલ લીલા કરે, રૂક્મિણીજી લાડ લડાવે;
નિજ્જન બહુ સુખ પામીયા, પ્રેમે દર્શને આવે. ૪
શ્રીગોકુલ ગામ સોહામણું, શ્રીનાથજી પધાર્યા;
ભક્તને મન આનંદ ઘણો, ત્રણ લોક ઉદ્ધાર્યા. ૫
અંગો અંગની શોભા શી કહું, કરણ મુક્તાફલ;
નેનબાણ મૂકે ઘણાં, નયણાં છે રે રસાલ. ૬
વદી ના શકું કોમલ રસ ભર્યા, એવા છે રે બિહારી;
નારાયણ ગુણરૂપની, જાયે બલિહારી.

## ધોળ ૩૩ મું.

આવોજી અચલ સોહામણી, મલી મંગલ ગાઇએ;
આજ આનંદ મહારે અતિઘણો, સર્વે વાજીંત્ર વાઇએ, ૧

પ્રાકટ્યા શ્રીગોકુલનાથજી જન્મનો રે દહાડો;
મોતી કેરા સાથીઆ મંદિરમાંહે કહાડો ૨
મણિમુક્તાફલ કેવડો વચ્ચે ચોક પૂરાવો;
શ્રીવિઠ્ઠલજી દાન આપે ઘણું કહેતાં ન આવે પાર, ૩
ભાટ જાચક મળ્યા ઘણા, બોલે જય જય કાર;
ભગવદી મન આનંદ ઘણો, ફુલી અંગ ન સમાય ૪
માધવદાસના પ્રભુના જશ સહુ કોઈ ગાય ૫

## ધોળ ૩૪ મું.

મંગલરૂપે મહારાજ મારે મન વસીયાજી;
ઘેર આવો છબીલા લાલ હો રંગના રસીયાજી. ૧
બુધે તે શુદ્ધને બુધ સર્વે ભૂલીજી,
હુતો જોઇ શ્રીમહાપ્રભુજીનાં રૂપ અંગોઅંગ ફુલીજી. ૨
બ્રહસ્પતે તો ભ્રમણા મનની ભાગીજી,
શ્રીવલ્લભવરની સાથ લગની લાગીજી. ૩
શુક્રવારનાં સુખ ઘણાં શાં કહીએજી,
શ્રીગોકુલનાથજીને ચરણે ચકોર થઇ રહીએજી, ૪
શનિવારે સંતાપ ગયા સૌ નાશીજી,
હુતો ભવોભવ વલ્લભલાલ તણી થઈ દાસીજી. ૫
આદિત્યે આનંદ ઉર ના સમાયજી.
શ્રીગોકુલનાથજીના રૂપ કહ્યાં નવ જાયજી, ૬
સોમે તે સોળ શણગાર સજ્યા મેં અંગેજી,
લાલાલહેરી શ્રીગોકુલેશ સંગ રમવા રંગેજી. ૭

## ધોળ ૩૫ મું.

આજ સખી હુંતો આનંદ પામી અખિલ ભુવનપતિ ગરૂડારે ગામી;
પધાર્યા છે અંતર્યામીરે ચાલો દર્શન જઈએ. ૧

ફુલની ગાદી ને ફુલના તકીયા, ફુલની સેજ બિછાઇએરે. ચાલો. ૨
હીરના ચંદરવા ને મંડપ મોટા, બંદનવાર બંધાઇએરે. ચાલો. ૩
માનિની ગાવે ને ચોક પુરાવે, મંગલ કલશ ભરાઇએરે. ચાલો. ૪
સોના રૂપાનાં તે ફુલડે વધાવો, છત્ર ચમર તે ઢોળાઇએરે. ચાલો. ૫
વરઘોડો વાલમજીનો આવ્યો, કીર્તન ધોળ તે ગાઇએરે. ચાલો. ૬
કાનજી આવે ને મોટા મંડપ રચાવો, હીરજીભાઇને બોલાઇએરે. ૭
વાજીંત્ર વાજે ને સર્વે સુહાયે, ઝાંઝ મૃદંગ બજાઇએરે. ચાલો. ૮
**શ્રી વિઠ્ઠલપ્રભુ** વૈષ્ણવ મળીને શ્રીફલ, ભેટ ધરાઇએરે. ચાલો. ૯

## ધોળ ૩૬ મું.

પિયુજી મુજને વ્રજ જોવાના કોડ કે, વેગે આણું મોકલોરે;
આવ્યો આવ્યો સાસરીયાંનો સાથ કે, તેણે મુજને એમ કહ્યુંરે. ૧
આજ પિયુજી છેરે સોહાગ તો, છત્ર ચમ્મર ઢળેરે;
આજ વ્રજમાં છેરે આનંદ તો, રાય રાણા આડંગ કરેરે. ૨
સુખીયો છે સઘલેડો સાથ તો, વાર ભલી એઉ તણીરે;
જઇ જુઓ શ્રીમંદિર માંહ્ય તો, શ્રીનાથજીની સેવા કરેરે. ૩
જઇ જુઓ શ્રીબેઠક માંહ્ય તો, શ્રીગાદી મુઠે શોભતારે;
જઇ જુઓ રાજદરબાર તો, સુખડેથી સાગર ઉલટ્યોરે. ૪
જઇ જુઓ શ્રીયમુનાજીની તીરતો, વીરો શોભાજી તણોરે;
ધેરી રાજને કરૂંરે પ્રણામ તો દેખી મારૂં મન ઠરેરે. ૫
એરે લીલા છેરે અગાધ તો, મુખડેથી મારે શું કહુંરે;
વળી માંગે માધવદાસ તો ચરણની સેવા દીજીએરે. ૬

## ધોળ ૩૭ મું.

શ્રીલક્ષ્મણભટજીના દ્વારે, ચાલો તો જોવા જઇએ;
જન્મદિવસ છે આજે, મલીને મંગલ ગાઇએ. ૧

આજે છે ઢોલ નિશાન, નોબત બાજે અતિ નવી;
થાય છે દુંદુભીના નાદ, વેદની ધુની ત્યાં લવી. ૨
બંદીજન બહુ કરે ગાન, વૈષ્ણવ જાય વારણે;
મોતીના ચોક પુરાય, તોરણ બાંધ્યાં બારણે. ૩
શ્રીવલ્લભવરને નવરાવ્યા, કેસર ચંદન ધસ્યાં;
મરદન કરીયાં ફુલેલ, શેવકજનને મન વસ્યા. ૪
ઉષ્ણોદક પ્રભુજી ન્હાયા, અંગવસ્ત્ર અંગ ધર્યા;
કેસરી ધોતી ઉપરણા, શ્રીપ્રભુજીએ પહેર્યા. ૫
કુમકુમ ભાલ તિલક અક્ષત સોહે પીળા;
પીઢાયે બેઠા શ્રીવલ્લભ, વૈષ્ણવ નિરખે લીલા. ૬
જોવાને દેવતા આવ્યા, માર્કંડની પૂજા સમે;
શ્રીફલ ફોફલપાન દક્ષણા જેને જે ગમે. ૭
સગાં કુટુંબ સહુ સાથ, ભોજન કીધાં પ્રીતશું;
બંદીજન વિવિધ પ્રકાર, બીડાં આપ્યાં રીતશું. ૮
સરવ વૈષ્ણવજનને, પ્રસાદી જુઠણ દીધી છે;
એ શોભા જોતાં હરિદાસ પ્રીતે કરી લીધી છે. ૯

## પદ ૩૮ મુ.

શ્રીવલ્લભલાલ કરે સો આછી. (૨)
અપને જન પર કૃપા કરતહે, જીવકી બુદ્ધિ કાચી. શ્રીવલ્લભ. ૧
જો ઇનકો દઢ કર પકરત હે, તાકી બુદ્ધિ ફીરે નહિ પાછી;
શ્રીવિઠ્ઠલેશ કહે શ્રીગોકુલપતિમેં, લગન હોઇ જો સાચી. ૨

## પદ ૩૯ મું.

કાયેતો શ્રીવલ્લભજીકો હોય. (૨)
ઓર ન દુસરો યા જગ માંહી, દેખત નાહી મોય. કાયેતો. ૧

શ્રીગોકુલપતિકો પ્રતાપ જગમેં, અખંડ દિપક હોય;
સ્મરણ ભજન કરો નિત પ્રતિ, નમો પદાંબુજ દોય. જાગોતો. ૨
અન્ય રૂચે નહિ મોકો સ્વપ્ને, ઇનકો શ્રીમુખ જોય;
શ્રીવિઠ્ઠલપ્રભુ વલ્લભરૂપ હૃદયધર, નિધડક રહીયે સોય. જાગો. ૩

## પદ ૪૦ મું.

હમતો શ્રીગોકુલનાથ ઉપાસી. (૨)
યમુનાજલ નિત્ય પાન કરે ઉઠ, મુખ નિરખે સુખરાશી. હમતો. ૧
ગયા પ્રયાગ કછુ કામ નહિ હે, નહિ કામ કછુ કાશી.
સદા સેવું શ્રીવલ્લભ વલ્લભ, કહા કરૂં જઇ નાશી. હમતો. ૨
ઓર ઠીકાને મન નહિ લાગત, હમ શ્રીગોકુલકે વાસી;
ઇનકે ચરણ હે સબ તીરથ, ભક્તિ મુક્તિ અતિ ખાસી. હમતો. ૩
બ્રહ્મસંબંધ ભયો જબહીતેં તબહીતેં જીય ભાસી;
શ્રીવિઠ્ઠલપ્રભુ શ્રીગોકુલેશકે, ચરણકમલકી દાસી. હમતો. ૪



# પ્રકરણ ૯ મું.

## શ્રીગોસ્વામી બાલકોનાં ધોળ.

### ધોળ ૧ લું.

શ્રીઠકુરાણી ઘાટ સોહામણોરે છોકર લેહેકે છે દ્વારરે,
માહારૂં શ્રીગોકુલ રળિયામણુંરે. ૧
શ્રીવલ્લભવંશ બિરાજતારે, શ્રીવિઠ્ઠલનાથજીનો સાથરે. મહારૂં, ૨
ગુણનિધિ શ્રીગોપીનાથજીરે, હલધરનો અવતારરે. મહારૂં. ૩
ગુણનિધિ શ્રીવિઠ્ઠલનાથજીરે, શ્રીકૃષ્ણતણો અવતારરે, મહારૂં. ૪
શ્રીરૂક્મણીવહુજીના કંથરે, શ્રીપદ્માવતી વહુજીના કંથરે. મહારૂં. ૫
ગુણવંતા શ્રીગિરધરલાલજીરે, શ્રીભામિનીજી વહુના કંથરે મહારૂં. ૬
ગુણવંતા શ્રીગોવિંદરાયજીરે, શ્રી રાણીજી વહુજીના કંથરે. મહારૂં. ૭
ગુણવંતા શ્રીબાલકૃષ્ણજીરે, શ્રી કમલાવતી વહુજીના કંથરે. મહારૂં. ૮
ગુણવંતા શ્રીગોકુલનાથજીરે, શ્રી પાર્વતી વહુજીના કંથરે. મહારૂં. ૯
અજીતને જીતી વળ્યારે, રાખ્યો માલાનો ધર્મરે. મહારૂં. ૧૦
ગુણવંતા શ્રીરઘુનાથજીરે, શ્રીજાનકીજીવહુજીના કંથરે. મહારૂં. ૧૧
ગુણવંતા શ્રીયદુનાથજીરે, શ્રીમહારાણીવહુજીના કંથરે. મહારૂં. ૧૨

ગુણવંતા શ્રીઘનસ્યામજીરે, શ્રીકૃષ્ણાવતીવહુજીના કંથરે. મહારૂં. ૧૩
લક્ષ્મી સતભામા બેહુરે, અગ્રજની અનુહારરે. મહારૂં. ૧૫
શ્રીનવનીતપ્રિયાજીને રીઝવ્યારે, સેવા વિવિધ પ્રકારરે. મહારૂં. ૧૫
શોભા, યમુના, કમલા, દેવકારે, જેને સાત બંધુ સોહાગરે. મહારૂં. ૧૬
શ્રીગોકુલથી શ્રીજી પધારીયારે, ચઢવો શ્રીગોવર્દ્ધન ટેકરે. મહારૂં. ૧૭
સીંહાડમાં શ્રીજી પધારીયારે, આપે શ્રીગોવરધનનાથરે. મહારૂં. ૧૮
શ્રીજીની સેવામાં સોંપીયારે, સાત કુંવરની જોડરે. મહારૂં. ૧૯
ભોગ ધરાવે શ્રીજીને ભાવતારે, શ્રીયમુના જલ ઝારી હાથરે. મહારૂં. ૨૦
આચમન કરાવી બીડાં ધર્યાંરે, આરતિ ઉતારે વ્રજનાથરે. મહારૂં. ૨૧
દર્પણ ધરે મન મોદશુંરે, માળા પહેરાવે હાથરે. મહારૂં. ૨૨
બંસીબટના ચોકમાંરે, માહારે વાહાલે કર્યો વેણુનાદરે. મહારૂં ૨૩
રમવું રાધાના રાસમાંરે, તાળી શ્રીગોવરધન હાથરે. મહારૂં ૨૪
કરજોડીને કરૂં વિનતિરે, નમી નમી દંડવત્ થાયરે. મહારૂં. ૨૫
**માધવદાસની** વિનતિરે, આપો શ્રીગોકુલ વાસરે. મહારૂં. ૨૬

## ધોળ ૨ જું.

શ્રીગોવિંદરાયજીરે રસીયા, મા'રા હૃદે કમલમાં વસીયા. ૧
શ્રીમુખ સુંદરરે દીસે, નિજજનનાં મન જોવા ઇચ્છે. ૨
ભાલે તિલકરે બિરાજે, ભ્રકુટી ધનુષ સમાન બિરાજે. ૩
કાને કુંડલરે ઝલકે, જાણે ચપલા વીજળી ચમકે. ૪
હળવે મધુરૂંરે બોલે, એ વચનામૃત નહિ કો તોલે. ૫
શ્યામલ વરણેરે સોહીયે, નિરખતાં ભવ દુઃખડાં ખોઇએ. ૬
સુંદરતાનીરે સીમા, લોચન તલપે અમૃત પીવા. ૭
શ્રીવિઠ્ઠલેશરાયજીરે માથે, જુગ જુગ જોડી બિરાજે સાથે. ૮
શ્રીવિઠ્ઠલેશરાયજીરે લાલા, શ્રીગોકુલઉત્સવજી સુત ઘણું વહાલા. ૯

પુત્ર શ્રીગોપેશ્વર છોગાળા, શ્રીલક્ષ્મી નરસિંહ દીનદયાળા. ૧૦
અનુભવ ગ્રંથ તણો વિસ્તાર, શ્રીહરિરાયજી પ્રકટયા બીજીવાર. ૧૧
એ સુખ નિજજનને ઘણું દે છે,શ્રીભાગવત સદા નિરંતર કહે છે. ૧૨
પ્રકટયા શ્રીપુરુષોત્તમ અવતાર, એમની લીલા અપરંપાર. ૨૩
એમના ગુણનેરે ગાઇએ, ચરણકમલ રજ લેવા જઇએ. ૧૪
એવા સ્વામીશ્રી સમર્થ માથે, પ્રકટયા દેવી જીવને કાજે. ૧૫
સકળ મનોરથરે સોધ્યા, મનવાંછિત ફલ માગ્યાં ઇચ્છે. ૧૬
શ્રીવ્રજભુષણનારે સ્વામી, ચરણકમલ વંદુ શિરનામી. ૧૭

## ધોળ ૩ જું.

શ્રીવિઠ્ઠલનાથજીના લાલ છે અતિ લટકાળા,
વૈષ્ણવના પ્રાણ આધાર સહુને છે વહાલા ૧
શ્રીગોવિંદરાયજીના પુત્ર સહુકો એમ કહે છે,
વહાલે દીધાં અઢળક દાન મનવાંછીત દે છે. ૨
શ્રીગોપેશ્વરજીના ભ્રાત રૂપે રૂડા છે,
નિરખે નહિ જે નરનાર તે નર કુડા છે. ૩
એવાં પ્રફુલિત વદન વિશાળ શું કહું શોભાને,
જાણે ઉગીયા પૂનમચંદ થયું મન લોભાને. ૪
એમનું સુંદર ભાલ વિશાળ તિલક શોભે છે,
નિરખીને ગાજે મોરાર ચિતડાં લોભે છે. ૫
શ્રીકંઠે માલ કુસુમતણી અતિ રાજે છે,
નિખતાં વૈષ્ણવજનનને મોહ ઉપજાવે છે. ૬
ચંચલતા ચાલે ચાલ ભારિ દિસે છે,
જાણે મદગજ કમલ સમાન મન જોઇ હીસે છે. ૭
છબિ ઉપર જાઉં બલિહાર હું તમને વારૂં,

પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથ સેવકજનના સારૂં. ૮
મને હરખ ઘણેરો થાય છે ગુણ ગાવાને,
મ્હારા તનના તાપ સમાવ ભવ દુઃખ જાવાને. ૯
છેલછબીલા લાલ છે અતિ સારારે,
હીંડ છે લટકા કરતા કામણગારારે. ૧૦
સીંહાડ નગરમાં વાસ સહુકો જાણે છે,
જશ થયો જગત વિખ્યાત દાસ વખાણે છે. ૧૧
શું કહું વ્રજભૂખણજી ગુણ તમારારે,
અવગુણ ના જોશો નાથ ઘણા અમારારે. ૧૨

## ધોળ ૪ થું.

ચાલને ચાલ ઉતાવળી, લાલને જોવાને જઈએ,
મનડું તે પ્રેમે ભેળીને, સહુ સુખીઆંરે થઈએ ૧
ન્હાનડીઓ શ્રીદ્વારકેશજી, મા'રે હઈડે વસીયા;
વહાલોજી નિંદ્રા નહિ કરે, સેવાના છે રસીયા, ૨
અમીરે ભરી હરિની આંખડી, અતિ છે અણિયાળી;
સામું જોવાને સુંદરી, લાલે મીડડી માંડી, ૩
ચાંચ જાણે પોપટ તણી, એમના નાકની દાંડી;
જાણે પરવાળાં અધર છે, દીસે એમ રાતલડી. ૪
મસ્તક નવરંગ મોળીયાં, શોભે કમળને વાને;
એ પાસ શોભીતા લાલને, મોતી ઝળકે છે કાને. ૫
ઓઢણ આછી લોબડી, કોટે કનકકી માળા;
એક જીભ્યા શું કહું, એમના અંગના ચાળા. ૬
ચિતડું તે મારૂં ચોરીયું, મૂરલીને નાદે;
કાળી ધોળી બોલાવતા, એમને સર્વે સાદે. ૭

એવો કોઇ સાંભળ્યો નથી, નયને નવ દીઠો;
હીડે છે મોડામોડતે, અતિ લાગે છે મીઠો. ૮
સનકાદિક સેવે સદા, એનો રસ છે રૂડો;
ઘરમાં રહી શું કીજીએ, સંસાર છે કુડો. ૯
મનુષ્ય દેહ પામીને, રૂડું રત્નજ લીધું;
શ્રી ગિરિધરલાલ જીવનશું, મા'રૂ ચિત્તજ બાંધ્યું. ૧૦
જુગ જુગ જીવો મા'રો વા'લમો સેવક સુખકારી;
નારાયણ ગુણ રૂપને, જાઉં બલિહારી. ૧૧

## *ઘોળ ૫ મું.

મુખ છબી ચંદ્ર ઉજીયારી,
શ્રીબાલકૃષ્ણલાલ આંખડી અમીત અણિયાળી. ટેક.
મહાઘૂર્ણિત સ્યામ શ્વેત રતનારી;
ખંજન કુરંગ નાખું વારિ. શ્રીબાલકૃષ્ણલાલ. ૧
પ્રફુલ્લિત વદનકમલ કરુણામય,
કહેતાં ગુણ શારદા હારિ, શ્રીબાલકૃષ્ણલાલ. ૨
શ્રીનાથજીકેરા સિદ્ધ કરાવ્યા અલંકાર.
આપનાં તે નેત્ર નિહારી. શ્રીબાલકૃષ્ણલાલ ૩
સેવા કરો શ્રીદ્વારકાધીશ પ્રભુની,
પ્રેમ આનંદ મન ધારિ. શ્રીબાલકૃષ્ણલાલ. ૪
શ્રીબાલકૃષ્ણલાલજીને પારણે ઝુલાવતાં,
મનમાં અતિ આનંદ વધારી. શ્રીબાલકૃષ્ણલાલ. ૫
જન્મ ઓચ્છવમાં થયા શ્રીયશોદાજી,
દુધ ધાર સ્તને થઇ ન્યારી. શ્રીબાલકૃષ્ણલાલ. ૬

*આ ઘોળ બડે શ્રીબાલકૃષ્ણલાલજી (શ્રી ગુસાંઇજીના ત્રીજા લાલજીનું છે.)

પ્રસન્ન થયા તાતચરણ શ્રીગુસાંઈજી,
કહ્યું માગો મનથી વિચારી. શ્રીબાલકૃષ્ણલાલ. ૭
શ્રીવિઠ્ઠલનંદન ત્યારે એમ બોલ્યા કે,
આપની કૃપા રહો અપારી. શ્રીબાલકૃષ્ણલાલ. ૮
શ્રીમદ્દગુસાંઈજીએ કૃપા કરી ભાખીયું,
નંદ મહોત્સવ તમ ઘેર ભારિ. શ્રીબાલકૃષ્ણલાલ ૯
કંથ શ્રીકમલાવહુજીના કહેવાઓ છો,
નિજજન જાય બલિહારી, શ્રીબાલકૃષ્ણલાલ. ૧૦

ધોળ ૬ ઠું.

શ્રીદ્વારિકાનાથજીને લાગું પાયકે, મતિ દેજો ભલીરે લોલ;
શ્રીબાલકૃષ્ણજીનો જન્મ પવિત્ર તે ગાઇએ સહુ મળીરે લોલ. ૧
સંવત સોળસેંને ખટકે કૃષ્ણ સહીરે લોલ;
આસો માસે નંદકુમાર કે, ફરી પ્રકટયા મહીરે લોલ. ૨
રાણી રૂકમણીમાતને કુખકે, લાલજી પ્રકટીયારે લોલ;
શ્રીવિઠ્ઠલનાથજી દેછે દાનકે, જાચક સહુ હરખીયારે લોલ. ૩
સાંભળી આનંદ નરને નાર કે, સહુ મળી આવીયારે લોલ,
કાંધે દધીનાં શીકાં ધર્યા કે, સહુ મન ભાવીયાંરે લોલ, ૪
શ્રીવલ્લભ રાજકુમારને ઘેર કે, દધીકાદો મચ્યોરે લોલ,
શ્રીવિઠ્ઠલનાથજીને ત્યાંય કે, બધાઇનો રંગ રચ્યોરે લોલ. ૫
એક એક નરને એક એક નારકે, હાથ તાળી દીએરે લોલ;
નાચે ગાવે ઓચ્છવ થાય કે, સહુ જે જે કહેરે લોલ. ૬
નાચે ઢાઢી સુફળે સુજાનકે, ઝાંઝ લેઇ હાથમાંરે લોલ;
વાજે ઝાંઝ મૃદંગ ઉપંગકે, કવિતા કરી તાળમાંરે લોલ. ૭
ગાવે વૈષ્ણવજન નરનારકે, ધોળ પ્રકટયા તણાંરે લોલ;

લુટાવે શ્રીવલ્લભનંદ ઉદારકે, મિષ્ટાન્ન મોદકા ઘણુંરે લોલ, ૮
શ્રીગિરિધરજી પ્રફુલ્લિત મનકે, ગોવિંદ હરખીઆરે લોલ;
આવ્યા દેવ બેસીવૈમાનકે, કુસુમ બહુ વરષિઆંરે લોલ. ૯
આવ્યા જોશી સહસ્ત્ર પ્રવિણકે, લાલ પ્રકટયા સુણીરે લોલ:
અમને ખટપુત્ર કન્યા એકકે, એમ કહે છે મુનિરે લોલ. ૧૦
આવ્યા ગર્ગાદિક માહા મુન્યકે, ધુની કહે વેદનીરે લોલ;
શ્રીગોસ્વામી કરી પરમ ઉદારકે, આપી વધામણીરે લોલ. ૧૧
આવી ગોકુલની સહુ નાર કે, ઝુંડ ઝુંડે મળીરે લોલ;
જોયા શ્રીમુખ શ્યામસ્વરૂપકે, આશિષ દે સહુરે લોલ. ૧૨
ચિરંજીવો શ્રીવિઠ્ઠલરાજકુમારકે, ભક્તશિર ગાજજોરે લોલ:
પ્રભુજી સેવા કરજો નિત્યકે, ગોકુલમાંહી માહાલજોરે લોલ. ૧૩
અવિચલ ચપલતા રહેજો નિત્યકે, ભક્ત ફુલરાવજોરે લોલ:
હું છું ચરણ સેવકનો દાસકે, કૃપણ પાપી ઘણોરે લોલ. ૧૪
રાખો ચરણકમળની પાસકે, બરદ તમ તણુંરે લોલ.
બલિહારી જાય માધવદાસકે, દોષ નિવારજોરે લોલ. ૧૫

## ધોળ ૭ મું.

ધન્ય કાંકરોલી ગામરે, વહાલો વસે વ્રજના ધણીરે;
ધન્ય કાંકરોલી ગામરે, શ્રીદ્વારકાંનાથની શોભા ઘણીરે. ૧
ધન્ય કાંકરોલી ગામરે, પુરૂષોત્તમ સેવા કરેરે;
ધન્ય કાંકરોલી ગામરે, રળિયામણો રાય સાગરરે. ૨
ધન્ય કાંકરોલી ગામરે, દુનિયા દરશન જાય છેરે;
ધન્ય કાંકરોલી ગામરે, માનુની મંગળ ગાય છેરે. ૩
ધન્ય કાંકરોલી ગામરે, આનંદ ઓચ્છવ થાય છેરે;
ધન્ય કાંકરોલી ગામરે, જે જીવ શરણે જાય છેરે. ૪

ધન્ય કાંકરોલી ગામરે, તેહનું જીવતર સફલ થાય છેરે;
ધન્ય કાંકરોલી ગામરે, માધવદાસ ગુણ ગાય છેરે. ૫

## ધોળ ૮ મું.

માગશર વદી ચતુર્દશી સાહેલીરે, શુભ વેલા શુભ વાર;
શ્રીવિઠ્ઠલવર ભૂતલ પ્રકટીઆ સાહેલીરે. ટેક. ૧
ધન્ય ધન્ય માત આરોમતી સાહેલીરે, પુરૂષોત્તમ અવતાર. ૨
ઘેર ઘેર પોંહોતી વધામણી સાહેલીરે, હરખ્યો તે સહુ સાથ. ૩
તોરણ બાંધ્યાં બારણે સાહેલીરે, ઘેર ઘેર ઓચ્છવ થાય. ૪
ધન્ય ધન્ય એ કાંકરોલી એ સાહેલીરે, માનિની મંગલ ગાય. ૫
જાચક સહુ ટોળે મળ્યા સાહેલીરે, સુણી અનુપમ વાત. શ્રીવિઠ્ઠલ. ૬
વિધિશું વેદ સ્નાન કરે સાહેલીરે, દાન આપે વ્રજનાથ. શ્રીવિઠ્ઠલ. ૭
થાળ ભર્યા સગમોતીએ સાહેલીરે, આવ્યાં શ્રીવ્રજની નાર. ૮
વિપ્ર વેદ ધુની ઉચ્ચરે સાહેલીરે, દે છે સહુ આશિષ. શ્રીવિઠ્ઠલવર. ૯
વધાવા આવે સહુ લાલને સાહેલીરે, હૈડે હરખ ન માય. ૧૦
દાદીજીએ લીધા ગોદમાં સાહેલીરે, નિરખે સઘળો સાથ. ૧૧
વૈષ્ણવ ગાય આનંદસું સાહેલીરે, આજે શ્રી જગદીશ. શ્રીવિંવર. ૨
દેવનાં દુદુંભી વાગીયાં સાહેલીરે, પુષ્પની વૃષ્ટિ થાય. શ્રીવિઠ્ઠલ. ૧૩
દૈવી જીવને કારણે સાહેલીરે, ફરી લીધો અવતાર. શ્રીવિંઠ્ઠલ. ૧૪
શરણે લીધા જીવને સાહેલીરે, લીલાનો નહિ પાર. શ્રીવિઠ્ઠલવર. ૧૫
દાસવલ્લભ જાય વારણે સાહેલીરે, પુરૂષોત્તમ અવતાર; શ્રીવિઠ્ઠલ. ૧૬

## ધોળ ૯ મું.

જીરે કારતક માસ વદી અષ્ટમી, જીરે પ્રકટયા શ્રીગિરિધરલાલ.
આનંદ મને અતિ ઘણો. ૧
જીરે ઘોષ સકલરે ગાજી રહ્યું, વાજેછેરે નિશાન. આનંદ ૨

જીરે ઘેર ઘેર હરખ વધામણાં, જીરે ઘેર ઘેર ઓચ્છવ આજ. આનંદ. ૩
જીરે મંગળ સ્રજ કરો માનની, વ્રજનારી વધાવા જાય. આનંદ. ૪
જીરે ગોકુલ ગુંડીરે ઉછળે, જીરે તરીયા તોરણ બંધાય. આનંદ. ૫
જીરે દાન આપે કેસરી રાયજી, જીરે ગજ રથ અશ્વ ને ગાય. આનંદ. ૬
જીરે ગોકુલગામ રળિયામણું, રળિયામણાં શ્રીયમુનાજીનાં નીર. આનંદ. ૭
જીરે ક્રિડા કરે શ્રીગિરિધરલાલજી, જીરે રત્ન ગંગાજીના વીર. આનંદ. ૮
જીરે એ પ્રભુને નવ ઓળખ્યા, તેહેનો ફેરો પડયો સંસાર. આનંદ. ૯
જીરે એ પ્રભુને જેણે ઓળખ્યા, તેહના ભાગ્ય તણો નહિ પાર. આનંદ. ૧૦
આશપુરી વહાલે ભક્તની, બલિહારી જાય માધવદાસ. આનંદ. ૧૧

## ધોળ ૧૦ મું.

શુભ અષ્ટમીનો દિન કહીએ સારરે. વહાલાજી.
શ્રીવ્રજભૂષણનું પ્રાકટય નિર્ધાર. મારા વાહાલાજી. ૧
વ્રજભૂષણજી રૂપે રૂડા દીસેરે, વહાલાજી.
આ મારૂં મનડું જોવાને ઘણું હીસે. મારા વહાલાજી. ૨
શ્રીપદ્માવતી કુખે અવતર્યા સુખકારીરે. વહાલાજી.
એ લીલા ગાજો નિત્ય નર ને નારી. મારા વહાલાજી ૩
શ્રીવ્રજભૂષણજી વિઠ્ઠલવરના લાલરે. વહાલાજી.
આ અંતર અમને બહુ લાગે છે વહાલ. મહારા વહાલાજી. ૪
શ્રીવ્રજનાથજી જોઇ હરખે મન મોહેરે, વહાલાજી.
શ્રીચારૂમતી માજી ફુલ્યાં અંગો અંગે. મારા વહાલાજી ૫
શ્રીગોકુલનાથજી ફુલ્યા અંગે ડોલેરે. વહાલાજી.
આ વૈષ્ણવ ઉભા જે જે શબ્દ બોલે. મારા વહાલાજી. ૬
કેસરીયા ધોતી સોહીએ સુંદર નાથરે, વહાલાજી.
ઉપરણો ઓઢયો છે લટકતે હાથ. મારા વહાલાજી.

કેસર કેરાં તિલક બિરાજે ભાલરે, વહાલાજી,
શ્રીકંઠે સોહીએ ગુંજાકેરા હાર. મારા વહાલાજી. ૮
શ્રીવ્રજભૂષણ શ્રીગિરિધારીલાલના તાતરે. વહાલાજી
આ પ્રાતઃસમે ઉઠી કીધા પાઠ. મારા વહાલાજી. ૯
શ્રીદ્વારકાંનાથજી સેવો છો ઘણી રીતેરે, વહાલાજી,
શણગાર આપો ને ભોગ ધરો ઘણી પ્રીતે. મારા વહાલાજી ૧૦
શ્રીવ્રજભૂષણજી શ્રીચંદ્રાવલી વહુજીના કંથરે. વહાલાજી,
નેનકટાક્ષે ભાળે એ ગુણવંત. મારા વહાલાજી. ૧૧
શ્રીહરિ અમારે હૈડે હરખ ન માયરે, વહાલાજી.
આ ધંધુકાના વૈષ્ણવ તમને ગાય, મારા વહાલાજી. ૧૨
શ્રીવ્રજભૂષણજી દુખડાંના છો જાણરે, વહાલાજી.
પ્રીતલડી સાથે બંધાણા પ્રાણ. મહારા વહાલાજી, ૧૩
શ્રીવ્રજભૂષણજી ગિરિધારી ગઢના રાજારે, વહાલાજી,
આ દાન આપે ને લાગે ઝાઝા વહાલા. મારા વહાલાજી. ૧૪
સોળ કલા તો સંપૂર્ણ કહેવાયરે, વહાલાજી,
આ મુખડાં જોતાં દુખડાં સર્વે જાય. મારા વહાલાજી. ૧૫
ગાંડો ઘેલો હું કાંઈ નવ જાણુંરે. વહાલાજી.
શ્રીવિઠ્ઠલવરની કૃપા હોય તો માણું. મારા વહાલાજી. ૧૬
કાલો ઘેલો હું દાસ તમારો જાણીરે, વહાલાજી.
શ્રીવ્રજભૂષણજી વેગે લેજો તાણી. મારા વહાલાજી. ૧૭
એ શોભા જોઇ હરિદાસ બલિહારી જાયરે, વહાલાજી.
શ્રીવ્રજભૂષણને દીઠે મહાસુખ થાય. મારા વહાલાજી. ૧૮

## પદ ૧૧ મું.

શ્રીડાકોરોલીગામ રળીઆમણું રે,
ત્યાંતો બિરાજે શ્રીદ્વારિકાંનાથ લાલ;

પ્રકટયા શ્રીવ્રજભૂષણુલાલજીરે.
ફરી વાલો સેવક કારણ પ્રકટયારે, ઇચ્છા ધરીને મન સંઘાથે લાલ. પ્ર. ૨
શ્રીપદ્માવતીવહુજીયે લાલજી જનમીયારે,
જુગમાં વતર્યો જય જયકારે લાલ. પ્રકટયા. ૩
સંવત અઠારસેં ચોત્રીસનારે,
ચૈત્રસુદ આઠમ શનિવારે લાલ. પ્રકટયા. ૪
સિંહ લગ્ન નક્ષત્ર પુનર્વસુરે, પોણીછ ઘડી શેષ પ્રમાણે લાલ. પ્ર. ૫
લગ્ને બ્રહસ્પતિ આવ્યા સીંહનારે, ત્રીજે શનિશ્ચર તુલાના લાલ. પ્ર. ૬
પાંચમે કેતુ આવ્યા ધનનારે. આઠમે બુધ શુક્ર રવિ મીનના લાલ. પ્ર. ૭
નવમે મંગલ આવ્યા મેષનારે;
અગીઆરમે રાહુ ચંદ્ર મીથુનના લાલ. પ્રકટયા. ૮
એવેને જોગે વાહાલો જનમીયારે,
શ્રીવિઠ્ઠલ વરને હરખ ન માય લાલ. પ્રકટયા. ૯
શ્રીચારોમતી માજી હરખ્યાં ઘણુંરે,
સહુને દે છે આદરભાવ લાલ. પ્રકટયા. ૧૦
વૈષ્ણુવ યુથે યૂથે મળ્યા ઘણારે, આવી વહાલાને હુલરાવે લાલ. પ્ર. ૧૧
કંચનથાળ ભર્યો સગ મોતીએરે, આવી વહાલાને વધાવે લાલ. પ્ર. ૧૨
બાંધો તોરણ પુરો સાથીયારે, ગુણીજન ગાય મધુરે ગાને લાલ. પ્ર. ૧૩
દાસવલ્લભ ઉપર દયા કરીરે, રાખો ચરણકમલની છાંયે લાલ. પ્ર. ૧૪

## ધોળ ૧૨ મું.

શ્રીકાંકરોલી ગામના વાસી એ મોતીવાળા,
હું છું પૂર્વજન્મની દાસી, મારૂં માગ્યું આપો મારા નાથજી. ટેક. ૧
શ્રીગોકુલનાથના લાલ, એ મોતીવાળા.
વહાલા પ્રાણથકી લાગો વહાલા. મારૂં માગ્યું. ૨

શ્રીપાર્વતી માજીનાજાયા,એ મોતીવાળા,વહાલે મુજનેલગાડીમાયા. મારૂં ૩
શ્રીચારૂમતી વહુજીના કંથ, એ મોતીવાળા, છો દયાલુ કરૂણાવંત. મારૂં. ૪
શ્રીજમુના બેટીજીના તાત, એ મોતીવાળા, સૌ જાણે છે સાક્ષાત. મારૂં. ૫
શ્રીમુખ જાણે પૂનમચંદ, એમોતીવાળા, દીસે અણીઆળાંલોચન. મારૂં ૬
આ રૂપ તમારાં જોઇ, એ મોતીવાળા, મારૂં મન રહ્યું છે મોહી. મારૂં. ૭
આ રૂપ રસ બસ ભર્યાં, એ મોતીવાળા, એપ્રીતમ જોયાની ખાંત. મારૂં. ૮
નિત્ય નૂતન તમારા છંદ, એ મોતીવાળા, છો પૂરણ પરમાનંદ. મારૂં. ૯
શ્રીપુરુષોત્તમજી રંગી,એમોતીવાળા, છો જન્મજન્મનાસંગી. મારૂં. ૧૦
છો અનેક નારિનાનાથ, એ મોતીવાળા, માહારેતમ ઉપરછે હાથ. મારૂં. ૧૧
તમારે તો અનેક નારી, એમોતીવાળા, તોયે કહેવાય બ્રહ્મચારી. મારૂં. ૧૨
ગાઉં છું પૂર્વની પ્રીત, એ મોતીવાળા. રાખો શ્રીકૃષ્ણની રીત. મારૂં. ૧૩
જાણું છું પૂર્વના છંદ,એ મોતીવાળા, કુરૂપ કુબ્જાશું કીધો સંગ. મારૂં. ૧૪
અમારે તો આ શો સંગ, એ મોતીવાળા, તમારે તોઅનેક પડંગ. મારૂં. ૧૫
મારા અવગુણઆડો આંક, એ મોતીવાળા,હું શુંકાઢુ તમારોવાંક. મારૂં. ૧૬
વિયોગ તણાંદુઃખ દોહલાં, એમોતીવાળા,સંયોગેલાગે હરી સોહલા.મારૂં. ૧૭
શ્રીદ્વારકાંનાથજીનામંદિરમાં,એમોતીવાળા,ચાલોછોગજગતિચાલ. મારૂં. ૧૮
નિરખું તમારીચાલ, એમોતીવાળા ,મીઠીનજરકરોતોથાઉંન્યાલ. મારૂં. ૧૯
સૃષ્ટિને સમપર્ણઆપ્યાં, એમોતીવાળા, ભાવોભવનાંબંધનકાપ્યાં. મારૂં. ૨૦
સેવકને આપ્યાં સુખ, એમોતીવાળા, દરશનકરતાં ભાગી ભૂખ. મારૂં. ૨૧
એવા પરમ ઉદાર દયાળ, એ મોતીવાળા.
વહાલા અબળાની કરજો સંભાળ. મારૂં માગ્યું. ૨૨
માગું તમસાથે સદા પ્રીત, એમોતીવાળા,મનોરથકરજો મારાસીદ્ધ. મારૂં ૨૩
કર જોડીને કહે દાસ, એ મોતીવાળા, રાખો ચરણકમલનીપાસ. મારૂં. ૨૪

## ધોળ ૧૩ મું.

પ્રકટ્યા પુરુષોત્તમલાલરે, સાંભળ મારી સાહેલી;
વહાલા છે આનંદકારીરે. વાત કરે હશી હરિ. ૧
એવા વૈષ્ણવજનનાં જુથરે, નિરખે છે નયણાં ભરી;
એવા પુરૂષોત્તમ પાતળીયારે, લીધું છે સર્વસ્વ હરિ. ૨
એવા ચતુર શિરોમણિ જાણરે, સાન કરી સમજાવે છે;
રસિયો છે રસનો ભોગીરે, પ્રેમે પ્રિત ઉપજાવે છે. ૩
પેલાં દુરિજનીયાના દીલમાંરે. દાઝ ઘણેરી આવે છે;
તમારૂં શ્રીમુખ જોયા વિનારે, વિરહ ઘણું સંતાપે છે. ૪
ઘરમાંહિ તો નથી ગમતાંરે, આંગણીયે નથી રહેવાતાં;
વહાલા તમો વિના મહારાજરે, અળગાં નથી રહેવાતાં. ૫
માહારા કામણગારા કહાનરે, વારે વારે શું કહીયે;
અમો અબલાનું શું જોરરે, રૂદન કરી થાકી રહીયે. ૬
મરકલડે મોહ પામી છુંરે, અંગે આતુરતા ઢળે;
મને બીજું ન આવે નજરેરે, સાંભળ માહરી સાહેલી. ૭
સહીઅર સંદેશો કહેજોરે, વિનતિ મહારા વાલાને;
સમજાવી અમને કહેજોરે, શ્રીગોકુલનાથજીના લાલાને. ૮
પ્રભુ દયાનિધિ દયાલરે, કાંકરોલીના છો વાસી;
પ્રભુ પ્રિત કરી પધારોરે, ચરણકમલની હું દાસી. ૯

## *ધોળ ૧૪ મું.

સૂરજ ઉગી ઉદય થયો સવે સંસારીને મોહ રહ્યો;
લાલા લહેરી તું રંગીલો. ટેક. ૧
કાને કુંડલ મકરાં મોતી હું તો શ્રીદ્વારકાંનાથજીનાં મુખ જોતી. ૨

* આ ધોળ બરાડાવાળા શ્રીગોપાલલાલજી. (લાલાલહેરી) મહારાજનું છે.

શેરીએ શેરીએ ફુલડાં વેરૂ, આવતાં જાતાં હું તમને ઘેરૂં: ૩
મારે ઘેર આવજો દહાડી દહાડી, મારે ઘેર ફુલ ચંપાની છે વાડી. ૪
મારે ઘેર આવો લટકે મટકે, લવિંગ સોપારી બાંધુ દો પટકે: ૫
મારે ઘેર આવો હરિ રમઝમતા, તમે મારી સાસુ નણંદને મન ગમતા ૬
ઓરા આવો ચોટી ઓળું, પલંગે પોઢો તો પ્રભુને વા ઢોળુ. ૭
મારે ઘેર આવો હસે મસે, દૂધ સાકરિયાં પાઉં રસે રસે, ૮
મારે ઘેર આવો તો રમાડું, ઘરમાં પધારો તો જમાડું. ૯
મેં તો તમ સાથે પ્રીતિ બાંધી, છોડાવી નવ છુટે હીરની ગાંઠી, ૧૦
**દાસ વલ્લભ** કહે ચરણેલાગું, તેથી મારાજન્મોજન્મના ભય ભાગું ૧૧

## ધોળ ૧૫ મું.

ધન્ય ધન્યરે શ્રીગોકુલ ગામ અતિ રળીયામણું.
કોઇએ દીઠારે **શ્રીપુરૂષોત્તમજી લાલ**, જમુનાજીમાં ઝીલંતા;
વહાલો શરીરે ઉરાડે નીર, ગોપીઓને મન ગમતા. ૧
વહાલો બોલે મધુરા બોલ મુખમાંથી મોતીડાં ગરે:
વહાલો ચાલે ચમકતી ચાલ કંકુનાં પગલાં પડે. ૨
ધન્યધન્ય શ્રીમાહારાણી માની કુખ, જેહની કુખે રત્ન જડયાં;
એવાં કોઇનાં નથી શ્યામ સ્વરૂપ, થોડે થોડે કનકે ઘડયાં. ૩
એમનાં મુખડાં પુનમચંદ્ર, દેખી માહારાં મનડાં ઠર્યાં:
એમનાં અણીયાળાં લોચન, ગાલે રૂડાં ગલીઆં પડયાં. ૪
વહાલે છુટા મહેલ્યા કેશ, કેસરી તિલક બન્યાં;
વહાલે મોતી કેરા શણગાર, પોતાને અંગે ધર્યાં. ૫
મારે રહેવુંરે શ્રીગોકુલગામ, સાસરીયું બોડું;
બેની શું કરીએ સંસાર, એ મહેણું મોહોટું. ૬
બલિહારી જાય **માધવદાસ**, શ્રીવિઠ્ઠલવરને;
રાખજો ચરણકમલની પાસ, દયા કરી નીજ જનને. ૭

## × ધોળ ૧૬ મું.

ધન્ય ધન્યરે શ્રીગોકુલ ગામ રંગભેર હીંચસ્યોરે, જ્યાં પ્રકટી રતન કેરી ખાણ. રંગભેર. ૧
શ્રીદાઉજીના લાલ, રંગભેર. શ્રીદાદાજી પ્રાણ આધાર. રંગભેર. ૨
શ્રાવણ સુદી દશમી સાર, રંગભેર. પ્રકટયા ધરણીનું ભાગ્ય. રંગભેર ૩
**શ્રીલક્ષ્મણલાલ** મહારાજ,રંગભેર. વૈષ્ણવના પ્રાણ આધાર. રંગભેર ૪
દૈવીને દીધાં દાન, રંગભેર. સેવકનાં સરીયાં કાજ. રંગભેર. ૫
સોહે કેસરી તિલક સુભાલ, રંગભેર. ધોતી ધરી કેસરીયા લાલ. રંગભેર ૬
ઉપરણો જોઇ મનમોહે, રંગભેર. માંહે શોભા અનુપમ છાજે. રંગભેર ૭
કહે **દાસનોદાસ** કરજોડી,રંગભેર, પ્રભુ પુરો મારા મનના કોડ.રંગભેર. ૮

## ÷ ધોળ ૧૭ મું.

મારે ગુણ ગાવા શ્રી **કન્હૈયાલાલ** કે, સુજાતિ સાથમાંરે લોલ;
વહાલો મારો લટકંતા પધાર્યા કે, ચાલ સોહામણીરે લોલ. ૧
વહાલાજીએ ધોતી પહેરી સારકે, ઉપરણો ઓઢયો કેસરીરે લોલ;
એહુની શોભા ઝાકમ ઝોરકે, હું ક્યાં લગી કહુંરે લોલ. ૨
વહાલાજીને જરીદાર પટકો સોહે, ઉપર ઓઢી પામરીરે લોલ;
વહાલાજીએ ટેડી બાંધી પાઘકે, જમો જરકશીરે લોલ. ૩
વહાલાજીએ તોરા મેલ્યા સારકે, બેઉ બાજુએરે લોલ;
વહાલાજી તો તાળી દઇ ગવરાવે કે, સૌ દરશન કરેરે લોલ. ૪
વહાલાજી તો તિબારીમાં બિરાજે કે, સૌ દરશન કરેરે લોલ;

---

× આ ધોળ શ્રીગોકુલનાથજીના ટિકેત શ્રીલક્ષ્મણલાલજી મહારાજનું છે.

÷ આ ધોળ શ્રીગોકુલનાથજીના ટિકેત શ્રીકન્હૈયાલાલજી કે જેમનો જન્મ દિવસ સં. ૧૯૨૫ ના શ્રાવણ વદી ૮ નો છે. અને શ્રીગોકુલમાં સંવત ૧૯૨૬ ના કારતક વદી ૧૧ ગોદ પધાર્યા તેમનું છે.

કૃપા કરો કરુણાની દષ્ટ કે, માની લિજીએરે લોલ;
દાસી માગે વારંવારકે, ચરણસેવા દીજીએરે લોલ. ૫

## ધોળ ૧૮ મું.

જીરે કારતક વદી એકાદશીરે, જીરે પ્રકટયા શ્રીકન્હૈયાલાલરે,
આનંદ મને અતિ ઘણોરે. ૧
જીરે ઘોષ સકલ ગાજી રહ્યુંરે, જીરે વાગે છે રે નિશાનરે. આનંદ ૨
જીરે ઘેર ઘેર હરખ વધામણીરે, જીરે ઘેર ઘેર ઓચ્છવ થાયરે.આનંદ ૩
જીરે મંગલ કલશ તે સજ કરીરે, વ્રજનારી વધાવાને જાયરે. આનંદ ૪
જીરે ગોકુલ સર્વે ગાજી રહ્યુંરે, જીરે તરીયા તોરણ દ્વારરે, આનંદ. ૫
જીરે ખેલ કરે શ્રીકન્હૈયાલાલજીરે, ચંદ્રાવલી માજીના લાલરે. આનંદ ૬
જીરે એવા પ્રભુને જેણે ઓળખ્યારે, તેના ભાગ્ય તણો નહિ પારરે. આ. ૭
જીરે મનોરથ પૂરે એ ભક્ત તણારે, બલિહારી જાય દાસનોદાસરે. ૮

## ધોળ ૧૯ મું.

હું બલિહારી તૈલંગકુલ દીપક, શ્રીકન્હૈયાલાલનેરે. લોલ;
પ્રકટયા પોતે પરમદયાલ, જગતહિત કારણેરે. લોલ. ૧
કારતક વદિ એકાદશી દીનકે, શ્રી ગોકુળ પધારીયારે. લોલ.
શ્રીચંદ્રાવલીજી માજીની ગોદકે, પ્રભુજી બિરાજીયારે. લોલ. ૨
શ્રીગોકુલ ગડગડીયાં નિશાન, આનંદ સૌને અતિ ઘણોરે. લોલ,
મંદિર કદલી ખંભ રોપાયકે, તોરણ બાંધીયારે. લોલ. ૩
આવ્યાં આવ્યાં લટકંતાં વ્રજનારી, પ્રભુને વધાવીયાંરે. લોલ.
વહાલા મારા ભકત તણે ઘેર જાય કે, શીતલ સ્વભાવનારે. લોલ. ૪
શ્રીકન્હૈયાલાલજીના ચરણની રેણું કે, ઉર ધરી લિજીએરે. લોલ.
વહાલા મારા દાસ કરે છે વિનતિ કે, માની લિજીયેરે. લોલ. ૫

## ધોળ ૨૦ મું.

શ્રી નટવરલાલને વારણેરે સુંદર શ્રીછોટાલાલ અધિકારીરે લાલ. શ્રી૦ ૧
રાજનગર રળીયામણુંરે, તેહની સુંદર શોભા સારીરે લાલ. શ્રી૦ ૨
છપ્પનભોગ સોહામણોરે, કીધો બુદ્ધિ બહુ વિચારરે લાલ. શ્રી૦ ૩
સૈકુ સંવત અઢારમાંરે ચતુર ચોરાણવો શુભકારીરે લાલ. શ્રી૦ ૪
વેગે વૈશાખ માસમાંરે, સુદની સાતમને સોમવારરે લાલ. શ્રી૦ ૫
દેશો દેશથી આવીયારે, સહુકો આવ્યાં નર ને નારીરે લાલ. શ્રી૦ ૬
ઉત્તરથી હરી આવીયારે, શ્રીગોકુલનાથજીની ગાદી ભારીરે લાલ. શ્રી૦ ૭
શ્રીલક્ષ્મણલાલને જોઇનેરે, સહુકોને પ્રીતિ ઘણી છે પ્યારીરે લાલ. શ્રી૦ ૮
દક્ષિણથી દુઃખ કાપવારે, આવ્યા શ્રીકલ્યાણરાય હેતકારીરે લાલ. શ્રી૦ ૯
પૂર્વથી પ્રભુ પધારાયારે, શ્રીત્રીકમજી માધવરાયગિરિધારીરે લાલ. શ્રી૦ ૧૦
પશ્ચિમથી પ્રભુ પધારોયારે, આવ્યા શ્રીમગનલાલજી મહારાજરે લાલ.શ્રી૦૧૧
શ્રીમદુલાલ મથુરાંનાથજીરે, બીજા બાલક જાકે અધિકારીરે લાલ. શ્રી૦ ૧૨
સેજે સાતને તારીયારે, તેહેને મહેર કરી મહારાજરે લાલ. શ્રી૦ ૧૩
સેજે દાસ જમનાને દયા કરીરે હેતે લીધો છે ઉઠાડીરે લાલ. શ્રી૦૧૪

## ધોળ ૨૧ મું.

શ્રીમદનમોહનલાલ આગળ વિનંતિકીધી, રાજનગર પધાર્યાની આજ્ઞા લીધી
શ્રીનાથજી પધાર્યાની શી કહું વીધી, શ્રીબાલકૃષ્ણલાલે મખ આગીમાંરે ૧
રાજનગરમાં વધાઇઓ ગવાય, વૈષ્ણવ મ
શ્રીવ્રજરાયજી પ્રભુ સામા જાય
બેઠક ધામ ભૂમિના ધન્યરે તે રંગ બસ ...
જય જય શબ્દ બોલે વૈષ્ણવ જન. શ્રીબા ... ણ ... લે. ૩
રાજા બેટીજી પારણે ઝુલે, સાત સ્વરૂપના મધ્ય બિરાજે;
શોભા મ્હારા નાથ ઘેર છાજે. શ્રીબાલકૃષ્ણલાલે. ૪

મંગલા સમે વહાલો મંદિર પધારે, અધિકારીને મન આનંદ થાય;
જલધરામાં ઠાકોર કેસરે ન્હાય. શ્રીબાલકૃષ્ણલાલે. ૫
શ્રીમહાલક્ષ્મીવહુજીની કુખે રત્ન જાયા, શ્રીવ્રજકોર માજીએ ગોદ ખેલાવ્યા
એમને મસ્તક શ્રીનટવરલાલ પધરાવ્યા. શ્રીબાલકૃષ્ણલાલે. ૬
શ્રીરઘુનાથજીના કહીએ રે ભ્રાત, સેવા વિના બીજી જાણે નહિ વાત;
શ્રીરાજા બેટીજીના અખંડ તાત. શ્રીબાલકૃષ્ણલાલે. ૭
શ્રીપદ્માવતી વહુજીના કંથજ કહીએ. એ વહાલાને શરણે જઇ રહીએ;
કોટી જન્મનાં પાપ નિષ્ફળ થઇએ. શ્રીબાલકૃષ્ણલાલે. ૮
શ્રીગુરુપ્રતાપે હું તો વિનતિ કરૂં છું, ચરણકમલ પ્રભુ ચિત્ત ધરૂં છું.
એમની કૃપાથકી વ્રજમાં ફરૂં છું, શ્રીબાલકૃષ્ણલાલે સુખ આપીયાંરે. ૯

## ધોળ ૨૨ મું.

શ્રીછોટાજી મહારાજના લાલ મારે મન વસીયા,
વહાલે પુષ્ટિ કરી પ્રકાશ, સેવાના રસીયા. ટેક. ૧
શ્રીનટવરલાલ શ્રીશ્યામલાલની કૃપા છે માથે ભારીરે,
રાત દિવસ સેવા ને સ્મરણ શ્રીગોવિંદરાય સુખકારી. મારે ૨.
મહાસુદિ તેરશે પ્રકટયા નામ ધર્યા વ્રજરાયરે;
અલૌકિક આનંદિ વહાલો, મુખ દીઠે સુખ થાય. મારે ૩
શ્રીરાણી વહુજીયે જન્મીયા શ્રીકાકાજી મહારાજના લાલરે
ભૂતલ ઉપર ભલે પધાર્યા દૈવી કીધા ન્યાલ. મારે ૪
શ્રીરઘુનાથજી મહારાજના નાતિ કહીયે, શ્રી કાકાજી મહારાજના લાલરે
શ્રીવ્રજકોર માજીએ ગોદે ખેલાવ્યા, વૈષ્ણવને ઘણું વહાલા. મા'રે. ૫
સેવકના સુખકારી વ્હાલો' શ્રીમહાલક્ષ્મી વહુજીના કંથરે;
શ્રીબાલકૃષ્ણલાલજીના દાદાજી, શ્રીરઘુનાથલાલજીના દાદાજી;
વહાલો ભણે શ્રીસુબોધિનીજીના ગ્રન્થ. મા'રે. ૬

શ્રીપદ્માવતીવહુજી શ્રીજાનકીવહુજીના, સસરા આનંદકારીરે;
શ્રીરાજા ચંદા બેટીજીના તાતજી, વૈષ્ણવને ભરૂસો ભારી. મા'રે. ૭
પ્રાતઃસમે દંત ધાવન કરતા, વૈષ્ણવને ચર્ણ સ્પર્શ દીધાંરે;
ઉને જલે સ્નાન કરીને, શ્રીમુખે પાઠ કીધા. મા'રે ૮
ધોતી પહેરી ધોતી ઓઢી, તિલક મુદ્રા ધરેરે;
પેડો છટાવીને પધારીયાને, શ્રી હસ્ત ખાસા કરે. મા'રે ૯
રસોઈ ઘરમાં પધારીયાને, વહુબેટીઓને આજ્ઞા દીધીરે;
દાદાજી બે લાલજી વહુ બેટી મલીને, રસોઇની સેવા કીધી. મા'રે. ૧૦
પછી મંદિરમાં પધારીયાને, સઘળી સેવા કરેરે;
શ્રીનટવરલાલ શ્રીશ્યામલાલ જગાડીઆ. ઝારીમંગલ ભોગ ધરે. ૧૧
ભોગ સરાવ્યા બીડાં ધરી, મંગલા આરતિ કીધીરે;
શીતકાલના રૂઇના વાઘા,શ્રૃગારની થાલ લીધી. મા'રે. ૧૨
સિંહાસનથી ચોકી પધરાવીને, સ્નેહથી શ્રૃંગાર કરે રે;
માલા પહેરાવીને વેણુંજી ધરાવ્યા, ગોપી વલ્લભ ભોગ ધરે. ૧૩
ગોપી વલ્લભભોગ સરાવ્યા ઝારી રાજભોગ ધર્યારે;
ધુપ દીપ તુલસી સમર્પ્યા, શંખાદિક કરીયા. મા'રે ૧૫
સમયાનુસારે ભોગ સરાવ્યાને, શ્રીહસ્તે બીડાં લીધાંરે;
સન્ધ્યા મંદિરની સઘળી સેવા, બે લાલજીએ કીધી. મા'રે. ૧૬
ઝારી બંટા દોહોરા સન્ધ્યા ને, ફૂલની માલા ધરીરે;
દર્પણ દેખાડીને શ્રીમુખ નિરખી, રાજભોગ આરતી કરી; મારે. ૧૬
જય જય કરતા વૈષ્ણવ આવ્યા, અલૌકિક દર્શન થાયરે;
આ સુખ જોતાં સઘળુ રુડું, લૌકિક વાસના જાય. મા'રે. ૧૭
મુખીઆજીએ માલા પહેરાવીને, ગોદમાં બીડાં દીધાં રે;
અનોસર કરીને બહાર પધાર્યા, તાળાં મંગલ કીધાં. મા'રે. ૧૮

ઝુમખાં [illegible]ન ઉપર પધાર્યા ને, વર્ત્યો જયજયકાર રે;
વહુબેટીઓને પુછાવ્યું, ભોજનની કેટલી વાર. મા'રે. ૧૯
[illegible] સખડી અનસખડી, ખાટાં ખારાં લીધાં રે;
[illegible] ગાં [illegible] રાયતાં, જોઈ ભોજન કીધાં. મા'રે. ૨૦
[illegible] વ[illegible]ચા ને, શ્રીહસ્ત બીડાં લીધાં રે;
થોડાવાર પાઢીને જાગ્યા, શંખનાદની આજ્ઞા કીધી. મારે. ૨૧
સ્નાન કરી મંદીરમાં પધારીને, ઝારી ઉત્થાપન ભોગ ધરી રે;
ભોગ આરતીનાં દર્શન ખોલ્યાં, શૃંગાર વિજય કીધા. મારે. ૨૨
ઝારી ભરી સેનભોગ ધર્યા, દુસરા ભોગ આવ્યા રે;
ઋતુ પ્રમાણે સૌ સામગ્રી, સમયે ભોગ સરાવ્યા. મા'રે ૨૩
બીડાં આરોગાવી દર્શન ખોલ્યાં, તીબારીમાં કિર્તન થાય રે;
વૈષ્ણવ સૌ દર્શન કરે ને, સેન આરતિ થાય. મા'રે ૨૪
પોઢાડીને બહાર પધારી, તાલાં મંગલ કીધાંરે;
બંગલે પધારીને કથા વાંચે, વૈષ્ણવને સુખ દીધાં. મા'રે. ૨૫
બારશનાં સુખ શાં વખાણું, મારે મુખે કહ્યાં ન જાય રે;
ઓછી મતિ કહાં વર્ણવુંરે, દેખાડી બની આવે. મા'રે. ૨૬
હું રાંકની યહવિનતિ, કૃપા કરી કાન ધરજો રે;
યુગલ સ્વરૂપના ચરણકમલમાં, દાસી પોતાની કરજો. મા'રે. ૨૭
[illegible] વું, કૃપા [illegible]રી ભક્તિ આપોરે;
[illegible] વલ્લભાને [illegible] જોઈ, પુષ્ટિભક્તિ દઢ સ્થાપો. મા'રે. ૨૮

## ધોળ ૨૨ મું.

જે [illegible] શ્રીવ્રજ[illegible] [illegible]ની મહારી; જે બોલો શ્રીવ્રજરાયલાલની
મીઠી મધુરી વાણી એ વહાલાની, હો બહેની મહારી; જેબોલો.—ટેક
શ્રીનટવરલાલ શ્યામલાલની સેવા કરવા પ્રકટયા,

ાજી મહારાજને ત્યાંથી સટકયા. હો બહેની. ૧
ાજી મહારાજના લાલજી કહાવે, વૈરાગ્ય મન નાવે. હો બહેની. ૨
ીજી વહુજીની કુખે રત્ન જાયા, શ્રીવ્રજકોર માજીએ ગોદ ખેલાવ્યા. ૩
ાલક્ષ્મી વહુજીના પ્રાણપતિ કહીએ, એ વાહાલાનું મુખ જોઈ રહીએ. ૪
ાલક્ષ્મી વહુજી સદારે સોહાગી, લાલજી જન્મ્યા છે બડભાગી. હો. ૫
પુત્ર શ્રીબાલકૃષ્ણજીલાલ છે. શ્રીપદ્માવતી વહુજી સરદાર છે. હો. ૬
નાથલાલજી સેવાના છે રસીયા, શ્રીજાનકી વહુજીને મન વસીયા. હો. ૭
ાલક્ષ્મી વહુજીએ મહા તપ કીધાં, એ લાલજી વહુજીનાં સુખ લીધાં. ૮
ગરલાલ શ્યામલાલે આનંદ દીધો, શ્રીગોકુલમાંહે અષ્ટમાસો કીધો. હો. ૯
પધાર્યા દૈવીજીવને ઉદ્ધાર્યા, ભવસાગરમાં ડુબેલાને તાર્યા. હો.૧૦
ો વહુજીને લેઇ રાજનગર પધાર્યા, સેવકને સુખ વધાર્યા. હો.૧૧
ાપે હું તો વિનંતિ કરૂં છું, ચિત્ત માહારું ચરણે ધરૂં છું. હો.૧૨

## ધોળ ૨૪ મું.

શ્રીમહાપ્રભુજીને પ્રથમ પાયે લાગીયે રે લોલ;
વંશ વરણવું ને વાણી એવી માગીયે રે લોલ;
તૈલંગકુલમાં શ્રીવલ્લભ પ્રભુ પ્રકટીયા રે લોલ,
શ્રીલક્ષ્મણભટ્ટજી પ્રસંમાજી [illegible]
દૈ[illegible] જીવ ઉ[illegible]
નામ આપ્યાં [illegible]
બ્રહ્મસં[illegible]
તન મન ધન અ[illegible]
પરિબ્રહ્મ શ્રીવલ્લભ પ્રભુ જાણી[illegible]
એમના બે પુત્ર પ્રકટયા તે વખાણી[illegible] રે લ[illegible];
બલદેવ ને શ્રીકૃષ્ણ પ્રમાણીયે રે લોલ,

શ્રીવિઠ્ઠલનાથજીના સાત લાલ શોભિતા રે લોલ.
એમનાં દર્શને મહાદેવ મુની લોભતા રે લોલ.
શ્રીગિરિધર શ્રીગોવિંદ ગુણ ગાઇએ રે લોલ.
શ્રીબાલકૃષ્ણ ગોકુલનાથ મન ભાવીએ રે લોલ;
શ્રીરઘુનાથ યદુનાથ શ્રીઘનશ્યામ છે રે લોલ.
વ્રજસુંદરીના પૂરણ કામ છે રે લોલ;
પ્રથમ પુત્ર શ્રીગિરિધર ગૃહે વધામણાં રે લોલ.
શ્રી ગોપીનાથ પ્રકટયા તે સોહામણારે લોલ;
શ્રીગોપીનાથજી ગૃહે ગોવિંદરાયજી આવીયા રે લોલ.
એમના શ્રી બડે બાળુરાયજી મન ભાવીયા રે લોલ;
શ્રીબાળુરાયજીના શ્રીગોવર્ધનેશ તન છે રે લોલ.
એમના બંસીધર તન મન ધન છે રે લોલ,
એમને ઘેર શ્રીબાલકૃષ્ણજી પધારીયારે લોલ.
એમના શ્રીવિઠ્ઠલેશ આનંદે વધાવીયા રે લોલ,
શ્રીવિઠ્ઠલરાયજીના શ્રીબાળુરાયજી વખાણીયે રે લોલ.
તે સ્વરૂપ શ્રીમહાપ્રભુજીનાં જાણીયે રે લોલ.
શ્રીબાળુરાયજીએ નિશાન વજડાવીયાં રે લોલ,
શ્રીવ્રજનાથજી મહારાણીજી કુખે આવીયા રે લોલ.
સંવત ૧૮૭૩ આસો મંગળવાર છે રે લોલ,
વદી પંચમી પ્રકટયા તે અવતાર છે રે લોલ.
પહેર્યાં પીતાંબર ને ક્રિટ મુકુટ રાજતારે લોલ
છબી નિરખતાં તે કોટિ કામ લાજતારે લોલ.
કંઠે કૌસ્તુભ ને કુંડલ છે કર્ણમાં રે લોલ,
કટિ મેખલાને ઘુઘરી ઘમકે ચરણમાં રે લોલ,

શ્રવણ સુણી ગોપીજન સૌ આવીયાં રે લોલ,
પ્રકટ્યા પ્રાણજીવન મન ભાવીયાં રે લોલ.
ગોપ નાચે છે દુધ દહિ છીરકતાં રે લોલ,
મહિ માખણ ઉડાવે મન હરખતાં રે લોલ.
શોભા શી કહું તે સમે નરનારની રે લોલ,
લીલા નિરખો શ્રીકૃષ્ણ અવતારની રે લોલ.
વિપ્ર વેદધુની ગાય રંગ રીતશું રે લોલ,
દાન દે શ્રીબાગુરાયજી આનંદશું રે લોલ.
દેવ વિમાને બેસીને આવી નિરખતાં રે લોલ,
જય જય જય કહી પુષ્પ વરખતાં રે લોલ.
કુંચન થાર સાજી આરતી વારતી રે લોલ,
ન્યોછાવર તન મન ધન વારતી રે લોલ.
ધન્ય ધન્ય માત તાત ધન્ય નિરખીયાં રે લોલ,
ધન્ય ધન્ય વૈષ્ણવજન મન હરખીયાં રે લોલ.
એવા અખંડ ઓચ્છવ શ્રીવલ્લભ બારણે રે લોલ.
દાસ દાસનો તે દાસ જાય વારણે રે લોલ.

### ધોળ ૨૫ મું.

ધન્ય શ્રીચીમનલાલ ટળી ચિત્ત ચિંતા હમારી;
દેખીને દીન દયાળ, ટળી ચિત્ત ચિંતા હમારી. ટેક.
અનુપમ અંગજ આપનું, કંદર્પરૂપ કળાય;
જ્યોતીરૂપ સકલ જગે, એવું જોતાં બીજું ન જણાય. ટળીચિત્ત. ધન્ય. ૧
ગૌર વરણ મુછ વાંકડી, ખિટળીયાળા કેશ;
ભ્રમર અતિશય ઓપતી, બાહુ બેય બિરાજે બેશ. ટળી. ધન્ય. ૨
શ્રીનવનીતપ્રિયાજીની, સેવા સાધન નીત;
જ્યાં શ્રીયુગલકિશોરની, છબી શ્રેષ્ટ તેપર પૂરી પ્રીત. ટળી. ધન્ય. ૩

વદન દીઠે વશ થાય છે, મુખ દીઠે દુઃખ જાય;
નરનારી ગુણ ગાય છે, જેથી પાતક પ્રલય થાય. ટળી. ધન્ય. ૪
ભાવ અતિ તમ પર દીસે, સહુ સેવકનાં સાચ;
અંત સમાના બેલી છો, અહો આંચ તેને નાવે આંચ. ટળી. ધન્ય. ૫
નેહધરી નીભાવજો. માગે **મોતીલાલ.**
કરજોડીને કોડથી, વળી અંતરમાં આણીને વહાલ. ટળી. ધન્ય. ૬

ધોળ ૨૦ મું.

નમું નમું રે શ્રીનરસિંહલાલ નેહ ધરી તમને;
જેથી ભાગે ભવ જંજાલ. એ સુખ દ્યો અમને. ટેક.
વેરાવળમાં વાસ કર્યો, પણ સકળ તણા સિરતાજરે;
ભાવધરી પ્રણમું પુરૂષોત્તમ સુધરે જેથી કાજ. નેહ ધરી તમને, નમું. ૧
મતિ પ્રમાણે ગુણ તમ કથવા, અંતર ઉપની આશરે;
વિમલ મતિ દેજો દીનબંધુ, જાણી આપનો દાસ. નેહ. નમું. ૨
ગુણ પરિમલ જગમાં બહુ બહેકે. આપતણાજ અપારરે;
શું હું વર્ણન કરી શકું પણ, પંડે ઉપજ્યો પ્યાર, નેહ. નમું. ૩
શ્રીલાડલેશજીની સેવા ત્યાં, આનંદ ઉત્સાહરે;
નિત નિત નવલા ભોગ પ્રભુને વર્ણન શોભા વાહ નેહ. નમું. ૪
ઉચિતકર્મ આ[illegible] કેરૂં [illegible], જેમરે;
આદરતા તમ મનથીર રીત, તરતમ આપજ જેમ. નેહ. નમું. ૫
શ્રીગોવર્ધનલાલ કુલભૂષણ, શોભા છે અતિ સારરે;
પૂર્ણ પ્રતાપી રૂપ પ્રગટયું જન દુઃખને હરનાર. નેહ. નમું. ૬
ધન્ય પ્રતાપ. પુત્રજ એવા, ગુણ તણાજ અપારરે;
વદન કમળ જોતાં દુઃખ જાયે, ધન્ય ધન્ય વલ્લભવીર. નેહ. નમું. ૭
કુલ પાવન દુઃખ ભકત નિવારણ. જે જે જુગદાધારરે;
ભકિતદાતા આપ વિના નથી, જોતાં સૌ સંસાર. નેહ નમું. ૮
ભાઇચંદ સુત **મોતીલાલે** સ્તુતિ રચી આ ઠારરે;
જય જય શ્રીનરસિંહલલજી, પૂરણ રાખજો પ્યાર, નેહ. નમું. ૯



# પ્રકરણ ૧૦ મું.

## રાસલીલાનાં ધોળ.

### ધોળ ૧ લું.

સખી શરદપુનમની રાત, નંદસુત બંસી બજાવી;
રાસરમણની વાત, લાલના મનમાં ભાવી. ૧
યમુના પુલિન પુનીત, શીત સૌરભ મંદાનિલ;
પરસેં વાધી પ્રીત, કામરસ થયું મન પંકિલ. ૨
રજનીપતિ સુખદાન, કાન દેખી મન હરખ્યાં;
બંસી બજાવી કાન, તાન મોહની રસ વરખ્યાં. ૩

સાખી—બંસી ધ્રુની સુણી સુંદરી, જન મન વધ્યો અનંગ;
વિહ્વલતા પરવશ થયાં, ચિત્ત ચાલ્યું શ્યામને સંગ. ૨

કોએ જમતા તજ્યા ભરથાર, બહાર શીશુ મેલ્યાં રમતાં;
ઉલટા કર્યા શણગાર, નાર તજ્યાં મજ્જન ગમતાં. ૪
કોયે ઉલટાં પહેર્યાં વસ્ત્ર, આશ અંતરમાં હરિની;
દોહોતી મેલી ગાય, જાય જાણે કરી પ્રતિ કરિની. ૫

ગુરુજનની તજી લાજ, કાજ મનમાં સિદ્ધ કરવા;
તોડી મરજાદાની પાજ, સાજ સાજ્યો રસ ભરવા. ૬

**સાખી**—સદન તજી સૌ સુંદરી. ચાલ્યાં હરીની પાસ;
સરિતા જેમ સાગર ભણી. મને રાસરમણુની આશ. ૨

ચલ કચ કુચ મણિ હાર. અપાર શોભા તે ક્ષણુમાં;
શ્રમનો મન ન વિચાર. સાર વાધ્યો ઘણો તનમાં. ૭
કાલિંદીને કુલ, ફૂલતરુ ફૂલ્યાં સુંદર:
કમલ કુમુદ અનુકૂલ. થયો તે સ્થલ સૌરભ ભર. ૮
ચંદ્ર ચંદ્રિકા માંય. ચંદ્રમુખી ચપલા જેવી;
નંદનંદન ઘન છાય. બની એ શોભા કેવી. ૯

**સાખી**—કાલિંદી તટનિકટમાં. નટવર ગોકુલ ચંદ:
દેખી મન ટાઢું થયું. પડયાં પ્રેમ કામને ફંદ. ૩

કરજોડી કહે સઉ બાલ,હાલ તમ શરણે આવ્યાં;
શાંત કરો સ્મર ઝાલ. લાલ અમને મન ભાવ્યાં. ૧૦
મદનકોટિ અભિરામ. સ્યામ તમ સાથે રમવા:
મન વાધ્યો બહુ કામ, ધામ રતિ લાગી નમવા. ૧૧
અધરામૃતનું પાન. કાન જ્યારે કરશું મુખથી;
રહેશે ત્યારે નિદાન. પ્રાણ આ તનમાં સુખથી. ૧૨

**સાખી**—મયુર મુગુટ ને કાછની, સુથન ગુંજન માલ;
પીતાંબર છબી મન વસી. દેખી લોચન થયાં નિહાલ. ૪

રસિક શિરોમણિ લાલ, દયાલ તમે છો મનના;
જાણીને અબલા બાલ, વાહાલ સુખ આપો તનમાં. ૧૩
દેખીતારે એવા દીન, મીનધ્વજ પરવસ મનના;
બોલ્યા તે વચન પ્રવીણ. નવીન દયા નિજ જનના. ૧૪

સુખ દેવા પરમ અપાર, સાર એના મનનો લેવા;
ચિતના અતિસુકુમાર, માર મોહન રસ દેવા. ૧૫
**સાખી**—વધુ જન સારા વંશના, કરે કેમ વ્યભિચાર;
કંથ તમારા ઘેર છે, તમે ભજશો મને કેમ નાર. ૫
જોયું વિપિન સુખકાર, વાર યમુનાનાં પરસે;
શીત સુગંધ ઉદાર, ભાર મંદાનિલ સરસે. ૧૬
નિર્મલ ચંદ્ર પ્રકાશ, હાસ જાણે રવિના કેરો:
સ્વચ્છ રેણુ જાણે વાસ, કાસ સુમંદતનો ઘેરો. ૧૭
નીર તીર વન ઘોર, સોર જંતુનો જેમાં;
રજનિ કાલ કઠોર, ફરો કેમ અબલા તેમાં. ૧૮
**સાખી**—કાજ સર્યાં મમ દર્શનથી, જાઓ ગોકુલ ધામ;
વાટ તમારી પતિ જુવે, તેના પૂરાં કરો જઇ કામ. ૬
એવાં વચન સુણી વ્રજબાલ, લાલનાં કર કજ્ઞ જેવાં;
મનમાં થયાં બેહાલ, ચાલ નહિ સુઝે કહેવા. ૧૯
નયનકંજથી ધાર, વારિની ચાલી જ્યારે;
અધરબિંબ સુકુમાર, નારનાં સુકયાં ત્યારે. ૨૦
પદ સરસિજ અંગુષ્ટ દૃષ્ટિથી પરસી ધરણિ;
મનનાં વાધ્યાં કષ્ટ, નષ્ટ ધનની થઇ સરણિ. ૨૧
**સાખી**—ધીરજ મનમાંહે ધરી, કરી નેત્ર જલ દૂર:
કરજોડી વિનતિ કરે, વ્રજસુંદરી પ્રેમનું પુર. ૭
ચિત્ત ચોરીને લાલ, હાલ અમને કાં કાઢો:
અબલા છીએ અમે બાલ, વહાલ પંથ કીધો કાં ટાઢો. ૨૨
છોડીને ચરણસરોજ, ઓજ નથી જોવા મનમાં:
ફરશું તે તમથી મોજ, ફોજ છે સ્મરના તનમાં. ૨૩

તે પતિ સુખ ધન ધામ, કામ નથી તેનું અમારે;
છો તમે સર્વે શ્યામ, હામ છે રાસની ભારે. ૨૪
જગરૂપી જગદાધાર, સાર સહુના છો સ્વામી;
તમથી શો વ્યભિચાર, માર મોહન નહિ કામી. ૨૫

**સાખી**—પ્રેરક મન તનનું હવે, તે તમ પાસે શ્યામ:
લોચન તમ મુખ લાલચી, હવે કેમ જઇએ અમે ધામ. ૮
તમે આનંદ ઘન સ્વરૂપ, તજે કોણ તમને પ્રાણી,
ભોગ ચતુરના ભૂપ કહે એમ વેદની વાણી. ૨૬
તમ સાથે રસ ભોગ જોગ નિશ્ચય જે પામે;
લેશ ન તેને શોક, ઓઘ આનંદનો ધામે. ૨૭
દીન દયાળુ નાથ, હાથ માગે ધરી દીજે;
અભયદાનથી આથ, સાથ અમ રાસ જ કીજે. ૨૮
કાત્યાયની વ્રત અંત, કંથ વચન તમે જે દીધું;
પાળો તેને ધીમંત, સંત જન સ્તુતિ પથ કીધું. ૨૯

**સાખી**—દીનમીન સમ મધુરવચ, સુણીને નંદકિશોર;
રાસરમણનું પણ કર્યું, વ્રજસુંદરી જનમન ચોર. ૯
નિધનને જેમ ધન, તન જેમ નિર્ધનને મલતાં;
ક્ષુધિતને જેમ ભોજન, મન વાધ્યો હરખતે વળતાં. ૩૦
વ્રજલલના વ્રજ ચંદ, ફંદમાં લીધા તારે;
શરદ પુનમનો ચંદ, મંદ થયો શોભા ભારે. ૩૧
રસ દીપન ઉપચાર, ચારૂ ચંદન ચંદ્રોજ્વલ;
વિવિધ પુષ્પના હાર, ભાર સૌ રત્નનો તે સ્થળ. ૩૨

**સાખી**—એલા ક્રમુક લવંગને, નાગરવલ્લી ઘન સાર;
બીડી વિવિધ સુગંધની. માંહે કાથો ચૂનો ખેર સાર. ૧૦

શ્વેત સ્વચ્છ મૃદુ સેજ, તેજમાં એ શશીનું ભારી;
દીઠે સ્મર ઉપજે જ, કે'જ કવિ મનમાં વિચારી. ૩૩
રત્ન જડિત ચો સાર, થ઼ાળ સામગ્રીના સુંદર,
મુકુર ધર્યા દિશ ચાર, વાર પાટલ સુગંધભર. ૩૪
સરસ ગાનની તાન, કાને સુણિ ઉપજે રતિ પતિ;
વીણા મુરજનું માન, દાન કરે સુખનું તે અતિ. ૩૫

**સાખી**—પુષ્પ બાણુના બાણ, તે સમે થયાં સુખદાન;
વ્રજ જીવન મલિયા મલ્યું, જ્યારે રસિક રીતનું માન. ૧૧
કોએ રતિસુખ પરવશ ચેત, હેતથી હરિને રીઝાવે;
વિવિધ ભાવ સંકેત, પ્રિતમને કંઠે લગાવે. ૩૬
નેત્ર કમલની સેન, મેન ભર મનનો જતાવે;
બોલે મીઠાં વેન, ચેન ઘણું મનમાં લાવે. ૩૭
ખટરસ ભોજન થાળ, લાલને પાસે લાવે;
મુખ માંએ આપે બાલ, રસાલ તે હરિ મન ભાવે. ૩૮

**સાખી**—નિજકર કરી બીડી સરસ, રસિકરાય મુખમાંય;
આપે વ્રજ લલના લલિત, પોતે તેનું ચર્વિત ખાય. ૧૨
અધર બિંબ થયા લાલ, લાલના લોચન જેવા;
દર્પણ લીધું બાલ, વહાલથી પ્રિયકર દેવા. ૩૯
દર્પણ લઈ નિજ નાથ, હાથમાં નિજ મુખ જોયું;
ત્યારે રીઝયા અંક માલ, બાલને દઈ દુઃખ ખોયું. ૪૦
ચોપડ ખેલ રસાલ, ચાલ જેમાં રસની ભારી;
ખેલે શ્રીનંદલાલ, થઈ રતિ સુખ તૈયારી. ૪૧

**સાખી**—કુસુમ માલ કરથી કરી, વેણીભૂષણ અંગ;
ધારે એકબીજા મલી, વાધ્યો આનંદ જલધિતરંગ. ૧૩

ગાએ કેદારો ને બિહાગ, સુહાગ જે સુરનો જેમાં;
લયના લાગ્યા બાગ, જાગરૂક તાલ છે તેમાં. ૪૨
તાનના ભેદ અનેક, એકએકને સમજાવે;
રીઝી કરે તન એક, રસિકજન પ્રીતિ વધાવે. ૪૩
કુસુમ પ્રચુર પર્યંક, અંક ભરી ભામિની સાથે;
બેઠા શ્રીકૃષ્ણમયંક, શંક તજી સરસિજ હાથે. ૪૪

**સાખી**—પરસી મૃદુલ કપોલને, લોચન લોલ વિશાલ:
પ્રિયતમ પ્રિય વાતો કરે, ભરે પ્રેમથી લલના ને લાલ. ૧૪
અતિરતિ સુરત સુજાન, માન તજી સુંદરી સંગે;
સકલ બંધ સુખ દાન, કાન કીધું શ્રમ થયો અંગે. ૪૫
શ્રમ સીકર તે અમંદ, સુગંધયુત એવા શોભે;
ધરણિએ નિર્મલ ચંદ, તારા આવ્યા તેના શું લોભે. ૪૬
શીતલ તારે સમીર, નીર યમુનાનાં પરસે;
કુંજપરાગથી ધીર, તીર તરુ ધાતે સરસે, ૪૭
ત્યારે થયો શ્રમ દૂર, પૂર સુખનો મન માંયે;
રતિપતિ કીધો ચુર, શૂર એવા બે તે ત્યાંયે. ૪૮

**સાખી**—જલસ્થલ કુંજનિકુંજમાં, યુવતિપુંજને સાથ;
એવા વિવિધ વિહાર ભર, કરી સુખ દે વ્રજનાથ. ૧૫
અચલ અનંત વિહાર, સાર શ્રુતિનો એ કેવલ;
કહેતાં ન આવે પાર, ધાર મનમાં છે એ ફલ. ૪૯
આનંદમય નંદલાલ, બાલવ્રજની નિકુંજ થલ:
પશુ પક્ષી દ્રુમ જાલ, તાલ સરિતા પ્રસૂન ફલ. ૫૦
એવું મનમાં જ્ઞાન, ધ્યાન એવું સ્થિર માગું;
પ્રેમભક્તિ કરો દાન, કાન તમ પદ જુગ લાગું. ૫૧

**સાખી**—સ્નેહ સૌખ્ય નિશ્ચય કરો. જગજીવન નંદ નંદ,
રસ શૃંગાર સંયોગનો, એ પૂરણ થયો પ્રબંધ. ૧૬
સંવતસર યુગ નદ શશી, અસિત સપ્તમી વાર;
સુરગુરૂ ગુર્જર એ મિતિ, ને આશ્વિન માસ છે સાર. ૫૨

ધોળ ૨ જું.

સખી શરદ પૂનમની રાતરે, સુંદર વેણુ વાજે. (૨) ૧
મારો વહાલોજી રમીયા રાસરે. સુંદર. ૨
એના ઘુઘરવાળા કેશરે. સુંદર. ૩
મારો વહાલોજી નટવર વેશરે. સુંદર. ૪
ગોપી અતિઉતાવળાં આવેરે. સુંદર. ૫
એતો આવીને ચરણે લાગેરે. સુંદર. ૬
**શ્રીવલ્લભ પ્રભુની** પ્રીતરે. સુંદર ૭
અમને રાસ રમાડયાં રંગરોતરે. સુંદર. ૮

**સાખી**—કેમ આવ્યાં તમે કામિની, એમ બોલ્યા નંદકિશોર;
અર્ધનિશાએ આ વનમાં, જે વેલાએ ચાલે ચોરરે.
કામિની કેમ આવ્યાં કેમ આવ્યાં.
આ વનમાં તે શું છે કામરે, કામિની કેમ આવ્યાં. ૯
એમ બોલ્યા તે સુંદર સ્યામરે, કામિની. ૧૦
તમે ઘેર જાઓ ગોપીઓ ઘટે છે રે. કામિની. ૧૧
તમે વેગે જાઓ વેળા તો વટે છે રે. કામિની. ૧૨
આ ધર્મ તમારો ભાગેરે. કામિની. ૧૩
સખી લોકમાં તે લાંછન લાગેરે. કામિની. ૧૪
**શ્રીવલ્લભપ્રભુજી** એમ કહે છે રે. કામિની. ૧૫
સુણી સ્નેહ નિર ધારા વહે છે રે. કામિની. ૧૬

**સાખી**—તમે ત્રિભુવન તેડાવીને તજાવ્યો સંસાર;
તમે તે વનમાં તેડાવીને, હવે કરો છો તિરસ્કારરે.
નંદજીના નંદલાલા નંદલાલા.
તમારી ચાલ દેખી હું તો છકી છુંરે. નંદજીના. ૭
મારે વહાલું નથી તમ પાખેરે. નંદજીના. ૧૮
અમે તજી છે કુળની લાજ રે. નંદજીના. ૧૯
મારા વહાલાજી ચતુર સુજાણરે. નંદજીના. ૨૦
આપ્યાં આનંદ રસનાં દાનરે. નંદજીના. ૨૧
શ્રીવલ્લભપ્રભુને બલિહારરે. નંદજીના. ૨૨
અમે આવ્યાં તમારે ચરણેરે. નંદજીના. ૨૩

**સાખી**—વચન સુણી વ્રજનારનાં થેઇ થેઇ રમીયાં રાસ;
રૂમઝુમ વાગે ઘુઘરા, વ્રજસુંદરીની પૂરી આશરે.
ગિરિવર ગિરિધારી ગિરિધારી.
ફરતાં કામિની વચ્ચે વનમાળીરે. ગિરિવર. ૨૪
સખી અન્યોઅન્ય લે છે તાળીરે. ગિરિવર. ૨૫
ત્યાં જોવાને દેવતા આવ્યારે. ગિરિવર. ૨૬
લઇ પુષ્પે પ્રભુને વધાવ્યારે. ગિરિવર. ૨૭
શ્રીયમુનાજી વહે છે ગંભીરરે. ગિરિવર. ૨૮
રહ્યો ચંદ્રમા શરદનો સ્થિરરે. ગિરિવર. ૨૯
મુખે તા થેઇ તા થેઇ બોલેરે. ગિરિવર. ૩૦
સહુ સુંદરીની સંગે ડોલેરે. ગિરિવર. ૩૧
કોઇ સખીનો અધર રસ લૂંટેરે. ગિરિવર. ૩૨
વ્રજવનિતાનો અમૃતરસ લૂટેરે. ગિરિવર ૩૩.
વ્રજવલ્લભ પ્રભુને જોઇનેરે. ગિરિવર. ૩૪

મ્હારૂં મનડું રહ્યું છે મોહીરે. ગિરિવર. ૩૫

**સાખી**–ધન્ય ધન્ય વ્રજની ભૂમિકા, ધન્ય ધન્ય વ્રજની નાર;
શ્યામસંગ ક્રીડા કરે, શું વર્ણવું લીલા અપારરે. ગિરિવર.

## ધોળ ૩ જું.

સખી આજરે વાગે શ્રીવૃંદાવન વાંસલી,
મારે મંદીરીએ સંભળાય, સખી આજરે વાગે શ્રીવૃંદાવન. ૧
સખી વાંસલી તે કરી વેણુમાં મારૂં ચિત્ત ઘણું અકળાય. સખી. ૨
સખી સુદ્ધ બુદ્ધ ભૂલી સુંદરી, જીરે ઘર તજીને વન જાય. સખી ૩
સખી અવળાં તે આભરણ પહેરીયાં જીરેઅવળાં ઓઢ્યાં છે ચીર. સખી.
સખી કરનાં તે કંકણ જોડનાં, જીરે નૂપુર ધરીયાં કાન. સખી. ૫
સખી નયણે તે સિંદુર સારીયાં, જીરે કાજળ ટીલડી લલાટ. સખી. ૬
સખી ગાયોનાં દોહન ચુકીયાં, જીરે વાછરાં બાંધ્યાં છે બહાર. સખી. ૭
સખી ઘરનાં તે કામકાજ ચુકાયાં જીરે રોતાં મેહેલ્યાં છે બાળ. સખી. ૮
સખી મેલ્યાં તે માત તાત ભ્રાતને, જીરેમેલ્યાં પતિ પુત્ર પરિવાર. સખી. ૯
સખી આસો તે માસ સોહામણો, જીરે સોહામણી શરદનીરાત. સખી.
સખી **માધવદાસના** સ્વામીને વિનવું, હાંરેવાહાલે રંગે રમાડ્યાં છે રાસ.

## ધોળ ૪ થું.

સખી શરદ પુનમની રાત મુજને વહાલીજી,
એવી ગોકુલ વ્રજની નાર રમવા ચાલીજી. ૧
એવાં નાક પ્રમાણે નથનાં નિર્મલ મોતીજી,
એવાં દર્પણ લીધાં હાથ મુખડાં જોતીજી. ૨
એવાં કલ્લાં ને કાંબી ચાર વીંછવા ઝણુકેજી,
એવો ઝાંઝરનો ઝમકાર ઘુઘરી ઘમકેજી. ૩
એવાં ચોળીને પહેર્યાં ચીર પીતામ્બર પીળાંજી,

મારા વહાલા સાથે રમવો રાસ કરવી લીલાજી. ૪
એવી લીલા તે ગાજ્યો નિત્ય નર ને નારીજી,
ત્યાં રમે ગોપીઓને કહાન રમતાં ભારીજી. ૫
એવાં બાંહે બાજુબંધ આંગળીઆં ખળકજી,
એવો હઇડે એકાવલિ હાર ઝુમણાં ઝળકજી. ૬
ત્યાં ફુદડી ફરે ગોપી ચાર વચ્ચે ગિરધારીજી,
એવા **માધવદાસ**ના દાસ જાઉં બલિહારીજી. ૭

## ધોળ ૫ મું.

વનમાં વાગેરે વાંસળી, માહારા મંદિરીએ સંભળાય. વનમાં. ૧
મોહ સહુ પામીરે સોહામણી, જીવડો આકુલવ્યાકુલ થાય. વનમાં. ૨
વેગે ચાલીરે વનિતા, મેંતો ઘરમાં નવ રેહેવાય. વનમાં. ૩
દેહની દશારે વિસરી, અંગે આભૂષણ બદલાય. વનમાં. ૪
ભુવન ભુવનથીરે ભામિની, ચાલી કામ કરી ઘર ત્યાજ. વનમાં. ૫
સાસરૂં મહીયરરે મેહેલીયું, લોપી લોકડીયાંની લાજ. વનમાં. ૬
વન સહુ આવીરે ગોપીયો, નયને નિરખ્યા શ્યામશરીર. વનમાં. ૭
**રઘુનાથ** હરખ્યો રે હૈયે ઘણું, સુંદિર જમુનાં કેરી તીર. વનમાં. ૮

## ધોળ ૬ ઠું.

મારા વહાલાના વન માંહ્ય, વાગે રૂડી વાંસલડી;
હું તો ઘેલી ફરૂં ઘરમાંહ્ય, કોણે દીધી સાંકલડી. ૧
કુંભ વિના જલ ભરવા ચાલી, શિરપર મેહેલી ઉઢાણીરે;
ગરણું લઇ જલ ગળવા બેઠી, કુંભની શુધબુધ ભુલી. વાગે. ૨
ગુણિયા વિના ગૌ દોહોવા બેઠી, સાડી ભીંજાઇ નવ જાણીરે;
વાછડું વાળતાં ગોપીઓએ, બાલક બાંધ્યાં તાણી. વાગે. ૩
ઘી નાવીને છાશમાં રેડયાં. દુધમાં રેડયાં પાણીરે;

નેતરૂં લેઈ નાવલીઓ બાંધ્યો, ઘરનો ધણી નવ જાણ્યો. વાગે. ૪
પાત્ર વિના મેં ભોજન પીરસ્યાં, મોદક મરચાં ભેળીરે;
સાકર વડીનાં શાક વઘાર્યા, સેવમાં સુંડજ ભેળી. વાગે. ૫
સાસુ કહે વહુને વૈતર વળગ્યાં, અવચળિયા ઉતરાવોરે;
દીયેર કહે ભોજાઇને બાંધો, સાન કરી સમજાવો. વાગે. ૬
તનમન મારા પ્રાણ હરી માહારો વાહાલોજી મથુરાં જાયરે,
રામકૃષ્ણ પ્રભુ એ રસ પીતાં, વારે વારે સમજાવું. વાગે. ૭

## ધોળ ૭ મું.

રાસમેં બિહારી આજ રાસમેં બિહારી:
સોહત સલુણે શ્યામ, રાસમેં બિહારી. ટેક.
મયુર મુકુટ કાછની કટી, પીત પટ સંમારી:
શ્રવણ કુંડલ ચરણ નુપુર, મુરલી અધર ધારી. ૧
બંસી સુણી આય મીલી, સબ વ્રજકી નારી:
એક એક પ્રતિ રૂપ ધરી, વિલસત વનમાળી. ૨
વૃન્દાવન કુંજલતા, રાસ રચ્યો ભારી;
થેઇ થેઇ નાચત હરિ, સંગ રાધા પ્યારી. ૩
સુરનર મુનિ નાર સહિત, નિરખી સુધ વિસારી.
ધન્ય ધન્ય રઘુનાથ પ્રભુ, વ્રજજન સુખકારી. ૪

## ધોળ ૮ મું.

શરદ રેન જુ રહી યા બનમે, મુરલી અધર ધરેરે. ટેક.
કંચન કંકણ નૂપુર બાજે, ગલે મોતીયનકી માળારે:
બાજુબંધ સુરજકી જ્યોતિ, કુંડલ મુકુટ ધરેરે. ૧
શ્રવણ સુનત વિરહ તાપ હોય, પતિસુ છાંડ ચલી બનમે;
હરિદર્શનકી પ્યાસી અખિયાં, ચર્ણન જાય ઠરીરે. ૨
દેખીયત સુંદર રૂપ માધુરી, તનકી શલ ટરીરે;
સૂરદાસ પ્રભુ મન્મથંક, અહનિશ રાસ વરીરે. ૩

### પદ ૯ મું.

બાંસુરી બજાઇ આજ રંગસોં મુરારી.
બંસીકી ધુની સુની, શંકરકી તારી છુટી;
વેદ પઢત ભૂલ ગયે, બ્રહ્મા બ્રહ્મચારી. ૧
જલ સ્થલ કે જીવ મોહે, મોહે મોહે પક્ષી સારી;
ગોકુલ કે ગ્વાલ મોહે મોહી વ્રજનારી. ૨
જમુના જલ થક્તિ ભયો, સુધ ન સંભારી;
**સૂરદાસ** મદન મોહન, તીનલોક વારી. ૩

### પદ ૧૦ મું.

બંસીબાજીરે કાના તેરી મદન ગોપાલ;
મદનગોપાલ, નાગર નંદાજીના લાલ બંસી. ૧
બંસી બાજી વૃંદાવનમેં દોડી વ્રજકી બાલ;
લાજ કાજ મૂકી વ્રજજનની, જઇ પહોંચી તત્કાલ. બંસી ૨
દ્વે દ્વે ગોપી બીચ બીચ માધો, નાચે દે દે તાલ;
રાસ મંડલકે બીચમેં મોહન, ગાવે રસિક રસાલ. બંસી. ૩
મયુર મુકુટકી લટક બનીહે, ગળે વૈજયંતી માલ;
પીળે પટકે મન મોહ્યું છે, લાગી વેરણુ વિશાલ. બંસી. ૪
ગાય ચરાતો વ્રજભૂમિમેં, સંગ સખા લેઇ ગ્વાલ;
ધુમર ધોરી કાજર કહી કહી, બોલાવં ગોપાલ. બંસી. ૫
કુમુદ વનમેં જઇને પહોંચ્યા, સખીઓ લાવે છાક;
લાડુ પુરી શાક ભુજેના, દહીં માખન દુધપાક. બંસી. ૬
પીસ્તાં ને બદામ ટોપરૂં, ખારેક મીશ્રી દ્રાક્ષ;
ખરબુજા નારંગી જામફળ, આંબા કેરી સાખ. બંસી. ૭
ઝીની ઝીની રોટલી ને કારેલાનું શાક;
આવરે વરસાદ તમને ઘેબરીઓ પરસાદ. બંસી. ૮
મોદકાઆની માર મચી છે, ખેલ કરે નંદલાલ;
**શ્રીવિઠ્ઠલપ્રભુ એમ કહે છે. એનું નામ કનૈયાલાલ.** બંસી. ૯

## ધોળ ૧૧ મું.

એવો નંદ કુંવર મતવાલો, વૃન્દાવન જોવા ચાલો.
એ તો રાસ કરે મધુવનમાં, એની પ્રીતડી સાલે આ તનમાં;
એવો શાણો દીન દયાળો. વૃંદાવન. ૧
પ્રભુ કાને કુંડલ ઝળકે, મોતીના તોરા લટકે;
એવો મયુર મુકુટ ધરનારો. વૃંદાવન. ૨
ગાય વાંસલડીમાં સુર સારો, બીજો આંખ તણો અણુસારો;
ત્રીજો શ્યામસુંદર રંગ કાળો. વૃંદાવન. ૩
એણે ઘેલી કરી વ્રજનારી, હવે કુબજા લાગી વહાલી;
એવો દેવકીનો સુત દયાળો. વૃંદાવન. ૪
વ્રજવાસીનાં મન હરીને, ગોવર્દ્ધન હાથ ધરીને;
થયો વ્રજવનિતાનો વહાલો. વૃંદાવન. ૫
એ તો મામા કંસને મારી, હવે કુબ્જા કીધી પ્યારી;
એવો ગાયોનો ગોવાળો. વૃંદાવન. ૬
અબળાથી એ દિન જ કેવો, બહેની દુઃખડાં શિરપર સેવો;
દેઈ દર્શન વેદના ટાળો. વૃંદાવન. ૭
કહે કૃષ્ણદાસ તમ શરણે, તમને નમીને લાગું ચરણે;
અમને અભય વચન હરિ આલો. વૃંદાવન. ૮

## પદ ૧૨ મું.

ઉભા રહોને ગોવાલીયા તમે મુરલી મીઠી વાઇ. ટેક.
મુરલી મીઠી વાઇ, વહાલો ગીત મધુરાં ગાય. ઉભા. ૧
મુખ દીઠે સુખ ઉપજે મારાં, નયણાં તૃપ્ત થાય;
નિરખું દીનાનાથને મારાં, પંડનાં પ્રાશ્ચિત્ જાય. ઉભા. ૨
નયણાં તમારાં કામણગારાં, આંખલડીમાં જંત્ર વહાલા;

વશ કરી વ્રજનારને ક્યાંથી, શીખી લાવ્યા મંત્ર. ઉભા. ૩
મથુરાંમાંથી સંચર્યા વહાલો, આવ્યા ગોકુલ ગામ;
પૂતના કેરા પ્રાણ શોષ્યા, મામા કંસને માર્યો ઠાર. ઉભા. ૪
દેવકીજીના ઉદર વસ્યા, જસોદાજી કીધાં માય;
મુખ થકી મુરલી બજાઇ, બાબાનંદની ચારી ગાય. ઉભા. ૫
ચટકો ત્હારી ચાલનો વ્હાલા, પાવડીએ કંગણ કોર;
રૂમક ઝૂમક ઘુઘરી વાગે, નેનમાં ઝલકે મોર. ઉભા. ૬
મોરલીમાં તો મોહ પમાડ્યાં, જેમ હરાયાં ઢોર;
ભાલણ પ્રભુ નંદલાલના, મ્હારા ચીતડા કેરા ચોર. ઉભા. ૭

## પદ ૧૩ મું.

વા'લા મારા વૃંદાવનના ચોક કે, વહેલા પધારજોરે લોલ. ૧
મુજને રાસ રમ્યાના કોડ કે, વાલા સંગ ખેલડીરે લોલ. ૨
એવી રૂડી ગોકુલની વ્રજનાર કે, વેગે બોલાવજોરે લોલ. ૩
એવો રૂડો બંસી બટનો ચોક કે, કુંજ સોહામણોરે લોલ. ૪
એવાં રૂડાં જમુનાજીનાં નીર કે, તટ રળિયામણોરે લોલ. ૫
એવી રૂડી શરદ પૂનમની રાત કે, ચંદ સોહામણોરે લોલ. ૬
અધરાતે વાઇ વેણ રસાલ કે, હું થઇ ઘેલડીરે લોલ. ૭
લેવા મુખડાંનો તંબોલ કે, મળી તેવ તેવડીરે લોલ. ૮
ફરતી ગાન કરે વ્રજનાર કે વચ્ચે મારો વા'લમોરે લોલ. ૯
મળીઓ માધવદાસનો નાથ કે, રસ જામ્યો ઘણોરે લોલ. ૧૦

## પદ ૧૪ મું.

સખી શરદપૂનમની રાત જોઇ, વહાલે રમવા કીધું મનરે;
વન ફુલ્યાં તે લીલા શકતે, તે મન ચંદ્ર જતન. હરિરસ માતારે. ૧
વેણુવગાડી ચિત્ત હર્યું, પ્રકટ્યું અંગ અનંગરે;

સાંભળતાં ગોપીજન આવ્યાં, કૃષ્ણ સમીપે સંગ. હરિ. ૨
વેણું સાંભળીને દોહોવું મૂકયું, દોહતાં મૂકયાં વાસણરે;
ખીર ચડાવી તેમ જ મૂકી વાહાલા પાસે મન. હરિ. ૩
તાતાં દુધ જમાવતાં, પતિસેવા ભોજનરે;
લેપનતાં લોચન આંજતાં, વિપ્ર તે આભરણ. હરિ. ૪
પતિઓનાં રોક્યાં ન રહ્યાં, આત્મા હરિરસ માંહ્યરે;
કેટલાએક પતિએ રોકયાં, માધવ ચરણે ચિત્ત લગ્ન. હરિ. ૫
સહુથી આગળ તે જઇ પહોંચ્યાં, સગુણ મૂકી તનરે;
ત્યારે રાજાએ પૂછ્યું, એ કેમ પહોંચે જન. હરિ. ૬
શુકજી ત્યારે એમ ઓચર્યા, પહેલું કહ્યું તે સત્યરે;
દ્વેષ ભાવે શિશુપાલ ઉદ્ધર્યો, એતો પીયા જુગત. હરિ. ૭
વ્રજબકતો આવ્યાં જાણીને, પ્રભુજીએ કહ્યું વચનરે;
આવ્યાં તે તો સારૂ કર્યું, કારણ કહો પ્રસન્ન. હરિ. ૮
રજની એવી જંતુ ભયંકર, હમણાં જાઓ ઘેરરે;
માતપીતા ને પુત્ર ભાંડેરૂ, શું છે તેહનાં પેર. હરિ. ૯
વન દીઠું ચંદ્ર કેરી શોભા, કાલિંદી જલ તેમરે;
ઘેર જઇ પતિ સેવા કરો, પાળો બાલક જેમ. હરિ. ૧૦
જો માહારે પ્રેમે આવ્યાં છે, તોએ તે પણ જોયુંરે;
પતિને મૂકીને આવ્યાં, પતિવ્રતા ધર્મ ખોયું. હરિ. ૧૧
ઘરડો મૂર્ખ રોગી એવો, તોય પતિ નવ તજીએરે;
નિંદા આવે સર્વે જુવે, તેથી અન્ય નવ ભજીએ. હરિ. ૧૨
શ્રવણ કીર્તન ધ્યાને આવ્યું, એમ નહી કાંઈ વેહેલાંરે;
એવાં વચન સાંભળી ગોપી, વિભલ થયાં સર્વ ઘહેલાં. હરિ. ૧૩
મુખ નીચું બીંબાધર સુકે, શોક કરી નિસાસોરે;
નયણે ભૂમિ લખીને માગો, અવનિ વિમલ વિમાસે. હરિ. ૧૪

પ્રભુજીએ વાત કરી મન જોયું, એમ કહેશું વંકેરે;
નયણે આંસું ફેરવી લીધાં, બોલ્યાં ગદગદ કંઠે, હરિ. ૧૫
ન મૂકાય તે મૂકી આવ્યાં, એવું કહેવું નવ ઘટેરે;
જો બીજું કહ્યું તે જાણું, ધર્મ કોણથી પ્રગટે. હરિ. ૧૬
ધર્મરૂપ કરી તમને જાણું, તમ ભજે સહુ વિલસેરે;
મૂકી નિત્ય અનિત્ય શું કહીએ, ચતુર થઇ ઓળખશો. હરિ. ૧૭
ઘણા દિવસના તાપ હતા, તમો વિના કોણ સમાવેરે;
કો કહેશે જે કહ્યું ન માન્યું, કહો કયમ ઘેર જવાયે. હરિ. ૧૮
ચિત્ત હર્યું ને કામ નવ સૂઝે, જ્યાં ચાલો ત્યાં જઇએરે;
અધરામૃત કરી વિરહ સમાવો, વિરહ અગ્નિ નવ ઝરીએ. હરિ. ૧૯
નહિ સમે તો પદવી થાશો, ચરણ તમારાં સોહીએરે;
ચરણ રમાને દુર્લભ છેરે, તે જોઇ સંરક્ષણ હોઇએ. હરિ. ૨૦
વક્ષઃસ્થલ લક્ષ્મી રાજે છે, તો એ પદરજ ઇચ્છેરે;
સામર્થ્ય વાધ્યું તમ દીઠા માટે, દાસી કરો સહુ ઇચ્છે. હરિ. ૨૧
અલકાવૃત શ્રીમુખ અવિલોકતાં, થઈ અપ્રચર આજરે;
વેણુ ગાન સાંભળતાં મોહી, ત્રિલોક યુવતિ સમજે. હરિ. ૨૨
ગોદ્વિજ દ્રુમ પુલકિત થયાં, બીજાની શી વાતરે;
સ્તન મસ્તક કર પંકજ ધરે, આરતી મીટો ગાત. હરિ. ૨૩
ખેદ વચન સાંભળતાં પ્રભુ, ગોપીસંગે રમણ કર્યાં;
ઉડુગણ ને વચ્ચે ચંદ્ર જેમ, તેમ ગોપી પ્રભુ ઠર્યાં. હરિ. ૨૪
સતનાં યૂથ મળીને ગાએ, વ્રજમાં ફરવા લાગ્યારે;
યમુના પુલીને મળી સહુ આવ્યાં, કેવલ રસમાં પાગાં. હરિ. ૨૫
સ્ત્રીમાં અધિક કોણ અમવિના, એમ કર્યું મદ મનરે;
પ્રભુજીએ જાણી મનની વાર્તા, ત્યાં થયા અંતરધ્યાન. હરિ. ૨૬
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભુજીની, કૃપાથી ગાય એમરે;
તમનિજ દ્વારકેશઉર લાવે, લીલા વર્ણવી પ્રેમ. હરિરસ માતારે. ૨૭



# પ્રકરણ ૧૧ મું.



## વસંત હોરીના ખ્યાલ, રસીયા વગેરે.



### પદ ૧ લું.

પકડે બ્રજજન ગિરિધારી. ટેક૦

ઉમંગ ભરી ગોપી સબ આઇ, ખેલ મચાયો ભારી;
ખેંચ લેઇ પીતાંબર મુરલી, હાં હાં કરત મોરારી;
હસી સબ દે કર તારી. પકડે૦ ૧

જીહીં જપત મુનિવર જ્ઞાની, સકળ વાસના ટારી;
શારદ શેષ પાર નહિ પાવત, જીહીં જપે ત્રિપુરારી;
તાકુ ગોપી દેત હેં ગારી. પકડે૦ ૨

કાલકો કાલ ઇશકો ઇશાન, જીત લીયો સુકુમારી;
કર જોરી કે પીતાંબર માગત, દ્યો દ્યો મોરલીયાં પ્યારી;
જાઓ અબ જીત તુમારી. પકડેડે ૩

ભકત આધીન નિગમ નિત્ય ગાવત, મુનિવર કહેત બીચારી;
સૂરદાસકે પ્રભુ રસીલે, વારવાર બલિહારી;
મગન કીની બ્રજનારી. પકડે૦ ૪

પદ ૨ જું.

સામરો અજહુ નહિ આયો,
બ્રજબનિતા સબ છોડી સાંવરે, મધુવન જાય બસાયો;
દાસી કરી પટરાણી સામરે, નાથકો નામ લજાયો;
કંથ કુબજા કો કહાયો. સામરો. ૧
આપહીં જાય દ્વારકાં બસાયો, હમકું જોગ બતાયો;
હમકું જોગ ભોગ કુબજાકું, એસો કપટી કહાયો;
આખર આહીરકો જાયો. સામરો. ૨
લખી લખી પતીયાં છતીયાં જરાવત, ઉધોકો વ્રજમેં પઠાયો,
હમ મિત્રી તો હે વિશ્વાસી, દાસીસું નેહ લગાયો;
ગરલ ઘોરી જુ પિલાયો. સામરો. ૩
ખર અક્રુર એ કહાંસે આયો, ઘર ઘર હોરી જગાયો;
એક હોરી તો જરતહે હૈયા મેં, સ્વપ્નામેં સુખ ના પાયો;
ફેર કહાંસે ફાગુન આયો. સામરો. ૪
વેરી વિધાતા અતિ સંતાપે, કામકો જોર બઢાયો;
સુરદાસ અબલાકી વિનતી, કરત હે મનકો ભાયો;
જલે પર લોન લગાયો. સામરો. ૫

પદ ૩ જું.

રાધાવર ખેલત હોરી,
નંદગામકે બાલક ઇતતેં, ઉત બરસાનેકી ગોરી;
ડફ કરતાલ બજાવત ગાવત, કેસર કુમકુમ ઘોરી;
પરસ્પર રંગમે બોરી. રાધાવર. ૧
ગાવત ગારી ગ્વાલ માનો નવ, નાગરી જોબન જોરી;
નંદલાલ બડા રસીયા હે, હમતેં કરત કછુ જોરી;
ફાગુનમેં કાનકી ચોરી. રાધાવર. ૨

દશો દિશમેં ગુલાલ ધુમડ રહ્યો, કાહુ ન લક્ષ પર્યોરી;
ઓચક આય ધાય ચંદ્રાવલી, લલિતાદિક સબ દોરી;
ગ્રહ્યો કુંવર બરજોરી. રાધાવર. ૩
મોરમુગટ બનમાલ મુરલીકા, પીતાંબર લીયો છોરી;
ભામિનીભેખ બનાય કહતહે, નંદરાયકી છોરી;
બની છબી કામકી મોરી. રાધાવર. ૪
દે દે તારી નચાવત ગ્વાલની, અપની અપની ઓરી;
વા દિનકી શુધ ભૂલ લલારે, યમુના તટ ચીર હર્યોરી;
આજ સખી દાવ પર્યોરી. રાધાવર. ૫
કૃષ્ણરંગ ફગુવા જો ભામનો, દેકર બહુતનિહોરી;
હે આધીન બ્રખુભાનસુતાકે, વિનતી કરે કર જોરી;
દેહુ આપનો કર છોરી. રાધાવર. ૬

પદ ૪ થું.

સાંવરે મોહી રંગમેં રોરી.
સૈયાં પકર મેરી શિરકી ગગરીયાં, છીનકે શિરતેં ઢોરી;
રંગમે લાલન રસવસ કીની, ડારી ગુલાલકી ઝોરી;
ગાવન લગ્યો મુખતેં હોરી, સાંવરે. ૧
આય અચાનક મીલ્યોરી ડગરમેં, તબ નિરખ્યો નંદકોરી;
ભર ભુજલે મોહી પકરકે, જીવનને બરજોરી;
માલા મોતીયનકી તોરી. સાંવરે. ૨
મર્યાદા મેરી કછુ ન રાખી, કહી એક બાત ઠગોરી:
તબ ઇનકો મેં આંખ દિખાઇ, મત જાનો મોહી ભોરી,
જાનું તેરે ચિત્તકી ચોરી. સાંવરે. ૩
મેરો જોર પ્રભુ કછુ ન ચલત હે, કંચુકીકી કસ તોરી;

**સૂરદાસ** પ્રભુ તીહારે મીલનકું, રસીયેને રંગમેં બોરી.
ગઇ મેં નંદકી પોરી. સાંવરે. ૪

## પદ ૫ મું.

નેહ લગ્યો મેરો શ્યામ સુંદરસોં. ટેક૦
આયો વસંત સબી બન ફુલે, કેત ન ફુલીહે સરસોં;
મેં પીરી ભઇ પિયાકે વિરહસોં નીકસત પ્રાણ અધિરસોં;
કહો જાય બંસીધરસોં; નેહ. ૧
ફાગુનમેં સબ હોરી ખેલતહેં, અપને અપને વરસોં;
પિયકે વિયોગ જોગન વ્હૈ નીકસી, ધુર ઉડાવત કરસોં;
ચલી મથુરાકી ડગરસોં. નેહ. ૨
ઉધો જાય દ્વારકાંમેં કહીયો ઇતની અરજ મેરિ હરિસોં;
વિરહવ્યથાસેં જીયરા ડરતહે, જબતે ગયે હરિ ઘરસોં;
દરસ દેખનકાં હોં તરસોં. નેહ. ૩
**સૂરદાસ** મેરી ઇતની અરજ હેં, કૃપાસિંધુ ગિરિધરસોં;
ગહરી નદી યા નાવ પુરાની, અબકે ઉગારો સાગરસોં;
અરજ મોરી રાધાવરસોં. નેહ. ૪

## પદ ૬ ઠું.

બંદ્રાબન મોહન દધી લુંટી. ટેક૦
કહાં તેરો હાર કહાં નકવેસર, કહાં મોતીયનકી લર તૂટી. બંદ્રા૦ ૧
ગોકુલ મેરો હાર મથુરાં નકવેસર, કુંજ ગલનમેં લર તૂટી. બંદ્રા૦ ૨
**સુરદાસ** પ્રભુ તીહારે મીલનકું, સર્વસ્વદે ગોવાલન છૂટી. બંદ્રા૦ ૩

## પદ ૭ મું.

મન બસે તો બંદ્રાબન બસરે, ટેક૦
તીરથ વ્રત કાહેકુ ભટકે, બંદ્રાબનકો જપ કરરે. મન બસે તો૦ ૧

બંદ્રાબનકી કુંજગલનમેં, સંતનકો દર્શન કરરે. મન બસે તો૦ ૨
સૂરદાસ પ્રભુ તીહારે મીલનકું, હરિચરણેચિત્ત ધર લેરે. મન બસે તો૦ ૩

પદ ૮ મું.

મુરલી ઘનસ્યામ બજાવેંગે. ટેક૦
ઉંચો નંદગામ બરસાનો, ગોકુલપુરી કબ આવેંગે. મુરલી. ૧
હમ બ્રખુભાનકી કુંવરી રાધિકા, નંદજીકો કુંવર કહાવેંગે. મુરલી. ૨
સૂરદાસ પ્રભુ તીહારે મીલનકું હસી હસી પ્રીત બઢાવેંગે. મુરલી. ૩

પદ ૯ મું.

શ્રી ઠાકોર કલંગી આપ ધરી. ટેક.
મોરપીંછકી બનીહે કલંગી, હીરા મોતી જડાવ જડી. શ્રી ઠાકોર. ૧
બાંહે બાજુબંધ ગલે ગુંજા ધરી, પીતાંબરકી છબિ ન્યારી. શ્રી ઠાકોર. ૨
સૂરદાસ પ્રભુ તીહારે મીલનકું, ચરણકમલ પર બલિહારી. શ્રી ઠાકોર. ૩

પદ ૧૦ મું.

શ્રી જમુનાકે નિકટ બજાઇ બંસી. ટેક૦
જીવજંત જળથળકે મોહે, ઓર મોહે તરૂવર પંખી. શ્રી જમુનાકે ૧
ઘેલીચાલ ચલે ગલવા મોહે, ઓર મોહે હરના તપસી. શ્રી જમુનાકે ૨
સૂરદાસ પ્રભુ તીહારે મીલનકું, કુંડલ જોત બની સરસી. શ્રી જમુનાકે ૩

પદ ૧૧ મું.

દરશન દ્યો નાથ ધજા ધારી. ટેક.
તીહારે દર્શનકો મન તલફત હે, તીન લોક મહિમા ભારી. દરશન દ્યો. ૧
વ્રજ છોડ મેવાડ બસાઇ, એ મેવાડ લગી પ્યારી. દરશન દ્યો. ૨
સૂરદાસ પ્રભુ તીહારે મીલનકું, મંદિર ભીડ ભઇ ભારી. દરશન દ્યો. ૩

પદ ૧૨ મું.

નંદકે દ્વાર મચી હોરી. ટેક.
ઉતમેં ઠાડે કુંવર કન્હૈયા, ઇત ઠાડી રાધા ગોરી. નંદકે. ૧

પાંચ વરસકે કુંવર કન્હૈયા, સાત વરસ રાધા ગોરી. નંદકે. ૨
હાથમેં લાલ ગુલાલ ફેંટભર, ડારતહેં ભરભર ઝોરી. નંદકે. ૩
**સુરદાસ** પ્રભુ તીહારે મીલનકું અવિચળ રહીયો યહ જોરી. નંદકે. ૪

## પદ ૧૩ મું.

વૃંદાવન ખેલ મચ્યો ભારી. ટેક.
વૃંદાવનકી ગોરી નારી, તુટે હાર ફટે સાડી. વૃંદાવન. ૧
વ્રજકી હોરી વ્રજકી ગારી, વ્રજકી શ્રી રાધા પ્યારી. વૃંદાવન. ૨
**પુરૂષોત્તમ** પ્રભુ ખેલે હોરી, સંગ સખા કરે કીલકારી. વૃંદાવન. ૩

## પદ ૧૪ મું.

ખેલનદે મોયે હોરી રસીયા. ટેક.
જાને ન દઉંગી ગહી રાખુંગી, મેરી કાહેકું બહાંયા મરોરી. ખેલનદે. ૧
સખી સબ મીલી હોરી ખેલે, મેં કહા કીની ચોરી. ખેલનદે. ૨
ચુવા ચંદન ઓર અગરજા, કેસર ગાગર ભરી ઢોરી. ખેલનદે. ૩
**કૃષ્ણજીવન લછીરામ** કે પ્રભુસોં, ફગુવા લીયો ભરભર ઝોરી. ખેલનદે. ૪

## પદ ૧૫ મું.

ડફ બાજે નંદ બાબા ઘરકે. ટેક.
ચલોરી સખી મીલી દેખન જાઇએ, છેલ છગનીયા નાગરકે. ડફબાજે. ૧
અરૂ બાજતહેં ઢોલ દમામા, સુનીયત ધાવ નગારનકે. ડફબાજે. ૨
નાચત ગાવત કરત કુલાહલ, સંગ સખા હે બરાબરકે. ડફબાજે. ૩
**પુરૂષોત્તમ** પ્રભુકે સંગ ખેલત, જબમારત ધરબારનકે. ડફબાજે. ૪

## પદ ૧૬ મું.

મનમોહન રસીયા આયે બગીયનમેં, ખીલ રહી સબ કલી કલી.
એક કલી હરિનામ જપતહેં, દુસરી પુકારત અલી અલી. ૧
ચંપાબી ખાલા ગુલાબબી ખીલા, ખીલ રહી સબ અલી અલી. ૨

બાજત અલી તુમ સદા રંગીલે, પરીગો નાચે ગલી. ૩
**પુરૂષોત્તમ** પ્રભુકી છબી નિરખત; ચરણકમલ ચિત લગી રહી. ૪

## પદ ૧૭ મું.

તુમ બીના મેરી કૌન ખબર લે શ્રી ગોવર્દ્ધન ગિરિધારીરે;
ઓરનકું તો ઓર ભરૂંસો, હમકું આશ તુમારીરે. ૧
મોરમુગટ શિરછત્ર બિરાજે, કુંડલકી છબિ ન્યારીરે. ૨
જમુનાકે નીરે તીરે ધેનુ ચરાવે, બસી બજાવે રંગ પ્યારીરે. ૩
વૃંદાવનકી કુંજ ગલનમેં, સોહત રાધે પ્યારીરે. ૪
**સૂરદાસ** પ્રભુ તિહારે મીલનકું, ચરણકમલ પર વારીરે. ૫

## પદ ૧૮ મું.

તુમ ટેડે મોરી ટેડી ગાગરીયાં.
તુમેરે ટેડે પ્રભુ મુખકી મોરલીયાં, ઉનસેં ટેડી મોરી નાકકી નથનીયાં. ૧
તુમેરે ટેડે પ્રભુ મોર મુગટ હે, ઉનસેં ટેડી મોરી સુરંગ ચુંદડીયાં. ૨
તુમેરે ટેડે પ્રભુ ગ્વાલ બાલહે, ઉનસેં ટેડી મોરી સંગકી સાહેલીયાં. ૩
**સૂરદાસ** પ્રભુ તીહારે મીલનકું. સબસેં ટેડી મોરી ગોકુલ નગરીયાં. ૪

## પદ ૧૯ મું.

બ્રખુભાનકી લલી, શામળીયાસેં નેહડો લગાકે ચલી.
આવોજી શામરે હમારી ગલી, ઠાડે રહો લાલજી મેં કબકી ખડી. ૧
હાથમેં હે ગજરા ગુલાબકી છડી, પાઉંસેં ઝાંઝર બજાવતી ચલી. ૨
આંખો ભરે સુરમે ને મુખમેં ભરેપાન,છોટી ઉમ્મર રાધાક્હોતસા ગુમાન ૩
**બાઇમીરાં** કહે પ્રભુ ધોર ગંભીર, ગ્વાલીનકું મીલગયે જમુનાંજીકે તીર. ૪

## પદ ૨૦ મું.

મુખડાનું માંડણુ મોતી, મહારાજા મારા મુખડાનું માંડણુ મોતી. ટેક.
મેં જલ જમુના ભરન ગઇતી, મુખકુ ધોતાં ખોયું મોતી. ૧

ગાગર ભર પનઘટ પર મૂકી, લાગી ફુલ મોતી જોતી જોતી. ૨
ઘર જાઉં તો મોરી સાસુ લડતહે, નણંદી બોલે છે મહેણાં દેતી. ૩
**પુરુષોત્તમ** પ્રભુ આવે અચાનક, મોતીડું લીધું છે મારૂં ગોતી. ૪

### પદ ૨૧ મું.

શ્રીકૃષ્ણ મથુરાંમેં બસકે, ગોકુલંકો આવનો છોડ દીયો
જબતેં બ્રજબાસીન ત્યાગ કીયો, ગૌવનકો ચરાવનો છોડ દીયો. ૧
જબતેં કુબ્જાકો સંગ કીયો, પનઘટકો આવનો છોડ દીયો. ૨
કંસકુ મારી ભયે મહારાજા, ગલીયન અથડાનો છોડ દીયો. ૩
**લલિતકીશોરી** સંગ રંગ ભીને. ગોપીસેં નેહ છોડ દીયો. ૪

### પદ ૨૨ મું.

કછુ દોષ નહિ મનમોહનકો, બન બાંસ બુરે જીનકી બંસુરી. ટેક.
તેરી જાત ભાત મેં સબ જાનું, તેરે ગાત ગાતમેં હે રસરી. ૧
બન ઢુંઢકે બાંસ કટાય દઉં, ઉપજે નહિ બાંસ બજે બંસુરી. ૨
હમ છોડ દીયો વ્રજકો વસવો, યામેં તું બસ તું બેરન બંસુરી. ૩
**ચંદ્રસખી** ભજ બાલકૃષ્ણ છબી, ચરણનમેં ચિત્ત ધરે સજની. ૪

### પદ ૨૩ મું.

રસીયો રસે ભર્યોરે, વહાલો શ્રી વિઠ્ઠલવર વરણાગી રે,
વ્રજવનિતાએ વર્યોરે. એમની છબી ઉપર લેહ લાગીરે. ૧
નાગર નંદતણોરે, નટવર નાચે ને ગાયે ગીતરે,
વહાલો લાગે ઘણોરે, પ્યારો પ્રેમે ઉપજાવે પ્રીતરે. ૨
સુંદર શ્યામળારે, હરિ મ્હારા હૈડા કેરા હારરે,
પ્રીતમ પાતળારે, મ્હારા પ્રાણજીવન આધારરે. ૩
લાગે હરિ મીઠડારે રસિઓ રાસ રમણના ભોગીરે,
**વલ્લભ** પ્રભુ દીઠડારે, તેથી સદા રહીએ સંજોગીરે. ૪

## પદ ૨૪ મું.

લાગી મને નેહજડીરે, એથી અળગા કેમ રહેવાયરે;
નિરખું ઘડી ઘડી રે, સુખડા કેની આગળ કહેવાયરે. ૧
બીડી મને ગેલમાંરે, વહાલો શ્રી વૃંદાવનના ચંદરે;
સૈયર સાથમાંરે. સોહીએ તારામાં જેમ ચંદરે. ૨
ઉભો અલબેલડોરે, જીવણુ શ્રી જમુનાજીને તીરરે;
લાલચ ઘેલડોરે, વેણુ વગાડે હળધર વીરરે. ૩
સખી ટોળે મળીરે, જોવા જસોદાજીના કાહાનરે;
મરજાદા ટળીરે, વલ્લભ પ્રભુજી શું લાગ્યું ધ્યાનરે. ૪

## પદ ૨૫ મું.

ઘેલી થઇ ફરૂંરે, ઘેલા ગિરિધારીની સંગરે;
ધીરજ નવ ધરૂં રે, આતુર કીધું મ્હારૂં મનરે; ૧
જળ ભરવાને મસેરે, જાવું શ્રી જમુનાજીને ઘાટરે;
હરિ હરખે હસેરે, આડા આવી રોકે વાટરે. ૨
નિરખું નૈણાં ભરીરે, સજની શામળીઆનું રૂપરે;
હરખું હૈડાં ભરીરે, સર્વસ કોમળ શ્યામ સ્વરૂપરે. ૩
બીજું મને નવ ગમેરે, મ્હારે સર્વસ્વ નંદ કુમારરે;
મન કેડે ભમેરે દાસ વલ્લભ પ્રભુ પ્રાણઆધારરે. ૪

## પદ ૨૬ મું.

પ્રીતની વાતડીરે, જેહને લાગી હોય તે જાણેરે;
તુજ ઘેર જાતડીરે, નિર્લજ થાય તે એ રસ માણેરે. ૧
પ્રેમ ત્યાં નેમ નહિંરે, જ્યાંહાં પડદો ત્યાં શાની પ્રીતરે;
નેમ ત્યાં પ્રેમ નહિંરે, જગત ભગતની અવળી રીતરે. ૨
પ્રીત છે માહરેરે, સજની શામળીઆની સાથરે;
એવી નથી તાહરેરે, અમે વેચાણા એહને હાથરે. ૩

તનમન સોંપીયુંરે, હવે જે થનાર હોય તે થાયરે;
ભવો ભવ અર્પીયુંરે. દાસ વલ્લભ જુગલ જશ ગાયરે. ૪

પદ ૨૭ મું.

કારણ શું એ કહુંરે, મુજને કહાનુડાના કોડરે;
કોઇથી નવ ડરૂંરે, હરખે હૈડું મોડા મોડરે. ૧
પ્રિત પ્રગટ કરૂંરે, સજની શેને રાખું છાનુંરે:
હરખ હૈયે ધરૂંરે, મારા મનના માન્યા માનુંરે. ૨
આ ભવ દુઃખ ટળ્યુંરે, હતું જેમ શુળી કેરૂં સાલરે;
દુરીજન દેખી બળેરે, મારે સર્વસ્વ નંદજીના લાલરે. ૩
પ્રાણના પ્રાણ સખીરે, જીવણ જસોદાજીના કહાનરે;
રાખું હૈયે લખીરે, વલ્લભ પ્રભુશું લાગ્યું ધ્યાનરે. ૪

પદ ૨૮ મું.

રસ રસીઆ તણોરે, મીઠડો લાગ્યો જેને મનરે;
પીતાં પ્રેમ ઘણોરે, સોંપ્યાં તન મન ધનરે. ૧
વ્રજમાં વાય છેરે, એ રસ ઉમંગ્યો અંગોઅંગરે:
અઢળક ઉર ઢળ્યોરે, રમતાં રસ વાધ્યો બેઉ રંગરે. ૨
છે રસ પ્રીતનોરે, લટકે લેતાં છૂટે લાજરે;
અધર રસ લહેરનોરે, સુત પતિ તજીયાં ઘરનાં કાજરે. ૩
લલિતા લાલસુંરે, કરતી અહોનિશ આનંદ ખેલરે;
વિલાસ ગોપાળસુંરે, જેને હરિની સાથે હેલરે. ૪
ધન્ય વ્રજ વાસીયોરે, ધન્ય શ્રીગોકુળ જમુના તીરરે;
ભવોભવ દાસીયોરે, જેને વાહાલો હળધર વીરરે. ૫
ખટરસ આંગણેરે, બીજા રસમાં સ્વાદ ન હોયરે;
વલ્લભ પ્રભુ મળ્યારે, મોહન મુખ દીઠે સુખ હોયરે. ૬

## પદ ૨૯ મું.

સુણ સાહેલડીરે, મારે નંદકુંવરસું સ્નેહરે;
ઝાઝું શું કહુંરે, મારા પ્રાણજીવન ધન એહરે. ૧
હાર હૈયા તણારે, મારા ચિત્તડા કેરા ચોરરે;
મસ્તકના મણિરે, મ્હારા કાળજડાની કોરરે. ૨
ઉર લપટાવીયેરે, એ પર આવે એવી વહાલરે;
સખી હું શું કહુંરે, મહોટું સાસરીયાનું સાલરે. ૩
આજ હું એકલીરે, મને માર્ગે મળીયો કહાનરે:
મુખ બોલ્યા બંન્યોરે, કીધી આંખલડીમાં સાનરે. ૪
હું સમજી રહીરે મુજને તેડી શ્રીવૃંદાવનરે:
સજની શું કરૂંરે, ન સુઝે રજની ને કાંઇ દિનરે. ૫
વહાલે મને ભોળવીરે, ચોરી લીધું મારૂં ચિત્તરે;
**વલ્લભ**ના સ્વામી મળ્યારે, મારે પ્રાણજીવન ધન હિતરે. ૬





# પ્રકરણ ૧૨ મું.

## શ્રી ઠાકોરજીના યશ તથા માહાત્મ્યનાં ધોળ–પદ



### પદ ૧ લું.

વાંકે અંબોડે શ્રી નાથજી ને સુંદર શ્યામ સ્વરૂપ,
શ્રી વલ્લભસુત સેવા કરે એ શ્રી ગોકુળનાભૂપ. ૧
પાઘ બાંધી વ્હાલે જરકશી, ને સુંદર વાગા સાર.
પટકા છે પચરંગના સજ્યા તે સોળ શણગાર, ૨
કેસરી તિલક સોહામણાં, નાસિકા વિશ્વાધાર,
ચિબુકની અતિ કાંતિ છે, કંઠે મોતીના હાર. ૩
હડપચીએ હીરલો ઝગમગે, એના તેજ તણો નહિ પાર,
અધર બિંબ એ રસિક છે, ઝળકે તે જોત પ્રકાશ. ૪
બાંહે બાજુબંધ બેરખા હરીના ખીટલીઆળા કેશ,
નિરખ્યા ને વળી નિરખશું, એનો પાર ન પામે શેષ. ૫
ડાબી બાજુએ ગિરિવર ધર્યો, જમણે કટિ મધ્ય ભાગ,
કૃપા કરો શ્રી નાથજી, બલિહારી માધવદાસ. ૬
**માધવદાસ** કહે હરિ, માહારૂં માગ્યું આપો મહારાજ,
વળી વળી કરૂં વિનતી, મુને આપજો વ્રજમાં વાસ. ૭

ધોળ ૨—સખી આજનો લાહાવો લીજીએરે, કાલ કોણે દીઠી છે;
ફૂલની ગાદી ને ફૂલના તકીયા, ફૂલનાં બીછાનાં બીછાવીએરે. કાલ ૧
સોનાનાં સોગટાં ને રેશમની ચોપાટ, હીરલાના પાસા ઢળાવીએરે. કાલ ૨
સોનાનું પારણું ને રેશમની દોરી, હરખે શ્રીનાથજી ઝુલાવીએરે. કાલ ૩
વાણીના મેહુલા ને આનંદની હેલી, સુખને શરવડે ભીંજાઇએરે. કાલ ૪
વલ્લભના સ્વામીપ્રભુરસિક શિરોમણિ,વળીવળીમુખડાં નિહાળીએરે.કાલ ૫

ધોળ ૩—ન્હાના સરખા શ્રીનાથજી, ન્હાના ન્હાનારે હાથ,
ન્હાની લખોટીઓ કર ગ્રહી, સુંદર દીસો છો પ્રાણનાથ. ન્હાના. ૧
ન્હાના સરખા ગોવાળીયા, ન્હાની સરખીરે ગાય;
સાથે શીંગડીરે શોભતી, ગૌ ધેન ચારવારે જાય. ન્હાના. ૨
ન્હાની બંસીરે કર ગ્રહી, હરીયાં ગોપીનાં મન;
રૂડો નંદજીનો લાડીલો, રૂડો વૃંદાવન. ન્હાના. ૩
ન્હાની સરખીરે મોજડી, ન્હાના સરખા છે પાય;
પાયે રણુઝણુ ઘુઘરી, અણુવટ વીંછુવા સાર. ન્હાના. ૪
પ્રભુજીના મુખ પર મોરલી, વાઇ વેણુ રસાળ;
શબ્દે મોહીરે ગોપીકા, રોતાં મેલ્યાં છે બાળ. ન્હાના. ૫
કાલિંદીને કાંઠડે ઉભા વગાડો છો વેણુ;
જાવા દોને જાદવા, કે વ્રજમાં થાશે પોકાર. ન્હાના. ૬
આંગળી સાહીને હરિ તાણશો, પ્રભુ મ્હારૂં ધ્રુજે છે અંગ;
સઘળી ગોપિકા આવશે, તમને ઘેરશે મહારાજ. ન્હાના. ૭
કે બંસીબટના ચોકમાં, ઉભલા વજાડો છો વેણુ;
માધવદાસની વિનતી, આપો વ્રજમાં વાસ. ન્હાના. ૮

ધોળ ૪ થું.

મીઠડા બોલા શ્રી નાથજી, મળીયા મારગ માંહ્ય,
સહુ સુખ આપ્યાંરે સેજમાં.

મનડું માહારૂં રે મોહી રહ્યું, પૂર્વ જન્મનીરે પ્રીત;
શોભા શી કહું શ્યામની, નિત્ય નિત્ય નવલીરે રીત. મીઠડા. ૧
વાંકી વાઘ વરણાગીઆ, વાંકી ચાલે છે ચાલ;
વાંકાં નયણાં સોહામણાં, કે વાંકી વેણુ રસાળ. મીઠડા. ૨
નયણાં તમારાં શ્રીનાથજી, કયમ કરી કરૂંરે વખાણ;
શુદ્ધ ન રહી શરીરની, માનુની મુકે છે માન. મીઠડા. ૩
શ્રીજમુનાજીમાંરે ઝીલતાં, તુટયો નવસર હાર;
મોતી સઘળાં વેરાઈ ગયાં, હીરલો લાધ્યો છે હાથ. મીઠડા. ૪
કે મનડું મારૂં મોહી રહ્યું, દેખી છબીલાની ચાલ;
ધન ગોવિંદ પ્રભુ એહી મળ્યા, પામ્યા મોટો ઉલ્લાસ. મીઠડા. ૫

## ધોળ ૫ મું.

માહારે મંદિરે પધારો શ્રી નાથજી, હુંતો જોઉંરે તમારી વાટ. ૧
હુંતો શેરી વળાવી સજ કરૂં, હુંતો ફુલડાં વેરાવું સારી વાટ. ૨
હુંતો ચીરના ચંદરવા બંધાવતી, હુંતો પથરાવું લીલા પીળા પાટ. ૩
હુંતો શણગાર કરાવું હરિને ભાવતા, હુંતો દર્પણ દેખાડું મહારા નાથ.
હુંતો મીઠડા મેવા મંગાવતી, આરોગોને શ્રી વૈકુંઠનાથ, માહારે. ૫
હુંતો શીરો કરાવું સ્નેહતણો, જીવણ આરોગો તમારે હાથ. ૬
હુંતો જમુનાજળ ઝારી ભરાવતી, આચમન કરો શ્રી વૈકુંઠનાથ. ૭
બાસઠ પાનનાં બીડલાં બંધાવતી, મુખવાસ કરોને વૈકુંઠનાથ. ૮
હુંતો સોનાનાં સોગઠડાં મંગાવતી, રમત રમજો સારી રાત. ૯
હુંતો સેજ પથરાવું સ્નેહતણી, પોઢણકરો શ્રી ગોકુલનાથ. ૧૦
હુંતો ફુલના પંખા ભરાવતી, વીંજણ કરૂંરે સારી રાત. ૧૧
હુંતો ફુલની જાળી ભરાવતી, માંહે બીરાજો શ્રી ગોકુલનાથ. ૧૨
હુંતો થાળ ભરૂં સગ મોતીએ, વધાવું શ્રી વલ્લભકુલ પરિવાર. ૧૩

## ધોળ ૬ ઠું.

ગોકુળની ગોપીઓરે ચાલી જળ ભરવા,
શામળીઓ સન્મુખરે, આવ્યા મ્હારૂં મન હરવા. ૧
આતે શું અચરજરે, આવ્યા માહારી શેરડીએ,
કાંઇ હું નવ બોલુંરે, એ બોલાવે છે. ૨
મોહનને મોહીનેરે માયા લાગી છે,
જીવણને જોઇનેરે, ઘર ધંધા ભૂલી. ૩
હાંરે મને સબળ ગમે છેરે, એ વરનો લટકો;
આંગળીએ વળગ્યોરે, વાહાલો આવે છે. ૪
આ અમે વહુવારુરે, લાલા લાજ ભર્યા;
બોલતાં બીજેરે કંથે કેદ કર્યાં. ૫
સાસુડી સુણશેરે, નણદલ નાહાની છે;
માધવના સ્વામીરે, અમૃતની આ ઘડીઆ. ૬

## ધોળ ૭ મું.

સાચા સંબંધીડા શ્રીગોકુળ કયારે જઇશું.
આપણે બે બેલડીએ વળગી, શ્રી જમુનાજીમાં નાહીશું. સાચા૦ ૧
ગોકુળીઆની ગલીએ ગલીએ, ગુણ ગોવિંદના ગાઇશું. સાચા૦ ૨
શ્રીગિરિધારી અલબેલા જોઇ જોઇ, મન ચીતવ્યાં લાડ લડીશું. ૩
**ભીમ**ના ઠાકોરને જઇને ભેટીશું, સદા સોહાગણ થઇશું. સાચા૦ ૪

## ધોળ ૮ મું.

શ્રીગોકુલીયું મૂકીને કંઈ જઇએ નહિ,
વાસો વસીએ ચરણકમલની છાંય જો;
શ્રીજમુનાજીનાં સુંદીર તટ રળીયામણાં,
ત્યાં માહારા વાહાલાજીના પરમ રમણ સુખધામજો. શ્રીગો. ૧

જસોદાઘાટે આનંદસાગર ઉલટયો,
સુખસાગરમાં ઝીલે ભક્તસમાજજો;
શ્રીઠકરાણી ઘાટે એકક સુંદર શોભિતી,
સદા બિરાજે શ્રીવલ્લભ પરમ ઉદારજો. શ્રીગોકુળીયું. ૨
શ્રીગોકુલીયાની વૃક્ષ લતા સહુ નમી રહી,
ચરણ સ્પર્શવા શ્રીગોકુલપતિ મહારાજજો;
ગિરિ ગોવર્દ્ધન રત્ન ખચિત સોહે ઘણું,
આદ્ય વૃંદાવન નિત્ય રમણનું ધામજો. શ્રીગોકુલીયું. ૩
આનંદ મંગળ મહારસ સિંધુ ઉલટયો,
કુંજકુંજ પ્રતિ ખેલે શ્રી નંદકુમારજો;
જે નયણે શ્રી ગોકુલીયું નિરખ્યું સહી,
તે નયણાંના ભાગ્યતણો નહિ પારજો. શ્રીગોકુલીયું. ૪
શ્રી વલ્લભઘાટે પ્રીતમજી બેસે ઘણું,
કુંજગલીમાં ભીડ તણો નહિ પારજો;
રંગીલી ગલી શ્રી ગોકુલપતિ મંદિર જતાં,
પ્રીતમજી ત્યાં વળી લે છે દાનજો. શ્રીગોકુલીયું. ૫
જગમોહનમાં એકક સુંદર શોભતી,
મનોરથ પૂરે શ્રીગોકુલનો નાથજો;
રમણ રેતીમાં રાસમંડલ રચના કરી,
નિરખી હરખી જીવ કૃતારથ થાયજો. શ્રીગોકુલીયું. ૬
ભેટ પહેરામણી ભાવ સહિત ત્યાં સહુ કરે,
વૈષ્ણવ કહે અમને આપો વ્રજમાં વાસજો;
શ્રીયમુનાજીનાં ઘહેરાં નીર અતિ શોભતાં,
એવી રીતે કહે છે શ્રી વલ્લભદાસજો. શ્રીગોકુલીયું. ૭

બેર બેર શ્રી યમુનાજીને વિનતિ કરૂં,
નિત્ય પ્રતિ રાખો ચરણકમલની છાંયજો;
નિજભક્તનકી નિજ દાસી હું તમ તણી,
કિંકરી કહે મને આપો શ્રી વ્રજમાં વાસજો. શ્રીગોકુલીયું. ૮

## ધોળ ૯ મું.

લાલ તમારો લટકો જોઇ મને ચટકી લાગી પ્રેમતણી:
શ્રી દાઉજી તમારો લટકો જોઇ મને ચટકી લાગી પ્રેમ તણી. ટેક.
લટપટી પાઘ કેસરીઆ વાઘા, જડાવ તિલકની શોભા બની: લાલ. ૧
રસિક કુંડળ લોલક લળકે, જડાવ જડયાંરે મહી હીરા મણી; લાલ. ૨
બાંહે બાજુબંધ બેરખા સોહીએ, જડાવ પોંહોંચીની શોભા ઘણી. ૩
ઇતિ ગોકુલ ઉત મથુરાં નગરી, બીચ જમુનાજી નીર વહે. લાલ. ૪
વંદ્રાવનમાં રાસ રચ્યો હે, સહસ્ત્ર ગોપીને વચ્ચે ગીરધારી; લાલ. ૫
વૃંદાવનની કુંજગલનમાં, જુગ જુગ રહીયો એ જોડી; લાલ. ૬
જમુનાજીની નીરે તીરે ધેન ચરાવે વહાલો, બંસી બજાવે વાહાલો કદમ ચઢી
સુરદાસ પ્રભુ તીહારે મીલનકું, રંગ તણા મહારાજ ધણી. લાલ. ૮

## પદ ૧૦ મું.

હાંહાંરે વારી જાઉં તમને વિઠ્ઠલારે, ગોપીના વલ્લભ પ્રાણરે:
મારા શામળીઆ સુજાણરે, જસોદાજીના જીવણ જાદવારે. હાંહાંરે૦ ૧
હાંહાંરે નટવર ભેખ ધર્યો શ્રીનાથજીરે, કાંઇ કદંબ કેરી છાંયરે;
મુખ વાએ મધુરી વાંસળીરે, વજાડતા તેને ઠામરે. હાંહાંરે૦ ૨
હાંહાંરે મોર મુગટ સોહામણોરે, પીતાંબર સોહે અંગરે;
ગળે હાર ગુંજા તણારે, એનો દીસે છે અતિ રંગરે. હાંહાંરે૦ ૩
હાંહાંરે અમને માયા લાગી તમશુંરે, મેં તો મેલ્યાં ઘરનાં કાજરે;
રંગે રાસ રમાડજોરે, હું તો કહું છું મેલી લાજરે. હાંહાંરે૦ ૪

હાંહાંરે તમારા મુખડા સામું જોતીરે, નયણાના ચાળે લોભીરે;
તારે રૂપે લોભાણી વિઠ્ઠલારે, મારા ચિત્તડાના ચોરરે. હાંહાંરે૦ ૫
હાંહાંરે વૃંદાવન રળિઆમણાંરે, મારે વા'લોજી ખેલે રાસરે;
ખેલે નંદનો કુંવર લાડીલોરે, બલિહારી માધવદાસરે. હાંહાંરે૦ ૬

## ધોળ ૧૧ મું.

ચતુર્ભુજ છે ચારૂરે, રૂપાળા રસીયા:
મુખ મનોહર સુંદરરે, સરિતાતીર વસાયા. ૧
ચરણ કમલ ચિત્ત મારૂંરે ઘુઘરીને ઘમકે:
પાયે વીંછવા પહેર્યારે, ઝાંઝરને ઝમકે. ૨
શ્વેત શરીરે ચંદનરે, આનંદથી અરચ્યું;
કસ્તુરીનું તિલકરે, ચંદન અંગે ચરચ્યું. ૩
કાને કુંડળ લળકેરે, ચળકે ચુની ચારૂ;
ભાલ ભ્રકુટી નીરખીરે, મન મોહ્યું મા'રૂં. ૪
અતિ અણિયાયાળી આંખેરે, કાળજ કોરાણું;
કીકી કામણગારીરે, ચિત્ત તેથી ચોરાણું. ૫
પીળા પટકા લટકેરે, ચટકે ચાખડીઓ:
જામા છે જરકશીરે, કર કશી રાખડીઓ. ૬
મુગટ લટપટ લળકેરે, મોતનની માળા;
રત્ન સિંહાસન રાજેરે, રસિયા રૂપાળા. ૭
પ્રભાશંકરના સ્વામીરે, વસીયા ગુજરાતે;
ભાવ કરી સહુ ભેટેરે, કરૂણાકારી તે. ૮

## ધોળ ૧૨ મું.

તમારૂં જોવા સરખું રૂપ, શ્રી ગોવર્દ્ધનનાથજીરે;
રૂપે મોહ્યા મોટા ભૂપ, શ્રી ગોવર્દ્ધનનાથજીરે. ૧

વહાલા મારા નવાનગરના વાસી, શ્રી ગોવર્દ્ધનનાથજીરે,
બીજું નગર વસાવ્યું કાશી, શ્રી ગોવર્દ્ધનનાથજીરે. ૨
સાથે મદનમોહનજી બિરાજે, શ્રી ગોવર્દ્ધનનાથજીરે;
સેવા શ્રી ગિરિધરલાલજીની છાજે, શ્રી ગોવર્દ્ધનનાથજીરે. ૩
સાથે વહુબેટીઓનો સાથ, શ્રી ગોવર્દ્ધનનાથજીરે;
સામગ્રી કરતાં સારી રાત, શ્રી ગોવર્દ્ધનનાથજીરે. ૪
ભોગ ધરાવે દીનાનાથ, શ્રી ગોવર્દ્ધનનાથજીરે.
બીડલાં આપે શ્રી જમણે હાથ, શ્રી ગોવર્દ્ધનનાથજીરે. ૫
એમ કરી કહે છે શ્રી વલ્લભદાસ, શ્રી ગોવર્દ્ધનનાથજીરે;
એ સુખ કહ્યાં નવ જાય, શ્રી ગોવર્દ્ધનનાથજીરે. ૬
બલિહારી જાય માધવદાસ, શ્રી ગોવર્દ્ધનનાથજીરે;
અમને વ્રજમાં તે આપો વાસ, શ્રી ગોવર્દ્ધનનાથજીરે. ૭

## ધોળ ૧૩ મું.

શ્રી ગોકુલ ગામ અતિ શોભિતાં, શોભિતાં મંદિર માળીયાં;
ચોક ચિત્રામણ શોભિતાં, શોભિતાં જડિત્રને જાળીઆં. ૧
મણિ માણેક સ્થંભ શોભિતા, શોભિતા હિંડોળા ખાટજી:
પાટી પચરંગી શોભિતી, શોભિતા ઘુઘરીના ઘાટજી. ૨
ત્યાં બિરાજે શ્રીવલ્લભ રાજ્યા, ભલી મળી વૈષ્ણવની જોડજી,
આનંદ પ્રગટ્યો અતિ ઘણો, થઇ છે કલ્યાણની કોટજી. ૩
કુમકુમ થાળરે કરે ધરી, ભરી મુક્તાફળ સારજી;
વ્રજત્રિયા વેગે વધાવાને, આવે છે મોડલા મોડજી. ૪
અગ્નિ થકી વહાલો પ્રગટીયા, કીધો છે અતિઘણો શ્રમજી;
એવા પ્રભુજીને નિરખીને કોઇ ના જાણે તેનો મર્મજી. ૫
શ્રી વલ્લભ ચરણે જે નમે, તેની તે પૂરી છે આશજી;
માધવદાસની વિનતી, રાખજો દૃઢ વિશ્વાસજી. ૬

## ધોળ ૧૪ મું.

તેડી જાઓ તો અમારાં મન કરે, હું તો જોઉં શ્રીગોકુલની રીતરે;
હું તો નેણે નિરખું શ્રી નાથજી, છે પૂર્વ જન્મની પ્રીતરે. ૧
ત્યાં તો સાત મંદિર સોહામણાં, ભવન ભવન વસે વ્રજનાથરે;
વસે શ્રી વલ્લભાચાર્યજીના લાડીલા, મહા મોટા મુનિવર હંસરે. ૨
શ્રી વૃંદા તે વન રળીઆમણું, સોહામણા ઠકરાણીના ઘાટરે;
સોહામણી વાય વહાલો વાંસળી, તે તો બળભદ્ર કેરા વીરરે. ૩
શ્રી વૃંદા તે વનની કુંજમાં, અમો કેમ ના સરજ્યા મોરરે;
અમો હેલ કરત નંદલાલસું, નયણે નિર્ખત નંદકિશોરરે. ૪
હું તો વિરહે દર્શનની વ્યાકુલી, જર જીરણ મારી દેહરે;
હું તો વહુ બેટીઓને પાયે પડું, નિહાળું શ્રીમુખ ચંદ્રરે. ૫
જેણે નયણે ના નિરખ્યા શ્રી નાથજી, તેણે શાને ધરી આ દેહરે;
જેણે શ્રીગોવર્દ્ધન જોયા નહિ, તેનો સૂનો ગયો સંસારરે. ૬
જેણે શ્રીવલ્લભકુળ જાણ્યા નહિ, તેનો એળે ગયો અવતારરે;
ધિક્ક ધિક્ક પડ્યો આ દેહને, ના નાહ્યો શ્રી જમુનાનીરરે. ૭
ધન્ય ધન્ય જીવન વ્રજવાસીનું, જેણે વ્રજમાં તે પૂર્યો વાસરે;
કર જોડીને કરૂં વિનતી બલિહારી તે માધવદાસરે. ૮

## ધોળ ૧૫ મું.

વદનકમળ જોયું જેણે એક વાર, શ્રીનાથજીનું વદનકમળ જોયું—ટેક.
મનુષ્યા દેહ ધર્યો તેનો સફળ છે, જનમ મરણ દુઃખ ખોયું. જેણે. ૧
કોટિ કલ્પનું મેલું થએલું મન, એક પલકમાં ધોયું. જેણે. ૨
મેવાડ દેશમાં બિરાજે મારો વા'લમો, શાપ શંકરે ચિત્ત પ્રોયું. જેણે. ૩
કમળચોક રત્નચોક જગમોહન જોયું, રહ્યો એક બાકી સર્વે ખોયું. ૪
**દયાના** પ્રીતમજીશું પ્રીત નથી જેને માતપિતા નામને વગોવ્યું. જેણે. ૫

## ધોળ ૧૬ મું.

**નાથ કૈસે ગજંકા બંધ છોડાયો, યેહી અચરજ મોહે આયો. નાથ.**

ગજ ઓર ગ્રાહ લડત જળ ભીતર, લડત લડત ગજ હાર્યો;
જવપુર સુંઢ રહી જળ ઉપર, તબ હરિનામ પોકાર્યો. નાથ. ૧

શબરીકે બોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો,
દુર્યોધનકો મેવો ત્યાગી, ભાજી વિદુર ઘર પાયો. નાથ. ૨

પેઠ પાતાળ કાળીનાગ નાથ્યો, ફેણપર નૃત્ય કરાયો;
ગિરિ ગોવર્ધન કરપર ધાર્યો, નંદ ઘેર લાલ કહેવાયો. નાથ. ૩

અઘાસુર માર્યો બકાસુર માર્યો, દાવાનળ પાન કરાયો;
સ્થંભ ફોડી હીરણાકશ માર્યો, નરસિંહ નામ ધરાયો. નાથ. ૪

અજામેલ ગજ ગુણકા તારી, દ્રૌપદીકો ચીર પુરાયો;
પયપાન કરતાં પુતના મારી, કુબજાકો રૂપ બનાયો. નાથ. ૫

કૌરવ પાંડવકો યુદ્ધ રચાયો, કૌરવકું માર હઠાયો;
દુર્યોધનકો માન ઘટાયો, મોયે ભરૂસો આયો. નાથ. ૬

સબ સખીયન મીલી કંગન બાંધ્યો, રેશમ ગાંઠ બંધાયો;
છુટે નહિ રાધાજીકો કંગન, કૈસે એ ધનુષ ઉઠાયો. નાથ. ૭

છાંડ કોટી પ્યાદલ ધાયે, ગરૂડકું નાજ સંતાયો;
છુટે નહિ રાધાજીકો કંગન એ બળ કહાંરે છુપાયો. નાથ. ૮

જોગી જાંકા ધ્યાન ધરતહેં, ધ્યાન ધરત નહિ આયો;
**સૂરદાસ** કહે પ્રભુ તીહારે મીલનકું, જસોદાકી ઘેન ચરાયો. નાથ. ૯



# પ્રકરણ ૧૩ મું.



## વિરહ, દીનતા અને વિનતિનાં ધોળ તથા પદ.



### ધોળ ૧ લું.

વિનતી કરૂં શ્રીવલ્લભપ્રભુ, અંતરગત જાણો.
ચરણ શરણ રાખો સદા, જીવ જગત લોભાણો. ૧
અવગુણ અમારા અનેક છે, હરિ હૈયે ન ધરશો;
હું અબળાની વિનતી, જાણી કરૂણા કરશો. ૨
છેલ છબીલા શ્રીનાથજી, આંખલડી અણીયાળી;
અંગે આભૂષણ શોભતાં, લટકે વનમાળી. ૩
કમલ કોમલ મુખ માધુરી, દર્શન દીનને દેજો;
દૈવી ઉદ્ધારણ કારણે, બરદ પૂરણ કરજો. ૪
હું અજ્ઞાની આ મર્મમાં, પ્રભુ કાંઈ નવ જાણું;
કહાડોને ભવમાંથી કર ગ્રહી, શોભા વદન વખાણું. ૫
દરશન આપો મારા વાલમા, વૃદ્ધિ ભાવ જણાવો;
વાટ માં જોશો સાધન તણી,, રસ મનમાં ભરાવો. ૬

ભટક્યા કાળ કંઇક વહી ગયા, વિષયરસ માતા;
શરણુ સમર્પણુ પામીયા, તોયે રંગે રાતા. ૭
તમારે બળે ત્રિભુવન ધણી, જીવ રૂપ જણાશે;
લોક વહેવાર વૈદિક તણી, મરજાદા જાશે. ૮
શરણાંગત હું શ્રીહરિ, એવું મન ઉપજાવો;
દાસ પોતાનો જાણીને, હવે વાર માં લાવો. ૯
તમે તો વચન પ્રભુ પાળીયાં, ભૂતલ પાઉં ધારી:
વંશ પ્રકાશ કીધો ભલો, લીલા અવતારી. ૧૦
પ્રકટ અનુભવ આપીને, સુખ રાસ દેખાડયા:
જેવો મનોરથ જેઉનો, તેવા રંગે રમાડયા. ૧૧
કરૂણા તણી કૃતિ શી કહું, કોઈ પાર ન પામે;
જીવ પડયો જંજાળમાં ખેંચી આણ્યો છે ઠામે. ૧૨
જેમ જેમ જન વિનતી કરે, તેમ તેમ તમે કીધું;
અંગીકૃત જે જીવ છે, તેણે સર્વ સુખ લીધું. ૧૩
આ અદ્ભૂત અવતારમાં, અળગા તે અભાગી;
દૃઢ આશરો જેને નાથસું, તે તો સદાય સુહાગી. ૧૪
આ લીલા આગે નવ સુણી, હવે પાછળ રોશો;
અખંડ લીલા કલિકાલમાં, બડભાગી જોશો. ૧૫
શ્રી ગિરિધારીજી સુખકારી, વહેલા દર્શન આપો;
વ્રજરજમેં મન રાખજો, ભવ બંધન કાપો. ૧૬
કૃત્ય અમારાં કરોડ છે, નરસામાં નરસાં;
દાસનો દાસ વિનતિ કરે, પ્રભુ પરજ પરસાં. ૧૭

## ધોળ ૨ જું.

વ્રજના જીવન કરૂં વિનતી, હો શ્રીગોકુલના રે ચંદ;

વેગે તે આણાં મોકલો, હો શ્રીવલ્લભનંદ. વ્રજના. ૧
તમારા દર્શન વિના શ્રીવલ્લભરે, કહોજી કેમ રહેવાય;
મનડાં તે કઈ પેરે વાળીએ, નયણે નીર ભરાય. વ્રજના. ૨
અરજ સુણો આદર કરીરે, શ્રી યમુનાજીમાય;
વિયોગ તણાં દુઃખ દોહલાં, કહોજી કેમ રહેવાય. વ્રજના. ૩
નયણાં ભરી ક્યારે નીરખશુંરે, શ્રીઠકરાણીનો ઘાટ;
અંતરમાં ઇચ્છા ઘણી, જોઉં છું વ્રજની રે વાટ. વ્રજના. ૪
દૂર રહે કેમ ચાલશે રે, કહોને ક્યાંની એ રીત;
આજ કાલનું કોઇ નથી, એ છે પૂર્વની પ્રીત. વ્રજના. ૫
હરિ હૈયાના જાણ છો રે, એ છે પૂર્વનો સ્નેહ;
દીન જાણીને દયા કરો, નહિ તો તજીશું આ દેહ. વ્રજના. ૬
તન સુકાઇ ત્વચા થયાં રે હરિ હળધર વીર;
પાપી તે નયણાં ખૂટે નહિ, ભરી ભરી આવે છે નીર. વ્રજના. ૭
વ્રજમાં તે વાસ માગું સદા રે, શ્રીગોકુલગામ;
શ્રીયમુનાજીને કાંઠડે, શ્રીઠકરાણીજીનું ઠામ. વ્રજના. ૮
રાંક ઉપર શાં રૂપણાં રે, તમો છો દીન દયાલ;
દાસ પોતાનો જાણીને કરજો રે સંભાળ. વ્રજના. ૯

ધોળ ૩—દામોદર દુઃખડાં કાપોરે, પાવલે લાગું;
નંદલાલ નિજાનંદ આપોરે, એ વર માગું. ટેક.
વહાલાજી હું છું પળ પળનો અપરાધી;
ભરેલો આધિ વ્યાધિરે, પાવલે લાગું. દામોદર. ૧
વહાલાજી હું તો તમારા, બળથી ઘણો ગાજું;
જાણો છો કહું શું ઝાઝુંરે, પાવલે લાગું. દામોદર. ૨
વહાલાજી જેવો તેવો તોએ છું તમારો;

આધાર અવર નહિ મા'રોરે પાવલે લાગું. દામોદર. ૩
વહાલાજી મારૂં જોર, નથી જો તરછોડો:
શું રૂડી કરે મંકોડોરે, પાવલે લાગું. દામોદર. ૪
વહાલાજી શ્રીમુખ પોતાનો, કહો છો મારે લાડું;
બીજું બળ ક્યાંથી ક્હાડુંરે, પાવલે લાગું. દામોદર. ૫
વહાલાજી જનનું માન, જગતમાં વધારો;
ગમે તો ઘરમાં મારોરે, પાવલે લાગું. દામોદર. ૬
વહાલાજી નૃપના ગજ ઘોડા, મસ્તીખોરને માન મોટું;
મા'રે તો માન ખોટું રે, પાવલે લાગું. દામોદર ૭
દયાના પ્રીતમ પાણિ, ગ્રહ્યો છે તો નીભાવો:
મારો દાસપણાનો દાવોરે, પાવલે લાગું. દામોદર. ૮

ધોળ ૪—મા'રે અંત સમય અલબેલા મુજને મૂકશો મા;
મા'રા મદનમોહનજી છેલા, અવસર ચૂકશો મા. ૧
હરિ હું જેવો તેવો તમારો મુજને મૂકશો મા;
શ્રી ગુરૂ સોંપી ગ્રહો કર મારો અવસર ચૂકશો મા. ૨
મારા દોષકોષ સંભારી મુજને મૂકશો મા;
શરણાંગત વત્સલ ગિરિધારી, અવસર ચૂકશો મા. ૩
હરિ મા'રે ધર્મ નથી કોઇ સાધન, મુજને મૂકશો મા;
નથી સતસંગત સ્મરણ આરાધન, અવસર ચૂકશો મા. ૪
શ્રી પતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો મા:
મારા પ્રાણજીવન પુરુષોત્તમ, અવસર ચૂકશો મા; ૫
સમર્થ કરૂણાસિંધુ શ્રીજી, દયાને મૂકશો મા;
મારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશો મા. ૬

પદ ૫—કોઇ મને કૃષ્ણ દેખાડોરે શ્રી ગોકુળમાં,

કોઇ મને પ્રભુજી મેળાવોરે. મધુવનમાં. કોઇ મને.
મેરી મતી હેરી તેરો મર્મ ન જાણે,
વનમાં ફરે વહાલો તનમાંરે. મધુવનમાં. કોઇ મને. ૧
સકળ બન ઢુંઢયાં સકળ વ્રજ ઘેર્યાં,
અતીરે ઉદાશી માહારા તનમાંરે. મધુવનમાં. કોઇ મને. ૪
અમર ચીર પહેર્યાં મેઘાડંબર ઓઢયાં,
ફુલડાં બેનનતી બાગનમાંરે. મધુવનમાં. કોઇ મને. ૩
ફાટંતાં ચીર ને હાર, માહારા તૂટયા,
નીર ભરાયાં લોચનમાંરે. મધુવનમાં. કોઇ મને. ૪
સૂરદાસ કહે પ્રભુ તીહારે મીલનકું,
અતીરે ઉલટ મહારા તનમાંરે. મધુવનમાં. કોઇ મને. ૫

## પદ ૬ ઠું.

ઘેર આવો ગોપીગોના વાહાલા, આનંદ વધારો નંદનાલાલા;
નાથ નથી કાંઈ નાહાના કાલા તો, પ્યાલા પીજે પ્રેમનારે. ૧
આવો તો આલિંગન દીજે, પ્રેમ તણા રસ પાઇએ ને પીજે;
દાસલડાંને દરસન દીજે તો, નીરભે કહેજો નામનીરે. ૨
જન્મો જન્મના સ્યામ છો સંગી, મળે ગોપીઓ એકજ રંગી;
નાથ વિના નહિ બીજા સંગી તો, રહીએ ત્રિભંગી ટેકમાંરે. ૩
આપબળે ગોવર્દ્ધન ધરીયો, સુરપતિ કેરો ગર્વજ હરીયો;
વ્રજવાશીનાં કારજ સરીયાં તો, ગોકુળ રાખ્યું રેલતુંરે. ૪
માડી માહારે એ વર રૂડો, જેની બીકથી કંસરાય બુઢો;
નાહાનો એ પરાક્રમે પૂરો તો, ચોઢો અવીચળ ચાંદલોરે. ૫
કુમકુમ કેરા છડા દેવરાવો, મહીરે મોતીના ચોક પુરાવો;
તરીયા તોરણ દ્વાર બંધાવો તો, વહાલાને વધાવો પ્રેમસુરે. ૬
જોશીડા તેડી જોશ જોવરાવો, ઘડીયાં લગ્ન ઠીક ઠરાવો;

ખાંતીલ ખુપની ચોપ કરાવો તો, તેજ જઇ સ્વદાન દેઇનેરે. ૭
તમારા પિતાજી લખ્યાં લે છે, વાહાલ્જો એના ભાગ ફળ્યા તમારે;
પોક તો પહોંચે ક્રોડ અમારા તો, કહે **માધવદાસ** કરગરૂં હુંરે. ૮

પદ ૭ મું.

મને કોઇ મીલાવોરે, ગોકુલ ગામના ગારૂડી. ટેક.
ગારૂડી ગારૂડી ગારૂડી, મને. ૧
મને મીલાવે તેને સર્વસ્વ આપું, આપું હૈયા કેરી હારડી. મને. ૨
જડી બુટી તો કામ ન લાગે, કહું છું આરડી આરડી. મને. ૩
મદન ભોરીંગ જેનાં ભાગ્ય ટાળ્યાં, પ્રેમ સુફળ રસ પ્યારડી. મને. ૪
**પુરુષોત્તમ** પ્રભુશ્રી સ્વામી નિ. મા, ચરણકમળ ચિત્ત આરડી. મને. ૫

પદ ૮ મું.

વ્રજ વહાલુંરે વૈકુંઠ નહિ આવું, ત્યાં તો નંદકુંવર ક્યાંથી લાવું. વ્રજ. ૧
ત્યાં લલિતત્રિભંગી નથી ગિરિધારી સંગે સોહિયે રાધાપ્યારી;
એમને નિરખતાં આંખ ઠરી મારી. વ્રજ વહાલુંરે. ૨
ત્યાં શ્રીયમુનાજી ગિરિવર છેજ નહિ, મારૂં મન આશક્તિ એજ મહીં;
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં તો રહેજ નહિ. વ્રજ વહાલુંરે. ૩
ત્યાં શ્રી વૃંદાવન રાસ નહિં, વ્રજવનિતાની સંગે વિલાસ નહિ;
કૃષ્ણ વેણુ વાયાનો અભ્યાસ નહિ. વ્રજ વ ાલુંરે. ૪
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું મને ન ગમે બ્રહ્મસદન અડવું;
ધિક્ક ધિક્ક એ સુખ પામીને પડવું. વ્રજ વહાલુંરે. ૫

પદ ૯ મું.

વળી વેગે દરશન આપજો, લાલ ગોવરધનધારીરે;
કરૂંરે પેરે પેરે વારણાં, મુખ પર જાઉં બલિહારીરે. ૧
સુંદીર શોભા તાહરી શી કહું, મા'રે મુખ રસના એકરે;

શેષનાગ કહેવા સમર્થ નહિ, કહો જીવ કોણ વશેકરે. ૨
જસોદાને નયણે નિદ્રા તજી, થઇ રહી આતુર નારરે;
વ્રજના જીવન મ્હારો વાલમો, કરજો અમારી સહાયરે. ૩
થોડા માંહે ઘણું કરી વિનતિ ચિત્તડામાં ધરજોરે;
દીન જાણી દીનાનાથજી, તાપ ત્રિવિધ તણાં હરજોરે. ૪

## પદ ૧૦ મું.

અબ તો પ્રિય આય મીલો નંદકે દુલારે,
નંદકે દુલારે, રાણી જસોદાજીકે પ્રાણપ્યારે. ટેક.
લાગ્યો મોયે તેરો ધ્યાન, વિગ[illegible] દેખતા;
રેન દિના ચેન નહિં પ્રાણનકે પ્યારે. અબ તો. ૧
જબ દેખોગે કરણી મેરી, તબ તો કયાં પાઉં ઠોર;
આપની ઓર કરો નેક, ભવસિંધુકે કિનારે. અબ તો. ૨
મો સરખી તો અનેક, મેરે પ્રભુ તુમહી એક;
ટેક ધરી નાથ નેક, કરી કૃપા નિહારો. અબ તો. ૩
શીશ નાઇ રઘુરાઇ, કહેત શીતળ હોત ગાત;
કૃપાનાથ ધરો હાથ શીશપેં હમારે. અબ તો. ૪

## પદ ૧૧ મું.

ગોપીજનના રે પ્રાણ મારા પ્રભુજીની પાસે;
અહીંયાં રહ્યાં એ તો સૂનાં શરીર, ગોપીજનનારે. ૧
કરમે અમારે કયાંથી અક્રૂર આવ્યા, છળ કરી લેઇ ગયા બળભદ્ર વીર. ૨
રથરે રોકીને જ્યારે રહ્યાંરે રાધાજી, કેટલીટ દીધીતી અમને ધારણ ધીર. ૩
આવ્યાની આશે અમે રહ્યાંરે વિશ્વાસે,આવડાં મેં નહોતાં જાણ્યાં હૈયાનાં કુડ. ૪
શ્યામ સ્વરૂપ વિના શાં કરીયે સાધન, અંબ મૂકીને કોણ શેવે કથીર. ૫
ખારા તે જળમાં પંખી ચાંચ ન બોળે,ચઢયા ના ઉતરે એવા સતીના શણગાર ૬

જળ વિના જીવે એતો હોય દાદુરડાં, મીન મરે જ્યારે ના હોય નીર. ૭
કેસરી ભૂખ્યો કદી ઘાસ ના ખાયે, કેળ ના ફળે એ તો બીજીરે વાર.૮
પ્રેમની વાતો એ તો પ્રેમીજન જાણે, વંઝા શું જાણે પહેલા પ્રસવની પીડ. ૯
વચન તમારાં ઓધવ રૂદીયામાં સાલે, તાકીને માર્યાં જાણે તનડામાં તીર. ૧૦
એક પલક ઘડી કહો કેમ ચાલે, નયણામાં રમી રહ્યા નંદકિશોર. ૧૧
ગિરિધરલાલ વિના ઘડીએ ના ગોઠે,પ્રીતમના સ્વામી મારા પ્રાણ આધાર.૧૨



# પ્રકરણ ૧૪ મું.

## વૈષ્ણવ માહાત્મ્યનાં ધોળ તથા પદ વગેરે.



ધોળ ૧ લું-શ્રી દામોદરદાસ હરસાની અતિ હરખે ભર્યા,
ઉપર બેઠા જોતા હુતા વાટજો;
ભાઇ સર્વે ધન કાઢીને ઢગલા કર્યા,
તેહેના સાહમાં જોયાં નહિ લગારજો. શ્રી દામોદરદાસ. ૧
એટલામાં તો પ્રભુ પોતે પધારીયા.
આવતાં નીરખ્યાં પોતાના નિજ નાથજો;
દોટ મેલીને દોડી પાસે આવીયા,
પડયા પાયને જોડયા છે બેઉ હાથ જો. શ્રી દામોદરદાસ. ૨
હાથ સાહીને પ્રભુ તો પોતે ઉઠાંડીયા,
પૂછયું દમલા આવ્યો તેહની વાર જો;
શીશ નમાવી સ્વામી પ્રત્યે બોલીયા.
વાટ કયારની જોતો હતો મહારાજજો. શ્રી દામોદરદાસ. ૩

ત્યાંથી સાથે તેડી પોતે પધારીયા,
આવ્યા શ્રીગોકુળ માંહે શ્રી ગોવિંદ ઘાટજો;
બ્રહ્મસંબંધની આજ્ઞા પ્રભુજીએ ત્યાં કરી,
વચન સુણ્યાં પણ સમજ્યા નહિ તલ માત્રજો. શ્રી દામોદરદાસ. ૪
ત્યાંથી શ્રી ગોવર્દ્ધન ઉપર પધારીયા,
આવી પહોડયા છોકર છાંયા માંહ્યજો; પછી પધાર્યા શ્રીગોવર્દ્ધનનાથજી,
હાથ થંભીને રાખ્યા વેગળા તાંહ્યજો. શ્રી દામોદરદાસ. ૫
ત્યારે શ્રીવલ્લભ ખીજીને બોલીયા, દાસપણું તે જાણીને અપરાધ જો;
ત્યારે શ્રીમુખેથી શ્રીજી બોલીયા,
દાસધર્મ રાખ્યો માટે નહિ બાધજો. શ્રી દામોદરદાસ. ૬
એક સમે શ્રીવલ્લભ પોતે બોલીયા, પુષ્ટિમાર્ગ ચલાવ્યો પ્રકાશજો.
તે તો દમલા તાહરે સારૂ જાણજો,
રેહેશે રૂદેમાં રેહેશે કરીને વાસજો. શ્રી દામોદરદાસ. ૭
એવી કૃપા જાણી શ્રી ગુસાંઇજીએ, પોતે કરાવ્યું પિતાનું ત્યાંહા શ્રાદ્ધજો;
દક્ષણા માગી ત્યારે તો પોતે કહ્યું,
સિદ્ધાંતરહસ્યના દોઢ શ્લોકની વાતજો. શ્રી દામોદરદાસ. ૮
એવી કૃપા જાણી શ્રીવિઠ્ઠલનાથજી, બેસાડતા તે ગાદી અડધો હાથજો:
ચરણામૃત તો પોતાનું આપેજ નહિ,
એવા મોહોટા જાણી શ્રી વલ્લભદાસજો. શ્રી દામોદરદાસ. ૯
ત્યારે શ્રીવલ્લભ મુખેથી બોલીયા;
મુજમાં ને શ્રીગુસાંઇજીમાં નથી કાંઈ ભેદજો;
માટે ચરણામૃત તો તું લેજે સદા,
શ્રીવલ્લભ વાણી કહી તે જાણીને વેદજો. શ્રી દામોદરદાસ. ૧૦
ત્યારે પોતે આવીને વિનંતિ કરી, મને કૃપા કરી પોતે શ્રી મહારાજજો;
ત્યારે પોતેકૃપા કરીને આવીયા,વલ્લભદાસનાં સરીયાં સઘળાંકાજજો. ૧૧

ધોળ ૨—કૃષ્ણદાસ મેઘન મન મોદ કરે ઘણું,
શ્રી વલ્લભ ચરણે થઇને સહુ દુઃખ વામ્યા જો;
કૃપા કરીને પોતે પાસે રાખીયા,
સદા સમીપ રહીને બહુ સુખ કમાયાજો. કૃષ્ણદાસ. ૧
મારગ જાતાં પહાડ થકી શિલા પડી,
તેને ત્યાં પણ હાથે થાંભી રાખીજો;
શ્રી વલ્લભ પર વાત્સલ્યતા કીધી ઘણી,
પોતે પ્રસન્ન થઇને વાણી ભાખીજો. કૃષ્ણદાસ. ૨
માગ માગ જે માગું તે આપું તને,
મારગ દ્રઢ હોય મુખરતા નવ આવે જો;
બે આપીને ત્રીજાની તો ના કહી, ગુરૂદ્વાર તે વેદવિરૂદ્ધ કહાવજો. ૩
વ્યાસ ગુફાથી પ્રભુ પોતે પધારીયા,
બહાર ઠાડો રહેજે એમ કરી બોલ્યાજો,
ત્રણ દિવસ લગી અહો રાત્ર ઠાડા રહ્યા;
પોતે પ્રસન્ન થઇને કહ્યું મન ખોલીજો. કૃષ્ણદાસ. ૪
માગ્ય કહ્યું ત્યારે તેનું તે માગીયું, તે માંહે બે આપી તેતો અપારજો;
ગુરૂદ્વારની પોતે તો નાહિ કરી, શ્રીવલ્લભ સર્વેશ્વર સઘળે વ્યાપજો. ૫
ગંગાસાગર પ્રભુ પોતે પધારીયા, સ્નાન સુરસુરાની ઇચ્છા મન કીધીજો;
પાર જઇને સિદ્ધ કરાવી લાવીયા, પોતે પ્રસન્ન થઇને આજ્ઞા દીધીજો; ૬
પૂછ્યું ત્યારે તેનું તે માગીયું, પોતે કહ્યું જે જીવશું માગી જાણેજો;
ગુરૂ આગળ સમ, ખાધા તે સાચા ખરા.
શ્રી વલ્લભ પુરૂષોત્તમને વેદ વખાણેજો. કૃષ્ણદાસ. ૭
પ્રિય અપ્રિય શું તે પ્રભુજીને પૂછીયું,
ગોરસ સ્નેહ પર અતિશય પ્યારજો;
ધુંવા દ્રોહક્લેશ પ્રભુનેના ગમે, શ્રીવલ્લભમુખથી બોલ્યા નિરધારજો. ૮

ધોળ ૩—સંભરવાળા દાસ દામોદરને હરિ,
પત્ર પમાડી શ્રીવલ્લભ શરણે લીધાજો;
સેવા પધરાવી શ્રી દ્વારકાંનાથની,
વળતી ભક્તિરસ ભાવ ધરીને પીધોજો. સંભરવાળા ૧
જળસેવા પણ પ્રભુજીની પોતે કરી,
લોકલાજ કુળ કાન સસુરની મેહેલી જો;
સજ્યા મંદિર માંહે સજ્યા સમારતાં,
વિપરીત વાસના રંચક મનમાં ફેલીજો. સંભરવાળા. ૨
રાજભોગની થાળધરી ચોકીથકી, પ્રભુજીએલાત મારીનેપાડી નાંખીજો;
કહ્યું સેવા કરતું કહીને ખીજ્યા ઘણું,
વળતી નાક ઘસીને દીનતા ભાખીજો. સંભરવાળા. ૩
ઉષ્ણ કાળમેં ચોવારે સુતા જઇ,પ્રભુઉપર વાત્સલ્ય કાંઇનવ લાવ્યાજો;
દાસી ઉપર દયા પ્રભુ પોતે કરી, મંદિર ખોલાવીને પંખો કરાવ્યોજો. ૪
મંદિર સિદ્ધ કરાવી પ્રભુ પધરાવીયા,
રાજા વૈભવ પેરે સેવા સુખ માનીજો;
અમરીષ રાજા સરખો અને જાણજો,
એવી શ્રીવલ્લભ મુખથી બોલ્યા વાણજો. સંભરવાળા. ૫
દાસ દામોદર હરસાણી ઘેરઆવીયા,અનસખડી લેવરાવી પૂરણ પ્રીતેજો;
સુખડીની વિનતી તો પોતે ના કરી.
શ્રીમહાપ્રભુજીને રીસ ચડી તે રીતેજો. સંભરવાળા. ૬
ઘરમાં બેઠા એવું પોતે જાણીયું,
શ્રીવલ્લભ પાસે જઇ અપરાધ સમાવ્યાજો;
માટે સહુ શ્રીવલ્લભ પદ સેવા કરો,
અન્યાશ્રયનો દોષ ઘણો બતલાવ્યોજો. સંભરવાળા. ૭

ધોળ ૪—પદ્મનાભ તે દાસ વ્યાસ સુખ અતિ ઘણું,
શ્રીવલ્લભ શરણુ રહીને બહુ સુખ લીધુંજો;
અવ્યાવૃત કરીને સેવ્યા શ્રી મથુરેશજી,
વેપારીને ધન કરજ કહાડી દીધુંજો. પદ્મનાભ તે દાસ. ૧
બેટી છોટી કુંવારી પોતા તણી,
વૈષ્ણવ જાણી પરજ્ઞાતિમાં દીધીજો;
ફેરો સગાઇ તુળસા બોલી તે સમે,
પોતે કહે અમે કીધી તે નો કીધીજો. પદ્મનાભ તે દાસ. ૨
એવું સાંભળી તુળસા મન હરખી ઘણું,
વૈષ્ણવ ઉપર વાહાલ સરવેને એવાજો;
પારવતી સેવાથી પ્રભુ રીઝયા ઘણું,
સુત રઘુનાથદાસ તે કહીએ તેવાજો. પદ્મનાભ તે દાસ. ૩
એવા ધૈર્યવાન તે બીજા કોઇ નહિ,
શ્રીવલ્લભશરણુ થઇને ભક્તિરસ પીવોજો;
દરશન કરવા સારૂ અડેલમાં,
છોલા સમરપી પ્રભુજી પ્રસન્ન કીધાજો. પદ્મનાભ તે દાસ. ૪

ધોળ ૫—પુરુષોત્તમ દાસ સદા સુખ અતિ ઘણું,
શ્રીવલ્લભ કૃપા કરીને સુખ દીધુંજો;
પોતે શરણુ થયા તે સહુ પરીવારશું,
શ્રી મદનમોહનજી સેવીને સુખ લીધુંજો. પુરુષોત્તમદાસ. ૧
ઓચ્છવ જન્મ તે પ્રગટ પ્રભુ પોતે કર્યો,
નંદ જસોદા ગોપ ગોપી સહુ આવ્યાંજો;
દૈવી જીવ પર દયા પ્રભુ પોતે કરી,
પ્રગટ કલ્પની લીલા સહુ દર્શાવીજો. પુરુષોત્તમદાસ. ૨

ઓચ્છવ જોવા સારૂ શ્રી મહાદેવજી,
આવી પોતે પ્રસાદ માગી લીધોજો;
ધર ચોકી સારૂ આજ્ઞા પોતે કરી,
કાળ ભૈરવને હુકમ પોતે કીધોજો. પુરુષોત્તમદાસ. ૩
પુત્રી પુણ્ય પવિત્ર એક પોતા તણી,
નામ તે બાઇ રૂક્ષમણી કહીએ તેહેનુંજો;
કારતક સ્નાન કરી હરી સેવ્યા હેતશું,
એવું મોટું ભાગ્ય તે કહીએ તેહનુંજો. પુરુષોત્તમદાસ. ૪

નામ દેવાની આજ્ઞા પ્રભુ પોતે કરી,
દૈવી જીવ જન જે કોઇ આવે તેહનેજો;
વળતી શ્રીવલ્લભ પોતે પધારીયા,
એવી કૃપા કરી તેહવી નહી કોઇનેજો. પુરુષોત્તમદાસ. ૫

પત્રાવલંબન ગ્રંથ પ્રગટ પ્રભુએ કર્યો,
માયાવાદી તતક્ષણુ જીતી લીધાજો;
બહિર્મુખ સાથે સંભાષણુ નવ કર્યું,
પૂરણુબ્રહ્મ શ્રીકૃષ્ણુ પ્રસિદ્ધ તે કીધાજો. પુરુષોત્તમદાસ. ૬

ગોપાળદાસ ગુણુ ગાવું ઉલ્લાસમે,
પુત્ર શેઠના એવા તે વળિ કહીએજો;
માટે શ્રી વલ્લભચરણુ સદા સેવો સહુ,
વૈષ્ણુવજન તે સદા તરૂણુ છે લહીએજો. પુરુષોત્તમદાસ. ૭

## શ્રી ચોરાશી વૈષ્ણુવનું ધોળ.

ધોળ ૬—પ્રથમ સ્મરૂં શ્રી વલ્લભ વિઠ્ઠલેશજો,
એમના ચરણુકમલની રજ મસ્તક ધરૂં;

જાશે મારા જન્મ તણુા કલેશજંત,
ચોરાશી વૈષ્ણુવના ગુણ ગાઇયે પ્રેમસું. ટેક. ૧
શ્રી દામોદરદાસ હરસાણી પ્રભુ પાસે રહેતા,
એમને શ્રીવલ્લભ કહેતા દમલા નામ જો;
તારા સારૂ આ માર્ગ પ્રગટ કર્યો,
એવી રીતે શ્રીમુખથી કહેતા આપજો. ૨
કૃષ્ણુદાસ મેઘન તે આજ્ઞા પાળતા,
શ્રીવલ્લભના તો મનની જાણે વાતજો;
ગંગાસાગર તરીને મુરમુરા લાવ્યા જો,
રાતે રાતે શ્રીમહાપ્રભુજીને આરોગાવતા જો;
ત્રણ વસ્તુ શ્રીમહાપ્રભુજી પાસે માગી સહી,
એ વસ્તુનાં આપ્યાં છે વરદાન જો. ચોરાશી. ૩
સંભરવાલા દામોદરદાસ ક્ષત્રિ કહીએ,
એમને માથે શ્રી દ્વારકાંનાથજી બીરાજે જો;
વિવિધ ભાતની સામગ્રી ઉજ્વલ કરી,
પ્રીત કરીને નિત્યપ્રતિ ધરતા ભોગ જો. ચોરાશી. ૪
પદ્મનાભદાસે સેવ્યા શ્રીમથુરેશજી,
ભાવ કરીને છોલા ધરતા ભોગ જો;
પ્રેમ કરીને આરોગ્યા બહુ સ્વાદથી,
જે જે વસ્તુનાં નામ લઇને ભોગ ધરતા જો;
તે તે વસ્તુનો સ્વાદ મહાપ્રસાદમાં આવતો જો. ૫
પદ્મનાભદાસની બેટી તુલાસા જાણજો,
એક સમે એક વૈષ્ણુવ આવ્યા ઘેર જો;
તેને મહાપ્રસાદ લેવરાવી બહુ આદર કર્યો.
ભગવત્સ્મરણ કરતાં બેઉ કરજોડ જો. ૬

પદ્મનાભદાસના સુતનાં પાર્વતી વહુ,
શ્રી ઠાકોરજીની સેવા કરતા રીતે ભાતે જો:
એમના સુત રઘુનાથદાસને જાણજો,
શાસ્ત્ર ભણીને આવ્યા શ્રી ગોકુળ માંહ્યજો. ૭
રજો ક્ષત્રાણી શ્રી બાલકૃષ્ણજીને સેવતાં,
સામગ્રી કરીને શ્રીહરિને ભોગ ધરાવતાં જો:
શ્રીમહાપ્રભુજી નિત્યે આરોગતા,
એમને શ્રીવલ્લભે કીધાં સેવા ગોગ્ય જો. ૮
શેઠ પુરુષોત્તમદાસ ક્ષત્રિ કાશીમાં રહતા સદા,
શ્રી મદનમોહનજીને બાવન બીડાં આરોગાવતા જો:
શ્રીમહાપ્રભુજીએ નામ દેવાની આજ્ઞા કરી,
પહેલો નંદમહોત્સવ એમને ઘેરથી માન્યો જો. ૯
શેઠ પુરુષોત્તમદાસની બેટી કહીએ રૂક્ષ્મણી,
કાર્તકી નાહાવાને શેઠ પુરૂષોત્તમદાસને પુછ્યું જો;
સામગ્રી કરીને શ્રીહરિને ભોગ ધરાવતા,
ગંગાજી સરખાં તીર્થ મનમાં ના લાવ્યાં જો. ૧૦
શેઠ પુરૂષોત્તમદાસના બેટા ગોપાલદાસ જાણજો,
શ્રી મદનમોહનજી સાનુભાવ જણાવતા જો;
એમના મુખ થકી શ્રી મદનમોહનજી ઉચ્ચારતા,
રાતે રાતે શ્રી ઠાકોરજી હુંકારી દેતા જો. ૧૧
સારસ્વત બ્રાહ્મણ રામદાસને જાણજો,
એમણે તાંતીવાલાને દ્રવ્ય દેઇને પાછાં લીધાં જો;
શ્રી નવનીતપ્રિયાજીએ વાણીયાનું દેવું આપીયું,
જલબીડાં લેઇ લેતા અપરશ માંહ્ય જો. ૧૨

સારસ્વત બ્રાહ્મણ ગદાધરને જાણજો,
એમને માથે શ્રી મદનમોહનજી બિરાજે જો;
ગૌર તન ને ચતુર્ભુજ સ્વરૂપ સોહામણા,
જલ છાણીને સમે સમે ભોગ ધરતા જો. ૧૩
વૈષ્ણવ કહીએ વેણીદાસ માધવદાસ બે ભાઇજો,
ગદાધરદાસે ભક્તિ આપી પ્રેમસું;
એમના આશીર્વાદથી થયા છે વૈષ્ણવરાજજો. ૧૪
હરિવંશ પાઠક તે બનારસના વાસીજો,
ધંધાને અર્થે રહેતા પટણા ગામમાં;
ડોલ ઝુલાવવાને આવ્યા પોતાને ઘેર જો. ૧૫
ગોવિંદદાસ ભલ્લા છે થાનેશ્વરના વાસીજો,
શ્રીજીની સેવા પહોંચીને ઘેર આવતા;
રસોઇ કરીને ઘરમાં પ્રસાદ લેતા જો. ૧૬
અમ્મા ક્ષત્રાણી વૈષ્ણવ છે બહુ ભાવિક જો,
શ્રી ઠાકોરજીની સેવા કરીને સુખ માનતાં;
બે પુત્રના શોક મનમાં ન લાવ્યાં જો. ૧૭
ગજનધાવને શ્રી નવનીતપ્રિયાજીને રીઝવ્યા.
ભાત ભાતની પ્રભુ સાથે ક્રીડા કરતા જો:
સાચી પ્રીતે શ્રીહરિને મન ભાવીયા. ૧૮
મહાવનમાં એક નારાયણદાસ બ્રહ્મચારી જો,
શ્રીગોકુલચંદ્રમાજીને ખીર ધરતા પ્રીતશું;
ઘાસ ધોઇને ગાયોને ખવરાવતા જો.
જ્યાં બેસે ત્યાં દ્રવ્યના ઢગલા થાયજો:
બેટીને કહે બગાડ કાઢી નાંખો જો. ૧૯

મહાવનમાં એક વૈષ્ણવ છે ક્ષત્રાણી જો,
શ્રીયમુનાજી ન્હાવાને નિત્યે આવતાં;
ચાર સ્વરૂપ એમને ત્યાંથી પ્રાપ્ત થયાં જો. ૨૦
જીઆદાસ સુરીલા ક્ષત્રિ સારજો,
ચાર પહોર શ્રી લાડલેશજીની સેવા કરી;
દેહે દોડીને આવ્યા લીલા માંહ્ય જો. ૨૧
દેવાકપુર ક્ષત્રી કડા ગામના વાસી જો,
શ્રી લલિતત્રિભંગીને સેવ્યા બહુ રસ રીત શું;
એ વૈષ્ણવ મહા કહીએ પ્રેમી પૂરા જો. ૨૨
વૈષ્ણવ કહીએ એકજ દિનકર શેઠજો;
કથા સાંભળવા ઉપર એમને રૂચિ ઘણી;
શ્રી મહાપ્રભુજીએ એમને શ્રોતા કીધા જો. ૨૩
દિનકર મુકુંદદાસ કાયસ્થ કહીએ જો,
શ્રી સુબોધિનીજી માંહે પ્રવેશ ઘણો;
એ તો ચરણકમળમાં દૃઢ આશરો કરી રહેતા જો. ૨૪
પ્રભુદાસ જલોટા ક્ષત્રિ શીહાનંદના વાસીજો,
એમને માથે શ્રીમદનમોહનજી બિરાજતા;
દહીં લઇને મુકિત આહીરને આપી જો. ૨૫
પ્રભુદાસ ભાટ તે શીહાનંદના વાસીજો,
શ્રીઠાકોરજીની સેવા કરીને સુખ માનતા;
પ્રથોદક તીર્થ તુચ્છ કરીને માન્યા જો. ૨૬
પુરૂષોત્તમદાસ તે રહેતા આગ્રા માંહે જો,
અમને ઘેર શ્રીગુંસાઇજી સદાએ પધારતા;
કૃપા કરીને ભોજન કરતા ત્યાંય જો. ૨૭

ત્રિપુરદાસ કાયસ્થ શેરગઢના વાસીજો,
શ્રીગોવર્દ્ધનનાથજીને પીઠ દઇને નવ ચાલતા;
એમની રજાઇ પ્રભુજીએ કીધી અંગીકારજો. ૨૮
પૂર્ણમલ્લ ક્ષત્રી અંબાલયના વાસી જો,
એમને સ્વપ્નામાં શ્રીનાથજીએ આજ્ઞા કરી;
શ્રીગોવર્દ્ધન ઉપર મંદિર મારાં કરજો જો. ૨૯
યાદવેંદ્રદાસ પ્રજાપતિ તે બહુ બલવંત જો,
શ્રીગુસાંઇજીએ નીમ ખોદવાની આજ્ઞા કરી:
અઢી પહોર રાતમાં ખોદી કરી તૈયાર જો. ૩૦
ગુસાંઈદાસ તે સારસ્વત બ્રાહ્મણ કહીએ જો,
એમના ઉપર શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી;
શ્રીઠાકોરજીનાં સ્વરૂપ પધરાવીને આપ્યાં જો. ૩૧
માધવભટ્ટ તે કાશ્મીરના વાસી જો,
એમણે શ્રીમહાપ્રભુજીની શ્રીમુખની કથા સુણી;
શ્રી સુબોધિનીજી લખતા અવળે પગલે જો. ૩૨
વાંસવાડાના કહીએ ગોપાલદાસ જો, ધર્મશાળા બંધાવી ઘરને બારણે;
વૈષ્ણવ ઉતરે ને ભગવદ્‌વાર્તા થાય જો. ૩૩
પદ્મરાવલ સાચોરા બ્રાહ્મણ કહીએ જો.
એ ગોપાલદાસની સંગે બહુ વૈષ્ણવ થયા;
શ્રીમહાપ્રભુજીએ ચંદન ચરણામૃત આપ્યાં જો. ૩૪
પુરૂષોતમ જોશી સાચોરા બ્રાહ્મણ કહીએ જો,
એ ઉજ્જન પદ્મરાવલને ઘેર આવતાં;
કૃષ્ણભટે બહુ આદર કરીને બોલાવ્યા જો. ૩૫
જગન્નાથ જોશી સાચોરા બ્રાહ્મણ ખેરાલુના વાસીજો,

એક દિવસ એમના મન માંહે આવી ગયું,
શ્રીઠાકોરજી કેમ વાઘા પહેરીને આરોગે જો.
જગન્નાથ જોશીનાં માતા વૈષ્ણવ કહીએ જો,
બે સુતને શ્રીમહાપ્રભુજી પાસે મોકલ્યા;
સેવક થઇને આવ્યા પોતાને ઘેર જો.
નરહર જોશી સાચોરા બ્રાહ્મણ શ્રીજગન્નાથરાયજી જાતા જો;
એક વૃક્ષ તળે જઇને રસોઇઓ તૈયાર કરી,
શ્રીઠાકોરજીએ રોટી માગી લીધી જો.
રાણાવ્યાસ સાચોરા બ્રાહ્મણ, ગોધરા ગામના વાસીજો;
શ્રીમહાપ્રભુજીને ત્યાં જઈ સેવક થયા,
એક રજપુતાણીનાં ભુત નાંખ્યા ઉતારી જો.
રામદાસ સાચોરા બ્રાહ્મણ રાજનગરના વાસીજો.
શ્રીમહાપ્રભુજીએ સેવા સોંપી ચરણની;
તે પધરાવીને આવ્યા પોતાને ઘેર જો.
ગોવિંદ દવે સાચોરા બ્રાહ્મણ, એમનું મન વિગ્રહ બહુ રહેતું
શ્રીમહાપ્રભુજીએ નવરત્ન પાઠ ભણાવીયા,
તે શિખ્યાથી સેવામાં ચિત્ત રહેતું જો.
સાચોરા બ્રાહ્મણ રાજાદુવે ને માધવદુવે બે ભાઇજો,
એમની કૃપાથી બીજા બે વૈષ્ણવ થયા;
એમનાં દુઃખ એક ક્ષણમાં નાંખ્યાં કાપી જો.
ઉત્તમશ્લોકદાસ સાચોરા બ્રાહ્મણ, શ્રીજીના ભીતરીયા જો,
સૌ સેવકને ઘી લઈ પીરસતા;
સૌ સેવક એમને મહેતારી કહી બોલાવતાજો.
ઇશ્વરદુવે સાચોરા બ્રાહ્મણ શ્રીજીના રસોઇઆ જો,

શ્રીમહાપ્રભુજી પાસે એવું માગીયું;
આપ ઉપર મને કુભાવ કદી ન આવે જો. ૪૪
છકડા વાસુદેવ સારસ્વત બ્રાહ્મણ કહીએ જો.
શ્રીમહાપ્રભુજીની +હાંડવઈ લેઇને ચાલતા,
વળી હાકેમ સાથે યુદ્ધ કરીને જીત્યા જો. ૪૫
બાબાવેણુ ને કૃષ્ણુદાસ ગગરીઆ કહીએ જો,
એક પદ ગાઇને લીલામાં પ્રવેશ કર્યો;
જાદવદાસ ખવાસે સેવા કરી દેહ છોડી જો. ૪૬
જગતાનંદ તે સારસ્વત બ્રાહ્મણ થાનેશ્વરના વાસી જો;
સરસ્વતી ઉપર કથા કહેવાને બેસતા,
શ્રીમહાપ્રભુજીએ એમને વૈષ્ણુવ કીધા જો. ૪૭
આનંદદાસ વિશ્વંભરદાસ, ક્ષત્રિ વૈષ્ણુવ છે બે ભાઇજો,
તે ભગવદ્‌વાર્તા કરતા એકાંતે બેસી;
બીચ બીચમાં શ્રીઠાકોરજી હુંકારી દેતા જો. ૪૮
એક બ્રાહ્મણી વૈષ્ણુવ અડેલમાંહી રહેતી જો,
એમના ઉપર શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી;
એમને માથે શ્રીબાલકૃષ્ણુજી પધરાવ્યા જો. ૪૯
વૈષ્ણુવ ક્ષત્રાણી ચરખો કાંતીને રહેતી જો,
લાડવા કરીને મંદિરમાં ઉંચા ધર્યા,
તે શ્રીબાલકૃષ્ણુજી તતક્ષણ લઇને લઇને આરોગ્યા જો. ૫૦
સીહાનંદનાં સાસુ વહુ ક્ષત્રાણી, ગોરજા ને સમરાઇ જો.
એમને માથે શ્રીદામોદરરાયજી બીરાજતા,
સાચી પ્રીત જાણીને વહુ સાથે રમણ કીધાં જો. ૫૧

+એક છકડાનો બોજો.

શ્રીરૂક્મણિ વહુજીની ખવાસણી કૃષ્ણદાસી જો,
શ્રીવલ્લભ તો પ્રગટ્યા છે એમને કહે;
શ્રીગોકુલનાથજી ધરીઆં એમનાં નામ જો. ૫૨
બુલામિશ્ર સારસ્વતબ્રાહ્મણ પશ્ચિમદેશના વાસી જો.
ક્ષત્રી યજમાનને હરિવંશ સંભળાવીયા;
તે સાંભળ્યાથી પુત્ર થયો તત્કાળ જો. ૫૩
રામદાસ મીરાંના પુરોહિત, મેવાડમાં રહેતા જો
વૃત્તિ છોડીને બીજે ગામ જઇને રહ્યા;
મીરાંનાં મુખ કોઇ દહાડો નવ જોયાં જો. ૫૪
બીજા રામદાસ રજપુત તે ચોહાણ જો.
શ્રીગિરિરાજની કંદરામાં રહેતા સદા;
શ્રીમહાપ્રભુજીએ શ્રીજીની સેવા સોંપી જો. ૫૫
ત્રીજા રામદાસ પંડિત થાનેશ્વરના વાસી જો.
વૈષ્ણવ અપરાધે શ્રીમહાપ્રભુજીએ ત્યાગ કર્યો;
વચનવાળા શ્રીનાથજીએ નવ છોડ્યા જો. ૫૬
વિષ્ણુદાસ છીપા શ્રીગુસાંઇજીની સેવા કરતા જો.
વાદ કરતા પંડિત પાછા વાળિયા;
શ્રીમહાપ્રજીભુની કૃપાથી સમર્થ ભારે જો. ૫૭
જીવણદાસ કપુર ક્ષત્રો શીહાનંદના વાસી જો,
રસોઇ કરતાં ઘટા ઉઠી વરસાદની;
શ્રીમહાપ્રભુજીની આણ દેઇને રોકી જો. ૫૮
ભગવાનદાસ તે સારસ્વત બ્રાહ્મણ હાજીપુરના વાસી જો,
એમને ઘેર શ્રીગુસાંઇજી સદા પધારતા;
ચરણ પાદુકાની સેવા કરતા પ્રીતે જો. ૫૯

બીજા ભગવાનદાસ શ્રીજીના ભીતરીઆ જો;
બાલભોગની સામગ્રી કરતા ભાવશું,
શ્રીમહાપ્રભુજીએ શ્રીજીની સેવા સોંપી જો. ૬૦
અચ્યુતદાસ સનોડીયા બ્રાહ્મણ, માનસી ગંગા ઉપર રહેતા જો;
શ્રીગિરિરાજની દંડવતી પરિક્રમા ત્રણવાર કરી,
સેવા સ્મરણ કરતા નિશદિન સાર જો. ૬૧
બીજા અચ્યુતદાસ ગૌડ બ્રાહ્મણ મ્હોટા ભગવદિ કહીયે જો.
એમને માથે શ્રીમદનમોહનજી બિરાજતા;
હવે બિરાજે શ્રીનાથજીની પાસે જો. ૬૨
ત્રીજા અચ્યુતદાસ સારસ્વત બ્રાહ્મણ, કડા ગામના વાસી જો,
શ્રીમહાપ્રભુજીની સાથે પૃથ્વી પરિક્રમા ત્રણવાર કરી,
એમને માથે બિરાજે ચરણારવિંદની સેવા જો, ૬૩
નારાયણદાસ તે દેશાધિપતિના ચાકર કહીએ જો,
શ્રીમહાપ્રભુજીના દર્શનની આરતિ ઘણી;
એમને ચાકર કહે ચલો ભઇઆ, શ્રીગોકુળ જઇએ જો. ૬૪
બીજા નારાયણદાસ મથુરાજીના વાસી જો,
એમના સ્વપ્નમાં શ્રીમદનમોહનજીએ આજ્ઞા કરી;
શ્રીવૃંદાવનની ભૂમિમાંથી કાઢો જો. ૬૫
ત્રીજા નારાયણદાસ લવાણા નગરઠ્ઠાના વાસી જો,
એ બ્રાહ્મણ વૈષ્ણવને કન્યાદાન દેવાને દ્રવ્ય આપીયાં;
ત્યારે બંધીખાનેથી છૂટીને ઘેર આવ્યા જો. ૬૬
શીંહાનંદમાં એક વૈષ્ણવ છે ક્ષત્રાણી જો,
શાક લેવાને શ્રીઠાકોરજી પોકારતા;
તોતરી કરીને રોટી ધરતા ભોગ જો. ૬૭

દામોદરદાસ કાયસ્થ એમની સ્ત્રી વીરાંબાઇ શેરગઢના વાસી જો,
એમને માથે શ્રી કપુરરાયજી બિરાજતા;
શ્રી ઠાકોરજીની આજ્ઞા થકી સુવાવડમાં સેવા કરી,
શુદ્ધ થયા ત્યારે અપરશ કાઢી નાંખી જો. ૬૮
શીહાનંદનાં સ્ત્રી પુરૂષ રહેતા આગ્રા માંહે જો,
સાંકડી જગ્યાને માટે એ બહાર સૂતા;
મેહ વરસતાં પલળતાં એ બેઉ જણાં,
શ્રી ઠાકોરજીએ ઘરમાં બોલાવી લીધાં જો. ૬૯
એક સુતારને એક અન્ય માર્ગીનો સંગ હતો,
એ સુતારને એક વૈષ્ણવનો સત્સંગ થયો;
પૂર્ણ પુરૂષોત્તમ જાણીને શરણે આવ્યા જો. ૭૦
કવિ લઘુ પુરૂષોત્તમદાસ કવિતમાં બહુ બળવંત જો,
એક કવિત કરીને શ્રીજીને સુણાવતા;
શ્રી મહાપ્રભુજીના કવિત પણ બહુ કરતા જો. ૭૧
કવિરાજ ભાટ તે ત્રણ ભાઇ છે વૈષ્ણવ જો.
શ્રી મહાપ્રભુજીને શ્રી ગોવર્દ્ધનનાથજી; એક કરીને જાણુતા.
બે સ્વરૂપનાં કવિત ભેળાં કરતા જો. ૭૨
ગોપાલદાસ તે ઈંટોડાના વાસી જો, ચોખરા કરીને બહુ રીતે ગાયાજો.
તે સુણી શ્રી મહાપ્રભુજી પ્રસન્ન થયા.
એવી રીતના બહુ છંદ બનાવ્યા જો. ૭૩
જનાર્દનદાસ ચોપડા ક્ષત્રી શ્રી ગોકુલમાં આવ્યા જો,
શ્રી મહાપ્રભુજીનાં અલૌકિક દર્શન થયાં,
પૂર્ણ પુરુષોત્તમ જાણીને શરણે આવ્યા જો. ૭૪
નરહદાસજોશી ગોડીઆ બ્રાહ્મણ, શ્રીમદનમોહનજીની સેવા કરતાજો,

એમની દેહ થાકી એણીવારે શ્રીગુસાંઇજીને ઘેર પધરાવિયા,
હવે બિરાજે શ્રી ગોકુલચંદ્રમાજીની પાસે જો. ૭૫
ગરુડસ્વામી બ્રાહ્મણ વૃંદાવનમાં રહેતા જો;
એમના સ્વપ્નામાં શ્રી ઠાકોરજીએ જતાવીયું,
તમે શ્રી મહાપ્રભુજીને શરણે જજો જો. ૭૬
કનૈયાલાલ ક્ષત્રી રહેતા આગ્રા માંહે જો,
શ્રી મહાપ્રભુજીની પાસેથી સર્વ ગ્રંથ ભણીયા;
શ્રી ગુસાંઇજી એમની પાસેથી સર્વ ગ્રંથ શીખ્યા જો. ૭૭
માણેકચંદ, સદુપાંડે, ભવાની, આન્યોર ગામમાં રહેતા જો,
નરોબાઇ દૂધ લઇ શ્રીનાથજીને આરોગાવતાં;
શ્રી મહાપ્રભુજીએ બચ્યું તે દૂધ માગી લીધું જો. ૭૮
બાદરાયણદાસ, બાલકૃષ્ણદાસ પુષ્કરણા બ્રાહ્મણ.
મોરબી ગામમાં રહેતા જો,
શ્રી મહાપ્રભુજીની સાથે બહુ વાર શ્રીદ્વારકાં ગયા;
ષટ માસ રહીને આવ્યા પોતાને ઘેર જો. ૭૯
નરહર સંન્યાસી ને વેણી કોઠારી વૈષ્ણવ કહીએ જો.
શ્રી મહાપ્રભુજીની સાથે શ્રી દ્વારકાં ગયા;
શ્રી રણછોડજીનાં દર્શન કરીને ઘેર આવ્યા જો. ૮૦
ગોપાલદાસ જટાધારી કહીએ, શ્રીનાથજીની ખવાસી કરતા જો.
એ અનુસરમાં પંખો કરતા ઉભા રહી,
સેવા છોડીને પૃથ્વીપ્રદક્ષિણા સારૂ દેહ છોડી જો. ૮૧
કૃષ્ણદાસ તે સ્ત્રીપુરૂષ બે બ્રાહ્મણ વૈષ્ણ કહિયે જો,
સ્ત્રી વાણીયાને સોંપી ને વૈષ્ણવનું સમાધાન કર્યું;
શ્રી કૃષ્ણનું સ્મરણ કરીને ઘેરે જન હરખ્યા જો. ૮૨

સંતદાસ તે ચોપડા ક્ષત્રિ રહેતા આગ્રા માંહે જો.
અષ્ટપહોર એ પોથી લેઇને બેસતા;
કોઇ ભગવદી મળે ત્યારે ભગવદ્‌વાર્તા કરતા જો. ૮૩

સુંદરદાસ શ્રીમહાપ્રભુજીની સેવા કરતા જો,
એમની સંગે માધવદાસ વૈષ્ણવ થયા;
શ્રી મહાપ્રભુજીને પોતાને ઘેર પધરાવતા જો. ૮૪
માવજી પટેલ એમની વીરજો સ્ત્રી રહેતા ઉજ્જન માંહે જો,
એ બાર મહિનામાં બે વાર શ્રી ગોકુળ આવતા;
શ્રી મહાપ્રભુજીને શ્રી નાથજીનાં દર્શન કરતા જો. ૮૫
ગોપાલદાસ તે નરોડા ગામના મોટા ભગવદી કહીએ જો,
શ્રી મહાપ્રભુજીએ નામ દેવાની આજ્ઞા કરી;
શ્રીનાથજીએ એમની ઝારીનાં જળ પાયાં જો. ૮૬
સૂરદાસ એક બ્રાહ્મણ વૈષ્ણવ ભક્તશિરોમણિરાજ જો,
સવા લક્ષ પદ કરવાનો સંકલ્પ કર્યો;
સૂરસાગર કરી શ્રીહરિના ગુણ ગાયા જો. ૮૭
ગોપાલપરામાં એક વાણીઓ રહેતો ઠઠ્ઠાવિદ્યા બહુ કરતો જો,
સૂરદાસજીએ ક્ષમા કરીને વૈષ્ણવ કર્યા;
સાઠ વર્ષના થઇને શરણે આવ્યા જો. ૮૮
પરમાનંદદાસ કનોજીઆ બ્રાહ્મણ પરમ ભગવદી કહીયે જો,
એક જલગરીઆ વૈષ્ણવનો સત્સંગ એક વૈષ્ણવને થયો,
સર્વ ભાવથી પરમાનંદ સાગર ગાયા જો. ૮૯

કુંભનદાસ તે ગોડીયા બ્રાહ્મણ, જમનાવતામાં રહેતા જો,
શ્રીગોવર્દ્ધનનાથજીના સખા થઇને સંગે રમ્યા,
બાભાવે શ્રીહરિના ગુણ ગાયા જો. ૯૦

કુંભનદાસના સુત કૃષ્ણુદાસ ગાયોની સેવા કરતા જો,
સિંહથી ગાય છોડાવીને પોતાની દેહ ત્યાગ કરી,
શ્રી નાથજી આગળ ગાયો દોવરાવવા આવી ઉભા જો. ૯૧
કૃષ્ણુદાસ અધિકારી કહીએ એમને રાસલીલા ઘણી વહાલી જો.
એ કીર્તન કરીને શ્રીજીને સુણાવતા
શ્રીગુસાંઇજીએ એમનો અપરાધ ક્ષમા કરીને
રાખ્યા ચરણુની સેવામાં જો. ૯૨
સકલ મનોરથ પ્રભુએ એમના પુરણુ કર્યાં,
મનવાંછિત ફળ આપ્યાં છે નિરધાર જો. ૯૩
ભાવ કરીને સર્વ ભગવદીના ગુણુ ગાયા જો,
શ્રીગુરૂદેવની કૃપાથી મેં વર્ણવ્યા, તેથી મારાં સર્વે સરીયાં કાજ જો.
ભકત સકલના ગુણુજશનો નહિ પાર જો,
ગાતાં સુણુતાં દુષ્કૃત આ તનનાં જશે.
આ મુખથી નિશ્ચે કહેજો વારંવાર જો. ૯૫
ભાવ કરીને ગાશે નર ને નાર જો,
શ્રીવલ્લભ વિઠ્ઠલ પ્રભુ એમને હ્રદયે વસે:
નિજલીલામાં તેને પ્રાપ્તિ થાય જો,
ઉંચનીચ જે ધરશે એમનાં ધ્યાન જો;
ભવ સાગરમાં તરવા તે સિદ્ધાન્ત છે,
હિત ચિત્ત કરી સાંભળશો ધરી કાન જો. ૯૬
ચોરાશી વૈષ્ણુવની લીલામાં એમની પાંતી જો,
તે માટે શ્રીમહાપ્રભુજીએ પ્રાગટ્ય કર્યાં;
કાલયુગ જીવને સુધારવા શ્રીનાથ જો. ૯૭
ભકતજનની શ્રીમહાપ્રભુજી પુરે આશ જો,
શ્રીયમુનાજી પાન સદા મુખથી કરૂં;
દાસ કહે મને આપો શ્રીવ્રજમાં વાસજો. ૯૮

## શ્રી બસેંબાવન વૈષ્ણવનું ધોળ.



શ્રીમદ્‌વલ્લભ પ્રભુને નમું શ્રીવિઠ્ઠલેશ,
સાત સ્વરૂપ સહિત સઘળો વંશાત્મક વિશેષ. ૧
સેવક શ્રી વિઠ્ઠલેશજીના બસોંને બાવન,
જેનું નામ ઉચ્ચાર માત્રથી થાય સો પાવન. ૨

ગુણ ગોવિંદદાસના ગાઇયેરે, છીતસ્વામી પરમ ચિત્ત લઇયેરે
નંદદાસ શ્રીકૃષ્ણ આસક્તરે, ચતુર્ભુજદાસ સદા અનુરક્તરે.
નિત્ય નાગજીભાઇ ઉચરીએરે, કૃષ્ણભટજીને મન ધરીએરે,
ચાચાજી નારાયણદાસરે, વિઠ્ઠલદાસ ભક્ત ઉલ્લાસરે.
કૃષ્ણદાસ મોરારિદાસરે, બાપ બેટા મન ઉલ્લાસરે.
હરિદાસ જનાર્દનદાસરે, રૂપમોરારિ રસરાસરે,
અલીખાન વલીખાન જાદીરે, જેમલ રજપૂત હરિવાદીરે.
માધવદાસને નાહાલચંદરે, માધવદાસ કાયસ્થ ગુણવંતરે.
કાયસ્થ ધણી ને ધણીઆણીરે, રૂપચંદ નંદ શુભ વાણીરે.
એક બ્રાહ્મણ રાઘવદાસરે, ગોપાલદાસ ગુજરાતના વાસીરે
રાજા લાખા ને એક બાઈરે, હરિદાસ ખવાસ સુખદાઇરે.
શેઠ જ્ઞાનચંદ જદુનાથરે, ભાઇલા કોઠારી હરિ હાથરે.
માણેકચંદ ને એઉની નારીરે, હરજી કોઠારી ગુણ ભારીરે.
ગોપાલદાસ બ્રાહ્મણ બંગાળીરે, વ્યાસગણેશ બહુ ભાગ્યશાળીરે.
મધુસુદનદાસ છે હરિને વહાલારે, એક કણબી માળાવાળારે.
એક વૈષ્ણવની છે કન્યારે, રામાનંદને પરણાવી કન્યારે,
એક વૈષ્ણવની બેટી ટેકીરે, તેતો પરણી ધર્મ વિવેકીરે.
વૈષ્ણવ એક તરૂના સંગીરે, પાથોગુજરી હરિરસ સંગીરે.

એક વ્રજવાસી સુત નારીરે, ગોપીનાથદાસ ગૌચારીરે. ૨૧
કણબી ગુજરાતી બે ભાઇરે, દ્વિજપત્ની આગરાઇરે. ૨૨
એક ગોડીઓ પંડિત શોભેરે, એક રઘુપતિ દર્શન લોભેરે. ૨૩
એક પંડિત ને કહાનબાઇરે, વૈષ્ણવ ક્ષત્રી છે આગરાઇરે. ૨૪
મોહાઢીમર ને દ્વિજ રેડોરે, નારાયણદાસે હરિને તેડયારે. ૨૫
એક વૈષ્ણવ સુરતવાળારે, રાજા આસકરણ પ્રભુ વાહાલારે. ૨૬
બે હતિતપતિત કણબીરે, વહુ અજબકુંવરી બેહુ ધર્મીરે. ૨૭
એક પ્રોહિત વેસ્યા કન્યારે, ગંગાબાઇ છે પૂર્ણ ધન્યારે. ૨૮
એક રાજા ને એક ધોબીરે, બે સાચોરા રસ લોભીરે. ૨૯
એક વૈષ્ણવ મદનગોપાળરે, બે કણબી પટેલ રસાળરે. ૩૦
સેવક એક વિકતરે, દયા ભવૈયા આસકતરે. ૩૧
એક વાણીઓ ને એક નારીરે, એઉ પરમ વૈષ્ણવતા ધારીરે. ૩૨
એક ક્ષત્રાણી વિરકતરે, વાઘાજી રજપુત આસકતરે. ૩૩
એક ગોપાળદાસ ભીતરીયારે, બીજા આઠ સેવક અનુસરીયારે. ૩૪
ગોપાળદાસ સીંધલ ભોળાભાઇરે, શેઠ પુત્રી દિવાનની જાઇરે. ૩૫
એક કુંઝરી રૂપાબાઇરે, હરિદાસસુતા સુખદાઇરે. ૩૬
એક ક્ષત્રી વૈષ્ણવ બાઇરે રાજા રાણી પુત્રને દાઇરે. ૩૭
શાહુકારનો બેટો વિલાસીરે, એક વૈષ્ણવ કૃષ્ણ પ્રકાશીરે. ૩૮
એક વેસ્યા ભોવનની વાસીરે, તે હરિગુણ માંહિ નિવાસીરે. ૩૯
પુત્રજી વડો વિરકતરે, વેણીદાસ છીપા છે ભકતરે. ૪૦
એક શ્યામળદાસ એક નાઇરે, પુત્ર પડાણનો સુખદાઇરે. ૪૧
ઓઝા દામોદરદાસ છે ભકતરે, બેટી શાહુકારની આસકતરે. ૪૨
વૈષ્ણવ એક ખડબુચાવાળોરે, શેઠ આગરાઇને મન ભાળ્યોરે. ૪૩
એક કાપડવાળો શોભેરે, કણબી આંજણો વૈષ્ણવ લોભેરે. ૪૪

એક શાસ્ત્રી મોરારિદાસરે, લાછબાઇ ભાટ ગુણરાશરે. ૪૫
રાજારાણી હરિ મન ભાવેરે, એક વૈષ્ણવ ડોલ ઝુલાવેરે. ૪૬
દ્વિજ શેઠ સોની પરમાનંદરે, મેહેરા પુરૂષોત્તમ ગુણવંતરે. ૪૭
એક બે ભાઇ ચંદન લાવ્યારે, ચોપડા ભંડારીને મન ભાવ્યારે. ૪૮
ઠગ એક દસ એક સંગીરે, માતા બેટી હરિરસ રંગીરે. ૪૯
એક ગૃહસ્થી ને વિરક્તરે, બીજા બે ભાઇ આશક્તરે. ૫૦
જીવા પારેખ ને સેજપાળરે, દોશી માધવદાસ દલાલરે. ૫૧
બેટા પટેલનો આવેરે, બેટી પટવારીને મન ભાવેરે. ૫૨
હરિદાસ જમાઈ માણેકચંદરે, પ્રભુએ ત્યાગ કર્યો મનરે. ૫૩
એક ગિરિની પરિક્રમા કરતારે, એક નિત્ય ઉઠી વ્રજમાં ફરતારે. ૫૪
બે કણબીએ કરી એવીરે લઇ કુવામાં નાંખી દેવીરે. ૫૫
કણબણ ગુજરાતની વાસીરે, બેટી બીરબલની સુખરાસીરે. ૫૬
રાજા જોધસીંગ દક્ષિણનારે, વળી પુરોહિત તેના ઘરનારે. ૫૭
સાસુ વહુ સુરતના વાસીરે, રાજા પુરવનો સુખરાશિરે. ૫૮
શેઠ સુત રહેનારો ગુજરાતીરે, એક બ્રાહ્મણી નાગર જાતિરે. ૫૯
શ્રી વિઠ્ઠલેશ શ્રીજીને રૂપેરે, દીધું દર્શન બેને અનુપેરે. ૬૦
એક દુઃસંગ મીઠો વિરક્તરે, બીજો ભાઇ આસક્તરે. ૬૧
વેણીદાસ છીપા છે ભક્તરે, એક રજપૂત કાંઠાના આસક્તરે. ૬૨
દ્વિજની પત્ની વૈષ્ણવ સંગથીરે, ખોયા કોહોડ પોતાના અંગથીરે. ૬૩
એક ન્યુન અધિક બે આવેરે, એક દ્રવ્ય સામગ્રી લાવેરે. ૬૪
એક કણબી ગાય ચરાવેરે, એક રાસની રીત ચિત્ત લાવેરે. ૬૫
જોડ ઠગ ને એક ગુજરાતીરે, સીતાબાઇ છે દક્ષણી જાતિરે. ૬૬
એક વૈષ્ણવ ને એક બાઇ રે, દામોદરદાસ સુખદાઇરે. ૬૭
વડનગરમાં માધવદાસરે, એક વૈષ્ણવ મહા વનવાસરે. ૬૮

ગુજરાતના દાસ મોરારિરે, ભક્ત ભીમ અતિ હિતકારીરે. ૬૯
એક દાસ ગોવર્દ્ધન ધારીરે, રામદાસ પરમ આચારીરે. ૭૦
જીયાદાસ ને નરહરિદાસરે, રાજા ટોડરમલ સુખરાશરે. ૭૧
નરશીદાસ ને પીતાંબરદાસરે, ધર્મદાસ ગોવાળ પ્રકાશરે. ૭૨
એક બ્રાહ્મણ માધવદાસરે, એક વહેપારી સુખરાશરે. ૭૩
એક બ્રાહ્મણ ને એક નારીરે, એક સ્ત્રી છે સુખકારીરે. ૭૪
એક જનભગવાન બે ભાઇરે, એક ઢીમર સુખદાઇરે. ૭૫
દ્વિજપત્ની પત્ની પટેલરે એક સોદાગર રસરેલરે. ૭૬
મીસરીદાસ ચતુર્ભુજ ભાવેરે, ગોપાળદાસ ગોરવા કહાવેરે. ૭૭
એક ક્ષત્રી રઘુનાથરે, ઓધો ત્રવાડી હરિ હાથરે. ૭૮
હવે ઇશ્વરદાસ સાચોરારે, સંતદાસ ક્ષત્રિ ગુણ ગોરારે. ૭૯
ક્ષત્રિસુતને સુત બ્રાહ્મણનોરે, એક વૈષ્ણવ રાજનગરનોરે. ૮૦
વૈષ્ણવ ભગવાનદાસ સોહાવેરે, એક દક્ષણી વૈષ્ણવ આવેરે. ૮૧
સ્વામી કૃષ્ણદાસ વિલાસીરે, એક ક્ષત્રિ મથુરાવાસીરે. ૮૨
દ્વિજ જોશી રાજા ભીમારે, શાહુકાર સુત સુખસીમારે. ૮૩
એક ક્ષત્રિ જાદવદાસરે, હરિજન મથુરાંવાસીરે. ૮૪
શાહુકાર વળી ક્ષત્રાણીરે. એક વ્રજવાસી શુભ વાણીરે. ૮૫
દાસ પુરૂષોત્તમ પોકરણારે, વળી દુર્ગાદાસ ગુણ ગણાણારે. ૮૬
ક્ષત્રિ ચોપડા ધ્યાનદાસરે, લક્ષ્મીદાસ ગુજરાતમાં વાસરે. ૮૭
તારાચંદ ને બિહારીરે, વૈષ્ણવ ગુજરાતી અતી ભારીરે. ૮૮
હરિદાસ મોહનદાસરે, માધો સાર સુત ગુણરાસરે. ૮૯
દ્વિજ બેટી ક્ષત્રિ કન્યારે, એક ચોર સેવક થયો ધન્યારે. ૯૦
એક ઉતમશ્લોકદાસરે, ખેડાવાળ ભક્ત રસરાસરે. ૯૧
સાસુ ને સસરા જ્ઞાનીરે, રજપૂતની બેટી પરમાણીરે. ૯૨

સાચોરા આનંદદાસરે, એક ભીલડી છે સુખરાસરે. ૯૩
સધનદાસ દેવાદાસ કણબીરે, રાજપુત્ર મોહનદાસ ધમીરે. ૯૪
નરનારી વસે છે પ્રયાગરે, માધવદાસ સુરત અનુરાગરે. ૯૫
ભટ્ટ કલ્યાણજી વીરાભાઇરે, મહારાજ પુરૂષોત્તમ સુખદાઇરે. ૯૬
રૂડા રતનજી અધિકારીરે, રૂપબાઇ પરમ ગુણ ભારીરે. ૯૭
વૈષ્ણવ ક્ષત્રી છે આગરાઇરે, એક મહીધર ને ફુલબાઇરે. ૯૮
દવે ભીમ ભંડારીરે' રાજા માનસિંહ અધિકારીરે. ૯૯
દવે પુરોહિત સુત વિખ્યાતરે, કૃષ્ણદાસ ગોરવા જાતરે. ૧૦૦
વડનગરા માધવદાસરે, દ્વિજ ઉજ્જેણીના સુખરાસરે. ૧૦૧
નારાયણદાસ સનોડીયા જ્ઞાનીરે, લક્ષ્મીદાસ રજો ક્ષત્રાણીરે. ૧૦૨
રાજા બીરબલ ને તાનસેનરે, આનંદનાપરી સુંદર એનરે. ૧૦૩
વેણીદાસ દામોદરદાસરે, વીજાનગરીમાં વાસરે. ૧૦૪
એક એક ફળ લખી લીધુંરે, લખી સ્વરૂપ હૈયામાં લીધુંરે. ૧૦૫

**વલણ**—યથામતિએ કહ્યા છે, વળી બીજા છે અપાર;
પરમ તત્ત્વનું તત્ત્વ છે, એ ભક્તના આધાર ૧૦૬
ભકતરાજ શિરોમણિ, ને એકનો આધાર;
કર્યા છે વળી કરે છે, વળી કરશે નિરધાર. ૧૦૭
તે માટે સર્વ પ્રાતઃઉઠીને, નામે કરો કરાહાર;
કંઠમાં ધારણ કરો તો, હરિ મળે સુખસાર. ૧૦૮
સર્વે ભગવદીને નમન કરીને, એજ માગું નેમ;
શ્રી વિઠ્ઠલવરની સૃષ્ટિ ઉપર રહો દુર્લભ પ્રેમ. ૧૦૯

## ધોળ ૮ મું.

તાદશીય જન જેને જાણીએરે, જેમાં એવા ગુણ હોયરે;
નિંદાસ્તુતિ કોઇની નવ કરે, સઘળે સમદૃષ્ટિ જોય (૨) રે. ૧

જેના દર્શન માત્રથીરે, ટળે પ્રપંચનું ધ્યાનરે;
સ્મરણ કરાવે શ્રી કૃષ્ણનું, નસાવે અઘ અજ્ઞાન (૨) રે. ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકિત તન થાયરે;
નેત્ર પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રૂંધાય (૨) રે. ૩
પરદુઃખે દાઝે ઘણારે, ન કરે કોઇનો દ્રોહરે,
ઇંદ્રિયજિત સાચા સદા, ન પામે માયામાં મોહ (૨) રે. ૪
સકળ ચરાચરને વિષેરે, વસ્યા દેખે ભગવાનરે;
શુભ ઇચ્છે સર્વ જગતનું લેશ નહિ અભિમાન (૨) રે. ૫
સઘળી લીલા અવિનાશનીરે, જેમાં લુબ્ધ જેનું મનરે;
પ્રીતિ બહુ પર ઉપકારમાં, સદાપ્રસન્ન વદન (૨) રે. ૬
નટવર ઝલકે નેનમાં રે કાંતિ કરૂણામય હોયરે.
સત્ય ભાવ સંતોષ બહુ, દોષ કોઇનો ન જોય (૨) રે. ૭
વહાલા લાગેછે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે;
અનન્ય ભાવે ભજે શ્રીકૃષ્ણને, જેને વહાલું નહિ વિત્ત (૨) રે. ૮
હરિગુરૂ વૈષ્ણવને વિષેરે, જેને અતિ ઘણાં વહાલરે;
દ્દઢ આશ્રય અરૂ દીનતા બોલે વચન રસાલ (૨) રે. ૯
સેવા સ્મરણ સતસંગ વિષેરે, જેની આસકિત અનંતરે:
કપટનો લેશ નહિ રૂદિયા વિષે, જેનું હરિચરણે ચિત્ત. (૨) રે. ૧૦
વિહવલતા શ્રીવિઠ્ઠલેશસુંરે, મુખે શ્રીકૃષ્ણનું નામરે;
એવા ભગવદીયના દાસના, હરિદાસ ગુણ ગાય (૨) રે. ૧૧

## ધોળ ૯ મું.

વૈષ્ણવ નથી થયો તુંરે, શીદને ગુમાનમાં ઘુમેરે;
હરિજન નથી થયો તુંરે. ટેક.
હરિજન જોઇ હરડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામધામ ચટકી નથી ફટકી ક્રોધે લોચન રાતાં. ૧

તુજ સંગે કોઇ વૈષ્ણુવ થાએ, તો તું વૈષ્ણુવ સાચો.
તારા સંગનો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. ૨
પરદુ:ખ દેખી હ્રદે ન દાઝે, પરિનિંદાથી નથી ડરતો,
વહાલ નથી વિઠ્ઠલસું સાચું હઠે ન હું હું કરતો. ૩
પરોપકારે પ્રીતી ન તુજને, સ્વાર્થ છૂટયો છે નહીં;
કેહેણી તેવી રહેણી ન મળે, કહાં લખ્યું એમ કહેની. ૪
ભજવાની રૂચી નથી મન નિશ્ચે, નથી હારનો વિશ્વાસ;
જગત તણી આશા છે જહાં લગી. જગત ગુરૂ તું દાસ. ૫
મનતણો ગુરૂ મનને કરીશ તો સાચી વસ્તુ જડશે;
**દયા** દુ:ખકે સુખ માન પણુ, સાચું કહેવું પડશે. ૬

## પદ ૧૦ મું.

મીલે કબ શ્રીવલ્લભકે પ્યારે. ટેક.
જીનકે હાવ ભાવ પ્રીતિ રસ, તીન લોકતેં ન્યારે. ૧
કૃપા સમુદ્ર ભરે અંગ અંગમે, ઉછલિત રસકી ધારે;
ભાલ તિલક બિરાજત અદ્‌ભુત, કરૂણામય અનુહારે; ૨
કોટિ જન્મકે તન દુ:ખ ભાજત, હ્રદય કરત ઉજીયારે;
પુલકિત પ્રેમ કંડ ભરી આવત, સુખ ઉપજાવત ભારે. ૩
જા પર કૃપા કરત શ્રીગિરિધર, તબ ઇનકે અનુસારે;
**રસિકદાસ** જન કો વિધિ પાઇએ, દોઉં નયનકે તારે. ૪

## પદ ૧૧ મું.

આએ મેરે શ્રી વલ્લભ નામ ઉપાવસી. ટેક.
માલા તિલક ગોપીજન મુદ્રા, કોટિક ચંદ્ર પ્રકાશી. ૧
ભગવદ્‌ કથા શ્રવન પુટ પીવાવત, પૂર્ણ પ્રેમ નિવાસી;
દર્શન ભયે લહે સબરી સુખ, તતક્ષણુ આનંદરાસી. ૨
પુષ્ટિ ભકિતકો દાન કરત નિત્ય, વિરહ સત લોક ઉદાસી;
**રસિકદાસ** જન સો બડભાગી, ઇનકે સંગ સુવાસી. ૩

## પદ ૧૨ મું.

આએ મેરે શ્રીવલ્લભકે દાસ. ટેક.
તાકી સરભરા નહીં ત્રિભોવનમેં, સુણો વેદ ઇતિહાસ. ૧
વ્રજ રસનાંકે ભાવની ભાવક, સદા પ્રસન્ન હુલાસ;
મેઘ ગંભીર ગર્જત વચનામૃત, વર્ખત સુખ સુખકી રાસ ૨
કોટિ જન્મ અઘ હરત, કરત શુદ્ધ ભેટત સબ વ્રજઆસ;
નામ લેત મન આનંદ ઉપજત, ભજનાનંદ વિકાસ. ૩
તીનકી સંગત કબહુ ભઇ, હરિવશ હોય અનાયાસ,
વાગ્ધીશ પદ કમલ એ શિર, નિરભે કરત વિલાસ. ૪
તાકીમહિમા કો કવિ બરણુત, શુક સનક સરસ્વતી વ્યાસ;
તીર્થનકો અતિ તિર્થ કરી અબ, પદરજ ગંધ સુવાસ. ૫
લક્ષ્મી કરત અપેક્ષા જીનકી, નિશદિન કીયે નિવાસ;
ભક્તિ મુક્તિ સંગ લાગી ડોલત, કરત અન્ય ન ઉપાસ. ૬
કોટિ સમુદ્ર કરૂણા નેનનમે, સબ ગુણ તેજ પ્રકાસ;
**રસિકદાસ** જનકો તબ દીજે, નિજજન પદરજ આસ. ૭

## પદ ૧૩ મું.

આગે મેરે નંદ નંદનકે પ્યારે. ટેક.
માલા તિલક મનોહર બાનો, ત્રિભોવનકે ઉજીયારે. ૧
પ્રેમ સહિત બસત મનમોહન, નેકહૂં ટરત ન ટારે;
હૃદયકમલકે મધ્ય બિરાજત. શ્રીવૃષભાન દુલારે. ૨
કહા જાનો કહા પુન્ય પ્રગટ ભયો, મેરે ઘરજુ પધારે;
**પરમાનંદ** કરત ન્યોછાવર, વારિ વારિ હોં વારે. ૩

## પદ ૧૪ મું.

હોં વારી ઇન વલ્લભીયન પર.
મેરે તનકો કરોં બિછોના, શીશ ધરોં ઇનકે ચરણુનતર. ૧

નેહ ભરી દેખો મેરી અખીયન, મંડલ મધ્ય બિરાજત ગિરિધર;
યહતો મેરે પ્રાણજીવન ધન, દાન દીયો હે શ્રી વલ્લભવર. ૨
પુષ્ટિ પ્રકાર પ્રગટ કરવેકો ફિર પ્રગટે શ્રી વિઠ્ઠલ વપુ ધર;
રસિક સદા આશ ઈનકી કર, વલ્લભીયનકી ચરણરજ અનુસર. ૩

પદ ૧૫ મું.

હું હરિજનકો દાસ ભવોભવ
મેરે સકલ શિરોમણિ, યાકે ચરણ રેનકી આશ. ૧
ન કાહુકી કરત અવગ્યા, ન કાહુકી આશ;
પર ઉપકારી જગ હિતકારી શીલ દયાકી રાશ. ૨
સબ ગુણ આગર ભક્તિ ઉજાગર, ભવ સાગરકી નાવ;
તાકી સેવા અધિક હરિ માનત, હર્ખજુ હૃદયે ભાવ. ૩

પદ ૧૬ મું.

કુંભનદાસ મહા રસ કંદ, પ્રેમપ્રયોનિધિ પરમાનંદ;
છીતસ્વામી જશ બોલે સહુ, હરિ ગુણ બાંધે સુર બહુ.
કૃષ્ણદાસ જુગ પાવન કરે, ચત્રુભુજદાસ કીર્તિ ઉચ્ચરે;
નંદદાસ ઘેર સદા આનંદ, ગુણ ગાયે સ્વામી ગોવિંદ.
રસિક એ જશ રાખો હદે, શ્રી વલ્લભ કુલકી વાણી વદે;
કરો સેવા મન રાખો ધ્યાન, નિત્ય પ્રતિલ્યો એ આઠો નામ.

પદ ૧૭ મું.

શ્રીવિઠ્ઠલનાથ બસત જીય જાકે, તાકી રીત પ્રીત છબી ન્યારી;
પ્રફુલિત બદન કાંતિ કરૂણામય, નેનનમેં ઝળકે ગિરિધારી. ૧
ઉગ્ર સ્વભાવ પરમ પરમારથ, સ્વારથ લેશ નહિ સંસારી;
આનંદ રૂપ કરત એક ક્ષણમં, હરિજુકી કથા કહેત વિસ્તારી. ૨
મન ક્રમ વચન તાહીકો સંગ કીજે, પૈયત વ્રજયુવતિન સુખકારી,
કૃષ્ણદાસ પ્રભુ રસિકમુગટમણી, ગુણનિધાન શ્રીગોવરધનધારી. ૩

## પદ ૧૮ મું.

હરિજનકું હરિનામ બડો ધન; ટેક.
બિન રખવારે ચોર નહિ ચોરત, સોવત હે સુખધામ, ૧
દિન દિન હોત સવાઇ દેરી, ઘટત નહિ કછુ દામ.
સૂરદાસ પ્રભુ સેવા જાકી પારસસું કહા કામ. ૨

## પદ ૧૯ મું.

ગદાધરદાસ કપોલ કડા માંહે ખરા, ક્ષત્રીકોસડના પ્રોહિત તે જાણજો;
શ્રીવલ્લભ શરણ થઇને સુખપામ્યા ઘણું, અવ્યાગ્રતરકીને સેવ્યારસ મનજો.
જે આવે તે સર્વે સમર્પે શ્રીનાથને, ઘરમાં રહીને શ્રીકૃષ્ણ પોતે મુખથી ભાખે જો. ૨
કોઈસમે વળી વળતી કાંઇ આવે નહિ, સર્વે ભોગમાં જળસમર્પણ કીધાંજો;
મધ્યરાત્રે યજમાને આવી આપીયું. લાવી જલેબા ને ધરાવી દીધી જો. ૩
પ્રસાદ લેતાં વૈષ્ણવ પ્રસન્ન થયા, એ સ્વાદ અમે નથી કાંઇ ચાખ્યા જો;
જેવી લાવ્યા તેવી કૃતિ પોતે કહી, સત્ય વચન તે મુખથી પોતે ભાખેજો. ૪
માધવદાસ ાવષયી ભાજી લાવીયા, આરોગ્યા તે પ્રભુ પૂરણ પ્રીતજો;
શ્રી મુખથી આશીર્વાદ પ્રસન્ન થઇને કહ્યું, હરિ ભક્તી થઇ દઢ રંગની રીતે જો. ૫
એવો જશ ભગવદીનો પોતે કર્યો, શ્રીવલ્લભ પ્રભુ કૃપાથકી સહુ જાણજો;
માટે સહુ શ્રીવલ્લભ પદ સેવા કરો, વૈષ્ણુવ ઉપર વહાલ તે ઘણું આણે જો. ૬

## પદ ૨૦ મું.

હરિભક્તનસોં ગર્વ ન કરવો.
યહ અપરાધ પરમ પદ હું તે, ઉતર નરકમેં પડવો. ૧
હું કુલીન ધનવાન યહ ભિક્ષુક, ઇતનો મનમેં ન ધરનો;
ગજ સિંહાસન ઉંટ અશ્વ ચઢી. ભવસાગર નહિ તરવે. ૨
ખાન પાન બઢાય ભલે જુ, ફીર વદન પસારકે મરનો;
સૂરદાસ હિતચિત વિવેક ધર, ભક્તકે સંગ ઉગરવો. ૩

### પદ ૨૧ મું.

ભક્તકો સાચો ધન હે હરિનામ,
ચોર ન લૂટે અગ્નિ ન દાઝે, ગાઢે આવે કામ. ૧
દિન દિન દુનો બઢત સવાયો, ઘટત ન એકો દામ;
સુરદાસ સેવાકો રસ્તા પારસસું કહા કામ. ૨

આ શિવાય ચોરાશી વૈષ્ણવનાં ધોળ તથા વૈષ્ણવ માહાત્મ્યનાં બીજાં અપ્રાસદ્ધ પદ અમારા "વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જામાં જોવાની વાંચક વર્ગને ભલામણ કરીએ છીએ.

## પ્રકરણ ૧૫ મું.

## જીવશિક્ષા, જ્ઞાન, વૈરાગ્યનાં પદ અને ધોળ.

॥ श्री कृष्णाय नमः ॥

अथ जन्मवैफल्यनिरूपणाष्ठकम् ,

नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी,
नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले. १
न गृहीतं हरेर्नामं नात्माद्यखिलमर्पितम् ,
न कृष्णसेवा विहिता वृथा तज्जन्म भूतले. २
न लीलाचिंतनं नैव दीनता विरहाद्धरे;
न वा कृष्णाश्रयः पूर्णो वृथा तज्जन्म भूतले. ३

न नीता वार्त्तया घस्राः साधवो नैव सेविताः
न गोविंदगुणा गीता वृथा तज्जन्म भूतले. ४
न कृष्णरूपसौंदर्ये मनो नैव विरागितम् ,
न दुःसंगपरित्यागो वृथा तज्जन्म भूतले. ५
न भक्ति पुष्टिमार्गीया न निःसाधनता हृदि,
न विस्मृतिः प्रपंचस्य वृथा तज्जन्म भूतले. ६
न धर्मपरता नैव धर्ममार्गे मनोगति
न भक्तिर्ज्ञानवैराग्ये वृथा तज्जन्म भूतल. ७
न निजस्वामिविरहपरि[illegible]गो न भावना,
न दैन्यं परमं य[illegible] वृथा तज्जन्म भूतले. ८

**इति श्रीहरि[illegible]चितं जन्मवैफल्यनिरूपणाष्टकं संपूर्णम्.**

**પદ ૧ લું.**

શ્રી વલ્લભ વિઠ્ઠલ હરિ ન જાણ્યા, તેણે સર્વસ્વ ખોયુંરે. ટેક.
શું લાવ્યા શું લઇને જાશો, વારંવાર વહેવાયારે;
પુષ્ટિમાર્ગમાં જે જન આવ્યા, વિશ્વાસે ન વળગ્યારે. શ્રી વલ્લભ. ૧
સેવાનું ફળ સેવા થાશે, ઋતુ પ્રમાણે મેવારે;
સંપત પ્રમાણે સમર્પી લેજો, તેનું નામ તો સેવારે. શ્રી વલ્લભ. ૨
સેવા કરશે ને પાખંડ ધરશે, તે અથડાતા મરશેરે;
ભાવ વિના જે ભક્તિ કરશે, તે પત્થર કેમ તરશેરે. શ્રી વલ્લભ. ૩
મીઠું બોલે ને આચરણ ખોટાં, તેને તો ખર કહીએરે;
માધવદાસ તો એટલું માગે, તેનો સંગ ના કરીએરે. શ્રી વલ્લભ. ૪

**પદ ૨ જું.** એક સમે આસન સિંઘાસન સોનેકો,
એક સમે ધામકે બીછીયાપેં રહઇયે;
એક સમે રસોઇમેં નાના પ્રકારકે બિંજન,
એક સમે નોન બીન અલોને હું ખાઇયે. ૧
એક સમે અપનો હુકમ દશ આદમપેં,
એક સમે હજાર બાત પાજીકી સહીયે:
હારીએ ન હિંમત બિસારીએ ન હરિનામ,
જો વિધિ રાખે રામ તો વિધિ રહીયે. ૨

**પદ ૩ જું.** જબ ગોપાલ કૃપા કરે, તબ સબ બન આવે;
સુખ સંપત્તિ આનંદ ઘ[illegible] [illegible]ર બેઠે પાવે. ૧
કુબજા કાહા ઉદ્યમ કીયો, મથુરાકે માલી;
ઉહિ ચંદન ઉહિ પુષ્પમાલ, ચરચત બનવારિ. ૨
બિનુ તીરથ બિનુ દાન પુન્ય, બિનહિ તપ કીને;
પાંડવકુલહિત જાનકે, અપને કર લીને. ૩
એસી બહુત ગોપાલકી, તાકે મુનિ સાખી;
**પરમાનંદ** પ્રભુ સભામાંજ, દ્રૌપદીકી પત રાખી. ૪

**પદ ૪.** ભજ શ્રીકૃષ્ણ શરણં મમ;
અષ્ટાદશકો સાર એહીહે, તત્ત્વ શરણં મમ. ૧
મુક્તિ મોક્ષકો સાર એહી પદ, પુષ્ટિભક્તિ શરણં મમ;
ચલત ફીરત ઓર સોવત જાગત, રટો રસના શરણં મમ. ૨
[illegible]બ જીવનકો એહી પરમ ફલ, અંત સહાયે શરણં મમ.
[illegible]મદ્ વલ્લભ પરમ દયા કરી, વાકય દીયે શરણં મમ. ૩
કર વિશ્વાસ એહી મુખતે, રટો શ્રી કૃષ્ણ શરણં મમ;
ગર્ભવાસકો દુઃખ મીટી જેહે, હરિ નિકટ બસો શરણં મમ.

